# વિષયાનુક્રમણિકા.




. ૨ જું. માર્ચ–એપ્રીલ ૧૯૧૮ અંક ૧–૨ જો

# આશીર્વાદ.

શરદ્પૂનેમના ચન્દ્રપ્રકાશ જેવાં તમે નિર્મલ બનો. એના જેવું અમૃત તમે વરસાવો. વૈશાખમાસના સૂર્યના તાપ સમો પ્રતાપ તમે અશુદ્ધ માનવીઓ ઉપર જમાવો. પોયણીના જેવા પ્રેમાળ બનો. બકુલનાં પુષ્પની સુવાસ જેવી તમારી કીર્તિની સુવાસ પ્રસરો. આમ્રવૃક્ષનાં પરિપકવ ફળની સમાન તમે સર્વકોનાં ક્ષુધાતૃષાદિક દુઃખ નિવારો. લીંબવૃક્ષની જેમ તમારા આશ્રિતોને તમો શિતળ છાયા આપો. પર્વતના સમાન તમો નિશ્ચલ મનનાં બનો. પૃથિવી પાસેથી તમો ક્ષમાનો ગુણ મેળવો. તમારાં મૂત્પવાળી પગલાં પતિતોનો ઉદ્ધાર કરો. તમારા અમૃતસ્રાવી કરપલ્લવી માત્રને નિર્ભય બનાવો. વિજળી જેવાં તમે સર્વ વિદ્યાકલાનાં જ્ઞાતા બનો. સારંગીની મધુરતા તમો ગ્રહણ કરો. મૃદુ અને કોમલ વાણીની યોગ્યતા તમોને મળો. સીતા અને સાવિત્રીની વિશુદ્ધતા તમોને પ્રાપ્ત થાઓ. સંસારનાં આપ્તજનોના દોષ ઢાંકી દેવાને શ્યામ રાત્રિની જેમ તમો શાન્ત રહો. વસન્તની નવપલ્લવતા તમોને સર્વદા સુખરૂપ હો. ચન્દન સરખાં તમો સહનશીલ થાઓ. સરિતાનાં જલની પેઠે આપ્તજનનાં પાપોનું પ્રક્ષાલન કરો. વેલીની સમાન પતિપરાયણ બનો. સ્નેહ સુધાના ન્હાનાં ન્હાનાં સરવરીયાં તમારા હૃદય સરોવરમાં સદા સર્યા કરો. તમારાં ચરણ સરોજમાં માનવકુલના મુકુટ મણિઓનાં શીર સદા વિરમો. કમળપુષ્પોની કોમળતા આપ કદિ ત્યજો નહીં. સદ્ધર્મ પ્રત્યેની સહાનુભૂતિ અને અનુકંપાના મહાન ગુણો આપનાં હૃદયમાંથી કદિ ભૂંસાઓ નહીં. ટુંકામાં સૃષ્ટિમાંની સર્વ સુન્દર વસ્તુઓના ગુણ આપને મળો. આપ આપનાં સંસારમાં સ્વર્ગ ખડું કરો.

—મધુકુંજન.

છે મુજ સુખનો ભાર તેને શીરે, વિત્ત ઉપાર્જનનું કષ્ટ તે ધીરે;
એમાં એમને આનંદ અર્પતાં, અપેક્ષા નહીં મને કશાં સુખની ૯
હોતી જે મુજ પતિના સુખની, સંતોષ નીપજે એમની કૃતિથી;
પ્રભુ આપો આયુષ્ય દીર્ઘ કાળી, એ મુજ મનના છે વનમાળી. ૧૦
ચંદ્ર અર્પે આનંદ ચકોરને જેમ, મેઘ સંતોષે ચાતકને જેમ;
પતિ દર્શન વચનમાં એમ સર્વ, મારા મનમાં તે આનંદનું મહોપર્વ. ૧૧
પ્રભુ ! તુજરૂપ માનું મુજ સ્વામિને, અખંડિત મુજ ચિત્ત રાખો એ વિષે.
આહા ! પૂજ્ય એનાં પાદ પૂજું, બહુ ભક્તિથી તેમને તીર્થ માનું, ૧૨
એવા પ્રેમથી વસો તે મુજ ચિત્તે, ન આવો સ્વપ્નામાં ભાવ બીજે;
જગત્ પાસેથી માગવાનું બીજું શું ? ધન્ય ધન્ય જીવિત કરો અમરું. ૧૩

## વિરહી પત્ર.

(લેખક—રાજકવિ નથુરામ સુંદરજી—વાંકાનેર.)

(સ્વસ્તિ શ્રી સ્નેહપુર સ્થાન—એ રાહ)

શોભિતપુર ભાવ ભરેલ ઉર હરનારૂં રે, રહો છો ત્યાં રામા રત્ન મન હરી મારૂં રે;
પ્હોંચ્યો પ્યારી તુજ પત્ર અંહિ અણુધારે રે; વાંચી ચાંપ્યો ચિત્તમાંહિ વારે વારે રે. ૧
ગુણ મંદિર ગર્વ રહિત ગોરી મારી રે, આરોપી ઉરમાં સર્વ વાણી તારી રે;
વ્હાલી ! તારાં સહુ વેણ વાંચ્યાં પત્રે રે, બનીયાં મુજને દુઃખદેણ વિરહે અત્રે રે. ૨
તુજ વ્હાલ ભરેલ વિચાર વ્હાલી મારી રે. વાંચું ત્યાં વારંવાર યાદી તારી રે;
અક્ષર અક્ષર મુજ ઉર હરીને લે છે રે; મળવા મન હરણી મુજ તન તલસે છે રે. ૩
પોતાવટના તુજ પ્રશ્ન જ્યાં હું વાંચું રે, પ્રીતે જન તજતાં પ્રાણ માનું સાચું રે;
દૃઢ મન કરજે મમ પ્યારી છે પ્રભુ સાથી રે, ડરજે નહીં દિલમાં લેશ વિરહ વ્યથાથી રે. ૪
હું ખના દિવસો છે દુઃખ જરૂર જવાનાં રે, શાન્તિ રાખો સુખદિન અંત થવાના રે;
આગળના સહુ દષ્ટાંત ઉરમાં ધારી રે, નિરગમજે દુઃખના દિન વ્હાલી મારી રે. ૫
હું શું તારો હિત જાણુ પણ મન કાપે રે, નહીં થાઉં પરપ્રેમ પ્રાણ કાંતિ ઉપાયે રે;
મુજ છે તુજ પ્રતિ જે પ્યાર અંતમાં માંહી રે, નથી કરતો લેશ પ્રકાશ હજી હું કયાંઇ રે ૬
વિણ ચંદ્ર ઉદાસ ચકોર ફરતું જેવું રે, ભામિની ભમતું તુજ વિણ મન મુજ તેવું રે;
સ્થામાં તુજ સ્વચ્છ સનેહ સાંભરી આવે રે, ક્ષણ પ્રતિક્ષણ તન પરિતાપ તે ઉપજાવે રે. ૭
ચંદ્રિકા તુજ વિણ દિન એક છે જુગ જેવો રે, ક્ષણ માત્ર કૃપાત્રથી ગાત્રમાં ભય લેવો રે;
શશિ તન તાવે બની સૂર્યના સમ તીખો રે, શુભ પવન ગમનમાં વજ્રની ગતિ શીખ્યો રે. ૮
મકરંદ ભરેલાં પુષ્પ તેનડું બાળે રે, ચોળેલા ચંદન લેપ તન પરજાળે રે;
રાત્રિ રાખે છે દ્વેષ મુજ પર ભારે રે, બની દીરઘ ન છોડે સંગ નીહક મારે રે. ૯

(અપૂર્ણ.)

# વિષ વોસિરિ

[ એક ઐતિહાસિક કથાનક ]

( લેખક ચુનીલાલ વર્ધમાન શાહ. )

(ગતાંક પૃષ્ટ ૧૩૯ થી ચાલુ.)

" પણ જો હું અને તું બન્ને આ ફળને ઓળખી શકતા નથી, તો પછી આપણે તેને ઓળખવા માટે કોની પાસે લઇ જઇશું ? "

" હું પોતે પહેલાં એ ફળ ખાઇ જોઇશ; અને જો તે નિરૂપદ્રવી હશે, તોજ હું તેમાંનું બીજું ફળ આપને ખાવા દઇશ. મહારાજ ! હું તો એક ભિક્ષુક-બ્રાહ્મણ છું. અજાણ્યું ફળ ખાવાથી કદાચ મારો દેહાન્ત થશે, તો તેથી કંઇ દુનિયામાં ખોટ પડી જવાની નથી, પરન્તુ આપ તો ક્ષત્રિય છો-રાજવંશી છો; મારા કરતાં આપનું જીવન અતિ મૂલ્યવાન છે. આપ તો હજારોનું પાલન કરશો, અને શીઘ્ર પ્રજાપ્રતિપાળ થશો-મારાથી એવું કશું બનવાનું નથી; માટે આપને પહેલાં એ અજાણ્યું ફળ ખાવા દઇને આપના જીવનને હું જોખમમાં નાંખીશ નહિ."

એટલું કહેતાં તો વોસિરિએ એ ફળના કકડા ખાવા માંડયા અને થોડીવારમાં એ આખું ફળ ખાઇ ગયો. કુમારપાળ તો તેની સામે જોતો જ બેસી રહ્યો અને વોસિરિના શબ્દોથી આશ્ચર્ય પામી ગયો. વોસિરિએ ફળ ખાધું અને થોડીસેક ક્ષણો થઇ, એટલામાં તો તેના મ્હોંમાંથી લોહી ઝરવા લાગ્યું ! તેના આખા મ્હોંમાં છાલાં પડી ગયાં ! વોસિરિએ કહ્યું:— " મહારાજ ! આ વૃક્ષનાં ફળો ખાવા જેવાં નથી ! માત્ર એકજ ફળ ખાવાથી મારા મ્હોંની દુર્દશા થઇ ગઇ છે ! "

આ જોઇને કુમારપાળ સ્તબ્ધ બની ગયો. વોસિરિએ પોતે કષ્ટ વેઠીને પોતાને ભવિષ્યના દુઃખથી દૂર રાખ્યો છે, એવું કુમારપાળના સમજવામાં આવ્યા વિના રહ્યું નહિ. કુમારપાળે પૂછ્યું, " વોસિરિ ! એ વિષમય ફળ તેં ન ખાધું હોત તો કેવું સારૂં હતું ! મારે માટેજ તેં આટલું દુઃખ વેઠયું ! "

વોસિરિ બોલ્યો:—" મહારાજ ! એક રાજવંશી પુરૂષના મિત્ર તરીકે મારો એ ધર્મ હતો, એમાં મેં શું વિશેષ કર્યું છે ! "

થોડીવારમાં વોસિરિ બોલતો બોલતો [illegible], તે જોઇને કુમારપાળને તેને માટે બહુ લાગી આવ્યું. તે પોતાનું ભૂખનું દુઃખ વિસરી ગયો અને બોલ્યો:—" ત્યારે વોસિરિ ! પેલી રાત્રે તેં ચોખાનો કરંબો મારાથી છાનો ખાવા માંડયો હતો તેનું શું કારણ હતું ? "

" મહારાજ ! તેનું પણ આજ કારણ હતું. એ કરંબો મને એક બ્રાહ્મણીએ ભિક્ષામાં આપ્યો હતો. તેણે મને કહ્યું હતું કે આ પદાર્થ રાત્રે પણ હિતકારક છે, તેથી મેં રાત્રે ખાઇ જોયો; અને તમે સુતા પછી તે મેં ખાધો તે એટલાજ માટે કે હું પહેલો ખાઉં તે ઠીક કે જેથી તે નુકસાન કારક કે ઝેરી હોય તો મારા જેવા ભિક્ષુકનું મોત થાય તેની ફીકર નહિ, પરંતુ તમારા જેવા જગતના આધારનું મૃત્યુ થવું ન જોઇએ. જો આપણે સાથે ખાવા બેઠા હોત તો મારે આ વાત ખુલ્લી કરવી પડત; મુંગા મુંગા મિત્ર ધર્મ બજાવાય તો ઠીક એવી મારી ધારણા હતી, તેથીજ આપ સુતા હતા તે વખતે ચુપચુપ ખાઇ જવાનું ધાર્યું હતું, પણ આપ જાગી ગયા એટલે આપને

મેં જમવા બોલાવ્યા; પણ તે પહેલાં તેમનો થોડો કટકો હું ખાઈ ચૂક્યો હતો અને તે નુકશાનકારક નથી એવી મારી ખાત્રી થઇ ચૂકી હતી, એટલે આપને તે ખાવા દેવામાં મેં કાંઇ વાંધો જોયો નહિ."

આ સાંભળીને કુમારપાળના મનને પોતાની મૂર્ખતાને માટે પસ્તાવો થવા લાગ્યો. તે મનમાં બોલ્યો; "હું તો સ્વાર્થી મફત એને માટે ખોટું જ ધારતો હતો અને એનો તો મારા ઉપર અતિ પવિત્ર પ્રેમ જણાય છે. કહ્યું છે કે દૈવના કોપથી સાત્વિકોનું દ્રવ્ય જાય પણ સત્વ ન જાય અને શરીર ક્ષીણ થાય પણ ચિત્ત ક્ષીણ ન થાય. કદાચિત્ વૃદ્ધાવસ્થાને લીધે તેમનું રૂપ ફરે પણ બુદ્ધિ ન ફરે અને પ્રાણ જાય તોપણ તે પરોપકાર કરવાનું ન ચૂકે."

આ પ્રમાણે પશ્ચાત્તાપ કરીને કુમારપાળ બોલ્યો:–"વોસિરિ! તેં તો તારી જાતને દુઃખી કરીને ખરેખરો મિત્રધર્મ બજાવ્યો. હવે હું તારે માટે શું કરું તે મને કહે. તારા મુખમાંથી સ્રવતું આ લોહી કેવી રીતે બંધ થાય તે મને જણાવ, તારા સુખને માટે હરકોઈ તરેહનો ઉપચાર–મારા જીવને જોખમે કરવાને પણ હું પાછો નહિ હઠું."

"મહારાજ! હું વનસ્પતિઓને ઓળખતો નથી અને આપ પણ ઓળખતા નથી, એટલે મારા દુઃખનો શો ઉપચાર થઇ શકે? આપ નિશ્ચિંત રહો. પ્રભુએ જે ધાર્યું હશે...પણ...પણ.. મહારાજ! સાંભળો! ઉઠો! જુઓ પેલો સર્પ આવ્યો...તેણે આપનો અંગૂઠો પકડયો...અરે! પણ તેણે ડંખ દીધો!!"

કુમારપાળ ભયથી ઉભો થઇ ગયો, પણ તે પહેલાં સાપ તેના પગને અંગૂઠે ડસી ચૂક્યો હતો!

## પરિચ્છેદ ૯ મો.

## વિપરીતપણું–મિત્ર ધર્મનો અવધિ.

જાણે કે પૂર્વ ભવનો કોઇ વૈરી હોય, અથવા કોઇ રાક્ષસ સર્પના આકારે કુમારપાળને ડંશ દેવાનેજ આવ્યો હોય, કિંવા ખુદ સિદ્ધરાજ જ એ હોય અને એ બન્ને મિત્રોને તે સર્પરૂપે દેખાતો હોય, એવી રીતે એક ક્ષણમાં તો એ સર્પ કુમારપાળને પગને અંગુઠે ડંશ દઇને ઝડપભેર નાઠો! વોસિરિની નજર તેના ઉપર પડી હતી, પરંતુ તે કુમારપાળને ચેતાવે તે પહેલાં તો વૈરી પોતાનું કામ કરીને નાસી છુટ્યો.

હવે શું કરવું એજ પ્રશ્ન બન્ને મિત્રોના ચિત્તમાં ઉપસ્થિત થયો. કુમારપાળે તો જ્યારથી દધિસ્થળી છોડીને વનમાં ભટકવાનું શરૂ કર્યું હતું ત્યારથીજ તેણે ધાર્યું હતું કે કોઈ વખત અચાનકજ તેનું મોત થવા પામશે. સર્પદંશથી મોત થાય એ પણ એવાજ મરણનો એક પ્રકાર હતો, એટલે તે આ સર્પદંશથી જરાતરે મોટે ભાગ વિલક્ષ થયો, પરંતુ વોસિરિ બહુ જ ગભરાયો. પોતે સમીપમાં ઉભો હોવા છતાં એક મોટો રાજવંશી અને પોતાનો મિત્ર મરણ પામે એથી તે બહુ જ ગભરાયો. તેણે એકદમ કુમારપાળનો પગ પકડ્યો અને કહ્યું:–"મહારાજ! વિલંબ ન કરો, મને આપના અંગુઠાનું વિષ ચુસી લેવા દો." એમ કહેતાં જ તેણે કુમારપાળના અંગુઠાની નજીક પોતાનું મ્હોં લઇ જવા માંડયું.

કુમારપાળે પગ પાછો ખેંચી લીધો અને કહ્યું:–વોસિરિ! મારે બદલે શું તું મરી જવા માગે છે? વેલફળ ખાવાથી તારા મ્હોંમાં છાલાં પડ્યાં છે અને મ્હોંમાંથી લોહી વહે છે. મ્હોંની આવી સ્થિતિમાં જો તું વિષ શોષણ કરીશ તો એ વિષ તારા શરીરમાં જ વ્યાપીને તારું મોત નિપજાવશે; માટે હું તને વિષ ચુસવા દઇશ નહિ."

"મહારાજ! હું તો આપનો કિંકર છું; મારા મરણની ચિંતા આપ નહિ કરો. આપ ક્ષત્રિય છો, આખી પૃથ્વીનું પાલન કરવાને યોગ્ય છો. મારા સરખા ભિક્ષુકના મરણથી મારી સ્ત્રી સિવાય બીજા કોઇને ખોટ જવાની નથી. આપ કદાચ સારી સ્થિતિમાં આવો તો મારી સ્ત્રીની સંભાળ લેશો તોયે બસ છે!

"વોસિરિ! રાજા કે રંક કોઇને મરણ પ્રિય હોતું નથી, છતાં તું મારે માટે મરવાને તૈયાર થયો છે, એ તારી મિત્રધર્મ બજાવવાની તત્પરતાનો અવધિ છે. બસ, એથી વધારે આગળ હું તને વધવા દઇશ નહિ. મારા રક્ષણને માટે તેં આ ફળ પ્રથમ ખાઇને આપત્તિ વ્હોરી લીધી છે, અને પુનઃ મારે માટે તને મરણ પામેલો જોવા હું જરાએ રાજી નથી! સર્પે જો મને દંશ દીધો છે તો મનેજ મરી જવા દે અને આ ત્રાસમાંથી મુક્ત થવા દે! સિદ્ધરાજને પણ તેથી આનંદ થશે."

"મહારાજ! શત્રુના આનંદ માટે મરી જવાની નીતિ આપ ક્યાંથી શીખ્યા? ગુજરાતની પ્રજાના સદ્ભાગ્યને માટે તેની ઉન્નતિને માટે આપે તો જીવવાની જરૂર છે. માટે હું આપને મરવા દઇશ નહિ." એમ કહેતાંજ વોસિરિએ કુમારપાળનો પગ પકડીને તેના અંગુઠાનું વિષ ચુસી ચુસીને થુંકી નાંખવા માંડ્યું. કુમારપાળ એ બળાત્કારને વશ રહીને ગમગીન બની ગયો. વોસિરિની મિત્રતાને તે ધન્ય ધન્ય કહેવા લાગ્યો.

પરંતુ આ વિષ શોષણનું પરિણામ કુમારપાળના ભય પ્રમાણે જ નીવડ્યું. વોસિરિના મુખમાં જે છાલાં પડેલાં હતાં તેના ઉપર એ ચુસેલા વિષની અસર થવા લાગી અને તેના શરીરમાં વિષનો પ્રચાર થતો હોય એવું તે અનુભવવા લાગ્યો. કુમારપાળ વિષની અસરથી મુક્ત થયો, પરંતુ ક્ષણે ક્ષણે શિથિલ બનતા જતા વોસિરિની સ્થિતિ જોઇને તેને ચોક્કસ જણાયું કે વોસિરિ એજ વિષનો ભોગ થતો જાય છે. તેણે બ્રમાતુર સ્વરે પૂછ્યું:-"મિત્ર! હવે મને લાગે છે કે તું વિષની અસરમાં સપડાતો જાય છે. શું એ ખરૂં છે?"

"હા મહારાજ! મગજ ભમે છે અને આંખો ઘેરાય છે, તે ઉપરથી મને લાગે છે કે, મને વિષની અસર થતી જાય છે; પરંતુ આપ ચિંતા કરશો નહિ. મારા મરણથી દુનિયાને કાંઇ ખોટ પડી જવાની નથી; અને આપ બચમુક્ત થયા છો તો લાખોનું પાલન કરવાને સમર્થ નિવડશો. માટે આપને બચાવવાના આનંદમાં ને આનંદમાં મને મરણ પામવા દો. મિત્ર ધર્મ બજાવવાથી મને તુરતમાં જ જે સ્વર્ગપ્રાપ્તિ થવાની છે તે સ્વર્ગથી મને ભ્રષ્ટ ન કરો."

આ શબ્દો શ્રવણ કરીને કુમારપાળની આંખોમાં આંસુ આવ્યાં. મિત્રને માટે જીવ આપવો એ મિત્રધર્મની પરમ અવધિ છે. એ ધર્મ પણ છેવટે વોસિરિએ બજાવ્યો, પોતે તેને દુઃખી કરનારોજ થઇ પડ્યો, છતાં તેને માટે એક પ્રસંગે પોતે અવિચાર પૂર્વક શંકા ધારણ કરીને તેને કુમિત્ર માન્યો હતો તે વિચાર આવતાં તેને અત્યંત પશ્ચાત્તાપ થયો. તે આકાશ ભણી દૃષ્ટિ કરીને બે હાથ જોડી પ્રભુ પ્રાર્થના કરી બોલ્યોઃ "હે ઇશ્વર! વોસિરિએ મિત્રધર્મ બજાવીને મારા પ્રાણ બચાવ્યો છે, પણ તેના એ ગુણ પ્રત્યે કૃતજ્ઞ નીવડવાનો અવસર મને મળે તેટલા માટે તું એને જીવતો રાખ! આવા સન્મિત્ર પ્રત્યે કૃતઘ્ન નીવડવાના પાપથી તું મને બચાવ."

એટલી પ્રાર્થના કરીને કુમારપાળે વોસિરિની સામે નજર કરી, તો તે નીચે સૂતેલો અને તેની આંખો મીંચાએલી દેખી, અને સામેથી એક ઉંચો જટાધારી વૃદ્ધ બાવો તે દિશાએ આવતો જણાયો.

એ બાવાનું ભીષણ સ્વરૂપ અને પ્રચંડ દેહ જોઇને કુમારપાળને જરાએ ભય લાગ્યો નહિ;

પરન્તુ એ નિર્જન સ્થળે એક વિશેષ મનુષ્યનું દર્શન થવાથી તેને આનંદ થયો. જે બાવાને જોઇને લોકો તેને જાદુગર માની નાસી જતાં હતાં, તેજ બાવાના દર્શનથી કુમારપાળ હર્ષિત થયો અને તેની સામે થઇને તેના પગમાં પડયો. બાવાની દૃષ્ટિમાં જરા પણ ભીષણતા નહોતી, પરન્તુ સૌમ્ય હતું. તેમાંથી સ્ફુરતો તેજ પ્રવાહ કુમારપાળને સુખદ લાગ્યો. અને શ્વેતવાળથી ઢંકાએલા એ કરચોલીવાળા વદન ઉપર યોગનો પ્રભાવ પૂરી રીતે ખીલી રહ્યો હતો એ બાવાને લોકો જાદુગર માનીને તેનાથી દૂર નાસતા ફરતા હતા. એ કુમારપાળ જાણતો નહોતો, પરન્તુ જો જાણતો હોત તો તેને લોકોની એ ભ્રમણા માટે હસવું આવ્યા વિના રહેત નહિ.

બાવાએ કુમારપાળને પોતાના પગમાંથી ઉઠાડીને પ્રશ્ન કર્યો, "બેટા ! ક્ષત્રિય થઇને આ ભેખ શા માટે ધારણ કર્યો છે ? જે વનનો સ્પર્શ પણ કરતાં લોકો ડરે છે, તે વનમાં તું કેમ આવ્યો છે ?"

આ પ્રશ્નોથી કુમારપાળ ચમક્યો. પોતાને એ બાવો પિછાણતો હશે કે શું એવો પણ તેને ભાસ થયો. તેણે જવાબ આપ્યો, "કૃપાવંત ! હું ક્ષત્રિય છું, એમ આપે શાથી જાણ્યું ? આપ મને ઓળખો છો ?"

"ના; પણ તારી ભ્રકુટીજ તારૂં ક્ષત્રિયત્વ દર્શાવી આપે છે."

"ત્યારે ગુરૂદેવ ! આ ભેખ કૃત્રિમ છે. સિદ્ધરાજના ભયથી તે ધારણ કર્યો છે અને તેથીજ વનેવન ભટકતા ફરવાની આ શરીરને જરૂર પડે છે.-પણ આપને મારે થોડી સહાય માટે પ્રાર્થના કરવાની છે." એમ કહીને તેણે વોસિરિની સઘળી સ્થિતિ નિવેદન કરી એ સાંભળીને બાવાના વદન ઉપર પણ કિંચિત્ વ્યાતુરતા દેખાઇ. બાવાએ કહ્યું. "ક્યા વૃક્ષનું ફળ તેણે ખાધું છે, તે મને બતાવ."

કુમારપાળ અને બાવો બન્ને જ્યાં વોસિરિ આખો વીંઝીને પડયો હતો ત્યાં આવી પહોંચ્યા. કુમારપાળે ફળનું વૃક્ષ બતાવ્યું. અને બાવાના વદન ઉપર નિરાશા છવાઇ. તે બોલ્યો: "બેટા ! વિષની અસરથી તો કાંઇ ગંભીર પરિણામ નહિ થાય, પરન્તુ આ વૃક્ષના ફળની અસરથી કદાચ તારા મિત્રનું મરણ થાય એવો મને ભય રહે છે; માટે તેને ઉંચકીને મારી ગુહામાં લઇ જવો પડશે. ત્યાં તેના પર વનસ્પતિના ઉપચારો કરવાથી લાંબા વખતે તેને લાભ થશે."

એ બાવાના કથન ઉપર પહેલેથીજ તેને શ્રદ્ધા બેઠી હતી, તેથી તેણે વોસિરિને ઉંચકીને બાવાની ગુહામાં લઇ જવાની તૈયારી કરી. બાવાએ તેને ઉંચકવામાં મદદ કરી. કેટલેક દૂર એક ઉંચી ટેકરીના પોલાણમાં બાવાનો નિવાસ હતો. પોતાના નિવાસને યોગ્ય સઘળી ગોઠવણ બાવાએ ગુહામાં ઘણી સુઘડ રીતે કરી હતી.

* * * * * *

બાવાજીએ કહ્યા પ્રમાણે વિષની અસરથી વોસિરિને બહુ પીડાવું પડયું નહિ, પરન્તુ વિષમય ફળની અસરથી તેનું મ્હોં તુરત સુધર્યું નહિ, અત્યંત નરમ કોઇ ફળનો થોડો ગર્ભ તે માંડ માંડ ખાઈ શકતો અને તેથી શરીરને પૂરતું પોષણ નહિ મળવાથી દિવસે દિવસે તેનું શરીર શોષાવા લાગ્યું. એ સ્થિતિમાં એક માસ વીતી ગયો. વોસિરિને સારૂં થતાં હજી બીજા ત્રણ માસ જોઇશે એવો બાવાજીનો અભિપ્રાય હતો કુમારપાળનું મન કોઇ નગરમાં જઇને ગુજરાતની રાજકીય સ્થિતિના સમાચાર મેળવવાનું હતું. અને તેણે પોતાનો એ વિચાર વોસિરિને પણ કહ્યો હતો. વોસિરિ કહેતો કે—"મને સારૂં થાય એટલે આપણે બન્ને સાથે જઇશું ! પરંતુ વોસિરિને હવે વધારે તસ્દી આપવાનો કુમારપાળનો ઇરાદો નહતો, તેણે વોસિરિને કહ્યું—"મિત્ર!

મારે માટે તને બહુ તકલીફ વેઠવી પડી છે, માટે અહીંથી તું હવે ઘર તરફ પાછો ફર, અને મને એકલાનેજ ભટકવા દે" કુમારપાળ એટલો ભટકવાથી બહુ દુઃખ પામશે એવા વિચારે વોસિરિ બોલ્યો—"મહારાજ હવે ખરા દુઃખના વખતમાં આપને હું છોડી દઉં ? આપની સેવા હું સ્વપ્ને પણ ત્યાગ કરવાનો નથી."

વોસિરિનો દઢ નિશ્ચય જાણ્યા છતાં કુમારપાળનું મન હેઠું બેઠું નહિ, તેણે પોતાનો ઇરાદો બાવાજીને કહ્યો, બાવાજીએ પણ તેને અનુસરતોજ અભિપ્રાય જણાવ્યો અને કુમારપાળને ચાલ્યા જવાની હા કહેતાં કહ્યું —"બેટા ! વોસિરિની માંદગી થોડા વખતમાં દૂર થાય એમ માનવું વ્યર્થ છે, તું અહીં હોઇશ તો તે પોતાના રોગનો પૂરો ઉપચાર પણ નહિ થવા દેતાં તારી સાથે આવી નીકળવાની ઉતાવળ કરશે અને પુનઃ વધારે દુઃખી થઇ મરણ પામશે માટે તેને હજી કેટલાક માસ અહીં રાખવો એજ ઠીક છે. તું અહીંથી જવાથી તારા મિત્રની સેવા-સુશ્રૂષામાં કાંઇજ ખામી આવશે નહિ, માટે નિશ્ચિંત મને પ્રયાણ કર."

બાવાજીની સમ્મતિ મળવાથી બીજે દિવસે પરોઢિયે કુમારપાળે માત્ર વોસિરિના જ હિત માટે પરિત્યાગ કર્યો, જ્યારે વોસિરિએ પ્રભાતમાં જાણ્યું કે કુમારપાળ ચાલ્યો ગયો છે ત્યારે તે મનમાં માત્ર એટલુંજ બોલ્યો કે—

સોરઠો.

પરભવનો ઋણી વિપ્ર, ઋણ તેનું નહિ તેં લીધ;
પણ હે સાચા મિત્ર! વ્યાજ લિધા વિણ કયમ ગયો!

# સન્નારીઓનો ઝાંખો કર્તવ્ય પ્રદેશ.

—:o:—

સન્નારી કોને કહેવી ! સત્ય, પ્રિય અને હિતકર બોલી કુટુમ્બ-પતિ-પરાયણા રહે અને અવિભક્ત કુટુમ્બને પોતાના ગૌરવથી દોરે તેમને.

સન્નારીનું કર્તવ્ય શું ? બાહ્ય તથા આંતર ગૃહરાજ્યતંત્ર સમતોલપણે ચલાવવું તે.

સન્નારીનો જીવનમંત્ર શું ? આત્માગ્રહ-શીયળ અને કુટુમ્બ સુધારણા.

સન્નારીને પ્રિય શું ? વાંચન લેખન-મનન-અને ફરજંદ.

સન્નારીનું આભુષણ શું ? ચારિત્ર-પરોપકાર તથા ક્ષમા.

સન્નારીનું સ્થાન શું ? સ્વગૃહ-ધર્મ મંદીર અને સ્ત્રી મંડળ.

સન્નારીનો પોષાક શું ? તદ્દન સાદો અને નહિં ઝીણો.

સન્નારીની ઓળખાણ શું ? મધુરી ભાષા, ધીમી ચાલ, અને મર્યાદા.

સન્નારીની ભક્તિ ક્યાં ? પતિમાં, સાસુસસરામાં, પુત્ર પુત્રાદિમાં તથા પ્રભુમાં.

જંગબાર,
બ્રી. ઇ. આફ્રીકા.

લી૦
ગુલાબચંદ મૂળચંદ ભાવસી—ચુડાવાળા.

# સ્ત્રી ઉન્નતિ અને મહાત્મા ગાંધી.

*સ્ત્રીની ઉન્નતિ એટલે શું ? અવનતિ થઇ હોય તોજ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો ક્યાંથી થઇ અને તે કેમ્ ટળે ? આ બધા વિચારો ચોક્કસ રીતે કરવા એ આપણું પ્રથમ કાર્ય છે. હિન્દુસ્તાનમાં ચોતરફ ફરતાં મેં જોયું છે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશ માંહિના ન્હાના વાદળા જેવડો છે. કરોડો સ્ત્રીપુરૂષોને એ ખળભળાટનું કશું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરૂષ પોતાનું નિર્દોષ જીવન આપણી હિલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરૂષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બન્નેમાં કેળવણી અથવા તેનો અભાવ, જે કહો તે એકસરખાં છે, અને બને એકબીજાને સ્હાય કરી રહ્યાં છે. એમના જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે, તે બાકીના ૧૫ ટકા રહ્યા તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે. હું માનું છું કે જો ભગિની સમાજની બ્હેનો આ ૮૫ ટકાના જીવનનો સારો અભ્યાસ કરે તો આ સમાજના કાર્યરેખા બહુ સુન્દર રીતે ઘુડી શકે.

આ સમયે આપણે જે વિચારી શકીશું તે ઘણે ભાગે માત્ર ઉપર્યુક્ત ૧૫ ટકાનેજ લાગુ પડતું હશે. તેમાં પણ જે અવનતિ સ્ત્રીપુરૂષ બન્નેને સામાન્ય છે તેનો વિચાર અહીં અસ્થાને હશે, એટલે આપણે સ્ત્રીપુરૂષને મુકાબલે જ્યાં સ્ત્રીની અવનતિ વિશેષ રહેલી છે તેનોજ વિચાર કરવો રહ્યો. કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરૂષને હસ્તક રહેલું છે. તેણે હમેશાં વિવેકદૃષ્ટિ વાપરેલી જોવામાં નથી આવતી. સ્મૃતિકારોએ સ્ત્રીઓને વિષે જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઇ શકતો. બાળલગ્ન, વિધવાઓની ઉપરના જાપ્તા વિગેરે સ્મૃતિઓનાં વાક્યોને આભારી છે. તેઓને શૂદ્ર વર્ણની સાથે મૂકવાથી હિંદુ સંસારને કલ્પનામાં ન આવી શકે એટલો ધક્કો પહોંચ્યો છે. મારાં આ વચનોમાં અને ઘણી વેળાએ ખ્રીસ્તીઓના આક્ષેપો વચ્ચે શાબ્દિક સામ્ય જોવામાં આવશે. પણ અમારી વચ્ચે એ ઉપરાંત બીજી કંઇપણ સમાનતા નથી. ખ્રીસ્તી લેખકોનો આક્ષેપ હિન્દુ ધર્મનું મૂળ ઉખેડવાના હેતુથી થએલો છે. હું મને પોતાને ચુસ્ત હિન્દુ ગણું છું, અને મારો આક્ષેપ હિન્દુ ધર્મની ન્યૂનતા દૂર કરી એને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે, એવા હેતુથી મૂકાયલો છે. ખ્રીસ્તી ટીકાકારો સ્મૃતિની અપૂર્ણતા બતાવી તેને સામાન્ય ગ્રંથ તરીકે ગણાવવા માંગે છે મારો પ્રયત્ન એમ બતાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાંના ક્ષેપક શ્લોકો છે, અથવા તો આપણા અધઃપાતમાં માન્ય થએલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કાઢીને શેષ રહેલી સ્મૃતિઓની અપૂર્ણતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિમાં ને બીજા હિન્દુ ધર્મમાં ગણાતા બધા ગ્રંથોમાં ક્યાંયે ખામી નથી, એમ માની, મનાવી હિન્દુ ધર્મનો લુલો બચાવ બિલકુલ કરવા માગતો નથી, તેથી હિન્દુ ધર્મ ચડતો નથી પણ પડે છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયલું છે તે ધર્મમાં અસત્યની પૂરણી હોયજ, નહિ.

ત્યારે સ્ત્રી જાતિની અવનતિ દૂર કરવામાં મહા ભગીરથ પ્રયત્ન તો હિન્દુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે, એ પ્રયત્ન કોણ કરી શકે ? અને કેમ થઇ શકે ? મારી અલ્પ મતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયન્તી, દ્રૌપદિના જેવી

---

* મુંબઇ ભગીની સમાજના બીજા વાર્ષિક સમેલન પ્રસંગે મહાત્મા ગાંધીજીએ કરેલ ભાષણ ઉપરથી.

પવિત્રતાવાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિન્દુ સંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. તેઓનાં વચન શાસ્ત્રપ્રમાણ જેવાં ગણી હિન્દુ સંસાર ઝીલી લેશે; અને સ્મૃતિ આદિમાં રહેલાં કટાક્ષોથી આપણે લાજશું અને તેને ભૂલી જઈશું. આવાં પરિવર્તન હિન્દુ ધર્મમાં સદાએ થતાં આવ્યાં છે અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે, અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ઉપર પ્રમાણે સ્ત્રી જાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેયરૂપ સાધનોનું આપણે કંઇક અવલોકન કર્યું એ ધ્યેયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠીજ નીકળી શકશે પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે, એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીમાંજ થઇ શકે, એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ, તેટલા કાળની કશીએ જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનુ જ્ઞાન આજેજ અક્ષરજ્ઞાનને સારૂ રોકાયા વિના આપી શકીએ છીએ. હું હમણાંજ બિહારના એક ગ્રામમાંથી આવ્યો છું, ત્યાં ઉચ્ચ કુળની ઘણી બ્હેનોને મળ્યો, તેઓ બધી પરદામાં રહેનારી હતી. મારે સારૂ બ્હેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ તેઓએ પરદો દૂર કર્યો. આ બ્હેનો ભણેલી ન હતી તેઓને મળતાં પહેલાં તુરતજ મને એક અંગ્રેજ બાઇ મળી ગઇ હતી, એ બાઇ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિન્દુ બ્હેનોને મળવા સારે જુદી કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમાં સૂચવ્યું કે ચાલો આપણે બધા જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું "અમે તો બહુ રાજી છીએ પણ આપણા રીવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ. અમને આ પરદો જરાએ ગમતો નથી, એ તમે તોડી નાખો." આમાં જેટલો કરૂણારસ છે તેટલુંજ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્યજ હતું, પણ હું તેઓને વિષેજ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબુલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઇઓનો પરદો થોડા દહાડાની અંદરજ પડી ગએલો આપણે સાંભળીશું. સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણ્યની અંદર સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બ્હેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખાજ મનવાળી છે, પુરૂષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છુટ પુરૂષ ભોગવે છે તેટલીજ તેને ભોગવવાનો હક છે. અને જેમ પુરૂષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કંઇ અક્ષરજ્ઞાનનું પરિણામ નહી હોય અજ્ઞાનરૂપી અંધ કુપમાં ડૂબેલા જડ પુરૂષો પણ ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર, રૂઢી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઇ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નીકળતાં નથી. અર્ધી મુડીથીજ વેપાર કરનાર પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

જો મારૂં કહેવું યોગ્ય હોય તો આ સમાજની ઘણી બ્હેનો, જેઓને પોતાની દશાનું ભાન

નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે. એનો અર્થ એમ થયો કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, મુંબઈમાં અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઈ, તમને જે મળ્યું છે તે એનને આપશો. જો તમે પુરૂષવર્ગની ધાર્મિક, રાજ્ય પ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતાં થઈ ગયાં હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો.

જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદા ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બ્હેનોને જણાવશો. આમ કરતાં તમે ચડશો અને તેઓને ચઢાવશો.

જોકે આમ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષર કેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઈ દહાડો ઉંચી આંકેલીજ નથી. મે તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરૂષ સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હક્કો છીનવી લેવાનું અથવા તેઓને તે હક્કો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મેં વખતો વખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હક્કો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છેજ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન ન મળી શકે. અનેક લખાણોમા આપણને નિર્દોષ આનંદ લેવાનો અખુટ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરૂષને તેમજ સ્ત્રીને કેળવણી તો જોઇએજ. જેમ પુરૂષને અપાય છે તેમજ સ્ત્રીને કેળવણી અપાવી જોઇએ એમ હું નથી માનતો. પ્રથમતો મે બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી-કેળવણી ઘણે અંશે ભૂલ ભરેલી અને હાનિકારક ગણાયલી છે. બંને વર્ગને સારૂ તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તો પણ સ્ત્રીઓને સારૂ તે સર્વથા યોગ્યજ છે એમ હું ન કહુંવ કરૂં. સ્ત્રી અને પુરૂષ એક દરજ્જાના છે, એકજ નથી; એ અપૂર્વ જોડી છે. એક બીજાની પૂરણી છે, અને બંને અરસપરસ ટેકા રૂપ છે, તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવજ નથી પણ જો પુરૂષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપરથી સ્થીતિમાંથીજ નીકળી આવે છે, તેથી સ્ત્રી કેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવસ્યક છે આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનુ પ્રાધાન્ય છે તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળવણી, વિગેરે વિષયોમાં સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન જોઇએ. કંઇપણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયેલો ન હોય તો બંને વર્ગને પોતાના ક્ષેત્રોમાં પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહીં એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરૂષ બેમાંથી એકેને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્ય પ્રકરણી પ્રવૃત્તિને સારૂજ પુરૂષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઈ શકે સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધી વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરૂષોને સારૂ સ્થ-

પવિત્રતાવાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિન્દુ સંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. તેઓનાં વચન શાસ્ત્રપ્રમાણ જેવાં ગણી હિન્દુ સંસાર ઝીલી લેશે; અને સ્મૃતિ આદિમાં રહેલાં કટાક્ષોથી આપણે હાલ્યશું અને તેને ભૂલી જઈશું. આવાં પરિવર્તન હિન્દુ ધર્મમાં સદાએ થતાં આવ્યાં છે અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે, અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી માગી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ઉપર પ્રમાણે સ્ત્રી જાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેયરૂપ સાધનોનું આપણે કંઇક અવલોકન કર્યું એ જોયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠીજ નીકળી શકશે પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે, એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથીજ થઇ શકે, એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ, તેટલા કાળની કરીએ જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. "અવનતિનું ભાન આજેજ અક્ષરજ્ઞાનને સારૂ રોકાયા વિના આપી શકીએ છીએ. હું હમણાંજ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું, ત્યાં ઉંચા કુળની ઘણી બ્હેનોને મળ્યો, તેઓ બધી પરદામાં રહેનારી હતી. મારે સારૂ બ્હેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ તેઓએ પરદો દૂર કર્યો. આ બ્હેનો ભણેલી ન હતી તેઓને મળતાં પહેલાં તુરતજ મને એક અંગ્રેજ બાઇ મળી ગઇ હતી, એ બાઇ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિન્દુ બ્હેનોને મળવા મારે નોખી કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમાં સૂચવ્યું કે ચાલો આપણે બધા જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું "અમે તો બહુ રાજી છીએ પણ આપણા રીવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ. અમને આ પરદો જરાએ ગમતો નથી, એ તમે તોડી નાખો." આમાં જેટલો કરૂણારસ છે તેટલુંજ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્યજ હતું, પણ હું તેઓને વિષેજ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબુલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઇઓનો પરદો થોડા દહાડાની અંદરજ પડી ગએલો આપણે સાંભળીશું. સાધારણ રીતે અજાણ મનાય એવી બાઇઓ ચંપારણ્યની અંદર સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બ્હેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખાજ મનવાળી છે, પુરૂષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છુટ પુરૂષ ભોગવે છે તેટલીજ તેને ભોગવવાનો હક છે. અને જેમ પુરૂષ પોતાના ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઇ અક્ષરજ્ઞાનનું પરિણામ નહીં હોય. અજ્ઞાનરૂપી અંધ કુપમાં ડૂબેલા જડ પુરૂષો પણ ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર, રૂઢી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઇ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં થઇ શકી નીકળતાં નથી. અર્ધી મુડીથીજ વેપાર કરનારા પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

જો મારૂં કહેવું યોગ્ય હોય તો આ સમાજની ઘણી બહેનો, જેઓને પોતાની દશાનું ભાન

નથી તેઓને ભાન કરાવવામાં રોકાશો. એનો અર્થ એમ થશે કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, મુંબઈમાં અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઈ, તમને જે મળ્યું છે તે એમને આપશો. જો તમે પુરૂષવર્ગની ધાર્મિક, રાજ્ય પ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતાં થઈ ગયાં હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો.

જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદા ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બ્હેનોને જણાવશો. આમ કરતાં તમે ચઢશો અને તેઓને ચઢાવશો.

જો કે આમ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે અક્ષર કેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઈ દહાડો ઉંચી આંકેલીજ નથી. મે તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરૂષ સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હક્કો છીનવી લેવાનું અથવા તેઓને તે હક્કો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મે વખતો વખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હક્કો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છેજ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન ન મળી શકે. અનેક પુસ્તકોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખૂટ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરૂષને તેમજ સ્ત્રીને કેળવણી તો જોઇએજ. જેમ પુરૂષને અપાય છે તેમજ સ્ત્રીને કેળવણી અપાવી જોઇએ એમ હું નથી માનતો. પ્રથમતો મે બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલ ભરેલી અને હાનિકારક નીવડી છે. બન્ને વર્ગને સારૂ તદ્દન ત્યાજ્ય છે તેની ખામીઓ દૂર થાય તો પણ સ્ત્રીઓને સારૂ તે સર્વથા યોગ્યજ છે એમ હું ન કબુલ કરૂં. સ્ત્રી અને પુરૂષ એક દરજ્જાના છે, એકજ નથી; એ અપૂર્વ જોડી છે. એક બીજાની પૂરણી છે, અને બન્ને અરસપરસ ટેકા રૂપ છે, તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવજ નથી પણ જો પુરૂષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બન્નેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપલી સ્થીતિમાંથીજ નીકળી આવે છે, તેથી સ્ત્રી કેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતિની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની સારવાર, તેઓની કેળવણી, વિગેરે વિષયોમાં સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન જોઇએ. કંઇપણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયેલો ન હોય તો બન્ને વર્ગને પોતાના ક્ષેત્રોમાં પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહી એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરૂષ બેમાંથી એકને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્ય પ્રકરણી પ્રવૃત્તિને સારૂજ પુરૂષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઈ શકે સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધી વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે. જેને લેવું હશે તે પુરૂષોને સારૂ સ્થ-

પરોપકાર દૃષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથીજ. આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે-ભાગે સમાયલો છે. આ પ્રશ્ન પણ અઘરો અને એકજ છે. પુરૂષ વિના બીજો સંસારી બેલી તો આ બાળિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરૂષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરૂષેજ કરવું રહ્યું છે. મારામાં શક્તિ હોય તો બાળ કન્યાઓનું વસ્તીપત્રક બનાવું, તે કન્યાઓના મિત્રોને શોધી કાઢું અને તે મિત્રોની મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજાં પગલાં મને મળી શકે તે વાટે, આવા ભરથારોને હું કહેવડાવું, 'તમે અજ્ઞાનપણે બાળ વિવાહનું પાપ કર્યું છે, જ્યાંસુધી કન્યાની પાકી ઉંમર નથી થએલી, ને કેળવણી નથી પામેલી ત્યાંસુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાંસુધી તમને કોઇપણ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મળવાની નથી.'

આમ ભગિનીસમાજ કરવા ધારે તો તેની પાસે ઘણી સુંદર ફલદાયી પ્રવૃત્તિઓ છે. સમાજના કાર્યનું ક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કોઇજ નહિ ગણાય અને 'હોમરૂલ' નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમરૂલની ભારે સેવા થઇ શકે, જ્યારે છાપખાનાં ન હતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીશ કલાકના એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવીશ માઇલ આપણે મુસાફરી કરી શકતા હતા તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એકજ મુખ્ય સાધન ગણાતું હતું, તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે હતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડ કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખાએ છીએ તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ. દરેક દિશાએથી નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતુ તેમ આજે પણ આપણા કાર્યવડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાખી શકીએ. આ સમાજ મુંગા કાર્યને પ્રધાન પદ આપો, એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે.

---

## અરીસો.

[ લે૦ સુશીલ. ]

અરીસો આંખની અપૂર્ણતાને દૂર કરે છે, અર્થાત્ આંખો જે વસ્તુ જોવાને અશક્ત છે તે વસ્તુ અરીસાની સહાયથી સહેજે જોઇ શકાય છે. આંખોના પ્રતાપે આપણે આપણી આસપાસની અનેક વસ્તુઓ જોઇ શકીએ છીએ, આપણા હાથ-પગ આદિ અવયવો પણ નીહાળી શકીએ છીએ, માત્ર આપણું મુખમંડળ અને પીઠનો ભાગ આપણે આપણી પોતાની આંખોથી જોઇ શકતા નથી. એક અરીસો સન્મુખ મૂકવાથી આપણે આપણું પોતાનું મુખ તથા બીજો એક અરીસો પીઠની પાછળ ધરવાથી પીઠનો ભાગ પણ જોઇ શકીએ એમાં કોઇથી શંકા લઇ શકાય તેમ નથી.

આવી એક સીધી-સાદી વાત આટલી બધી ગંભીરતાથી રજુ કરવાની જરૂર નહોતી એમ

તમને અસંગત લાગશે, પરંતુ અમે માત્ર એટલી વાતજ કહીને છટકી જવા માગતા નથી. અરીસાની શોધ કરવામાં માનવ-હૃદયનો શું મુળ હેતુ હોવો જોઇએ તે વિષેજ વિચાર કરવાનો અમે આ લેખમાં ઉદ્દેશ રાખ્યો છે અરીસો ઉત્પન્ન થયો તેનું કારણ શું ? વર્તમાન જમાનામાં અરીસાની મદદથી અનેક ગુંચવાડાભર્યા પ્રશ્નોનો નીકાલ આણી શકાય છે એ વાતની સામે અમે વાંધો નોંધાવવા ચાહતા નથી, તેમજ ભવિષ્યમાં એવા અન્ય અનેક ઉદ્દેશો સિદ્ધ નહીં થાય એવી નિરાશા દર્શાવવાની પણ અમે હીમત કરતા નથી. અમારો પ્રશ્ન તો માત્ર એટલો જ છે કે અરીસાની ઉત્પત્તિનો મૂળ હેતુ શું ?

ઉત્તરમાં કોઈ પણ જાતનો આડંબર કર્યા વિના એટલું ખુશીથી કહી શકાય કે કેવળ મ્હોં જોવાની ઇચ્છા એજ અરીસાનો હેતુ કિંવા ઉદ્દેશ છે. જે વસ્તુ ખાસ અમારી પોતાની છે, જેની ઉપર અમારો સંપૂર્ણ અધિકાર છે તે વસ્તુ બીજાઓ સહેલાઇથી જોઇ શકે, માત્ર તે વસ્તુનો માલેક જ તે ન જોઇ શકે એ કેટલો બધો અન્યાય અને કેટલી બધી અવ્યવસ્થા ગણાય ? આજ એક ગંભીર ફરીયાદ અનંતકાળથી મનુષ્યોના ચિત્તમાં અશાંતિ તથા બેચેની અટકાવતી હોવી જોઇએ. વસ્તુતઃ બીજાઓ મારૂં મ્હોં જોઇ મને ઓળખી કહાડે અને હું પોતે મારૂં મુખ જોઇ મને ન ઓળખી શકું એ કેટલી બધી દીલગીરીની વાત કહેવાય ? મારૂં રૂપ અને સૌંદર્ય બીજાઓ જોઇ ખુશી થાય, માત્ર હું એકલોજ એ સુખ મેળવવામાં કમનસીબ રહું એ ન્યાય ક્યાંનો ! એવું તે મેં કેવું ઘોર પાપ કર્યું હશે કે મારી માલેકીની વસ્તુનો ઉપભોગ હું પોતેજ ન કરી શકું ?

ધારો કે હું એક સુંદર રમણી છું. મારા સૌંદર્ય પ્રતિ આકર્ષાઇ અનેકો પોતાનું જીવન અર્પણ કરવા તૈયાર થઇ જાય છે, મારૂં રૂપ નીહાળી શાણા પુરૂષો પણ ઘેલા જેવા બની જાય છે, વીર પુરૂષો પોતાના પાષાણ જેવા હૃદયમાં મારી સૌંદર્યમૂર્તિ કોતરાવી નિત્ય મારૂં ધ્યાન કરવા લાગી જાય છે, મારૂં લાવણ્ય જોઇ કવિઓ અને ચિત્રકારો પણ વિનામૂલ્યે મારી સ્તુતીઓ ગાવા અને મારાં ચિત્રો આંકવા બેસી જાય છે, મારા સૌંદર્યની મહાન શક્તિને વશીભૂત થઇ, પૃથ્વીપાલક નરવીરો પણ મ્હોટાં યુધ્ધો કરી હજારો નિર્દોષ મનુષ્યોના લોહી રેડવા તૈયાર થઇ જાય છે, એક માત્ર મને પ્રાપ્ત કરવા તેઓ ભયંકરમાં ભયંકર પાપો કરવા ઉદ્યત થાય છે, ટુંકામાં હું મારા સૌંદર્યને લીધે અનેકોના હૃદયોમાં વાસ કરૂં છું, અનેકોના મધુર સંબોધનોને પાત્ર બનું છું, અનેકોની કવિતાનો વિષય બનું છું, અનેકોની છબીનો વિષય બનું છું, અનેકોની આરાધ્ય દેવતા બનું છું, અનેકસ્થળે યુદ્ધની નિમિત્તભૂત બનું છું.આ સર્વનું કારણ શું ? મારામાં એવો તે કયો ગુણ છે કે જેને લીધે તેઓ મારા ચરણમાં પડી મને વિનવવાને તૈયાર થાય છે ? મારામાં એવી તે કઇ શક્તિ છે કે લોકો ઉલ્લાસ પૂર્વક મને તેમના હૃદયમંદિરમાં આદર પૂર્વક સિંહાસન ઉપર બેસારી ભક્તિ કરવા તૈયાર થઇ જાય છે ? કેવળ બાહ્ય સૌંદર્ય અને મોહક મુખશ્રી સિવાય બીજું મારામાં શું છે ?

જે બાહ્ય સૌંદર્ય ઉપર લોકોનો મ્હોટો ભાગ મરી પડતો હોય તે સૌંદર્ય—તે સુંદર મુખ મને પોતાને નીરખવાની ઇચ્છા ન થાય કે ? આ ઇચ્છા વાજબી છે કે નહીં તે પ્રશ્ન નૈતિક શિક્ષકોને માટેજ રહેવા દઇશું. પણ એવી ઇચ્છા હોવી એમાં અસ્વાભાવિકતા જેવું કંઇ હોય એમ મને લાગતું નથી. તે ઉપરાંત એ ઇચ્છામાં એક પ્રકારનો અહંકાર તથા આત્મ પ્રસાદનો ભાવ રહેલો છે એ વાતનો સ્વીકાર કરવામાં પણ સંકોચ રાખવો ઉચિત નથી. મતલબ કે પોતાનું મુખ જોવાની સ્વાભાવિક વૃત્તિને વશ થઇ, અહંકારને લીધે વા ગમે તે અન્ય કારણને લીધે મને

મારૂં મુખ અરીસામાં જોવાની ઇચ્છા થઇ જાય છે. માત્ર મને એકલાનેજ નહી પરંતુ જગતના આદિ કાળથી લઇ આજ સુધીના તમામ લોકોને તેવી ઇચ્છા થતી આવી છે, એ વાત હું આગળ જતાં આજ લેખમાં સિદ્ધ કરીશ. જેઓનું મુખ જોવાથી આપણને કંટાળો આવે અને જેઓની કુરૂપતાના સંબંધમાં બે મતજ ન હોઇ શકે તેઓને પણ અરીસામાં પોતાનું મુખ જોવાની ઇચ્છા થયા વિના રહેતી નથી, એટલુંજ નહીં પણ અરીસામાં જોઇ પોતાના મુખને સુંદરમાં સુંદર માનવાને લલચાયા વિના રહેતા નથી. કારણ સ્પષ્ટજ છે. પ્રત્યેક મનુષ્યના મનમાં એક પ્રકારનું સૌંદર્ય અભિમાન કુદરતી રીતેજ રહેલું હોય છે. "મારી બુદ્ધિ બહુ જાડી છે, મારી યાદશક્તિ ગુમ થઇ ગઇ છે, મારામાં ધન કમાવાની શક્તિ નથી" એવી એવી અનેક ફરીયાદો કરતાં માણસો આપણે જોયા છે પણ "હું બહુ કદરૂપો છું, મારામાં જરાએ મોહકતા નથી" એવી ફરીયાદ ભાગ્યેજ કોઇના મુખથી આપણે સાંભળી હશે. બુદ્ધિમાં ધનમાં તથા શક્તિમાં માણસ પોતાને અપૂર્ણ માનશે પણ રૂપ-સૌંદર્ય અને મોહકતામાં પોતે જરાએ પછાત રહી ગયો છે એમ કદાપિ અંતઃકરણ પૂર્વક કબુલશે નહીં. આ વાતની બરાબર ખાત્રી કરવી હોય તો એક અત્યંત કદરૂપા મનુષ્યને અરીસા પાસે ઉભો રાખી તેને પ્રતિજ્ઞા ઉપર પૂછી જુવો કે "આ સ્વચ્છ અને સ્પષ્ટ વક્તા-અરીસામાં તું જરાયે કદરૂપો જણાય છે કે નહીં?" ઉત્તરમાં તમને તે ના કહેવા ઉપરાંત મનમાં કે સ્પષ્ટભાવે બીજી બે-ચાર ગાળો દે તો તેથી ગુસ્સે થશો નહીં. તમારે આટલું સ્મરણમાં રાખવું જોઇએ કે મનુષ્ય પોતાના આત્માને છેતરી જેટલું સુખ મેળવે છે તેટલું સુખ સંસારમાં અન્ય કોઇ સ્થળેથી મેળવી શકતો નથી. પછી તે સુખને સુખાભાસ કહો કે ગમે તે કહો. પોતેજ પોતાને દોષિત સિદ્ધ કરવા તૈયાર થાય એવા આ જગતમાં કેટલા મનુષ્યો હશે? એક ચોર કે ખુનીને ન્યાયાસન ઉપર બેસારી તેને પોતાનો ન્યાય કરવાનું કહો તો શું તે પોતાની જાતને જેલમાં મોકલવાનો કે ફાંસીએ ચડાવવાનો ચુકાદો આપે કે? તેવીજ રીતે કદરૂપ મનુષ્યને અરીસા પાસે ઉભો રાખી રૂપ-સૌંદર્ય સબંધી સાચો ઉત્તર મેળવવા ચાહો તો શું તમે સંપૂર્ણ સત્ય ઉત્તર મેળવી શકો કે? મનુષ્ય માત્ર પોતાનો ઇન્સાફ કરતી વખતે જગતના સઘળા ધોરણોથી પોતાને સ્વતંત્ર માની લે છે, અને એટલાજ માટે એમ કહેવાય છે કે પોતાના મેરૂ જેટલાં દોષને રતિમાત્ર અને પરના રતિમાત્ર દોષને મેરૂ સમાન લેખવાની મનુષ્યને મૂળથીજ ટેવ પડી ગયેલી હોય છે.

એ ઉપરથી એટલું તો નિર્વિવાદપણે સિદ્ધ થઇ શકે એમ છે કે હું આફ્રીકાના એક હબસી જેવો કદરૂપો કે ભયંકર આકૃતિવાળો હઉં તોપણ માર એક અરીસો તો રાખવો જ જોઇએ. એક સુંદર પુરૂષ કે સુંદર નારીને અરીસામાં પોતાનુ મુખ નીહાળવાનો જેટલો હક છે તેટલોજ હક એક પુરૂષ તથા કુરૂપા નારીને પણ મળવો જ જોઇએ. પોતાનું મુખ જોવાનો લોભ સુંદર નરનારીઓનેજ થાય એવો કોઇ કુદરતી નિયમ નથી. અરીસાની આવશ્યકતા સિદ્ધ કરવા આથી વિશેષ પ્રમાણોની જરૂર નથી.

અરીસો ઉત્પન્ન થયો તે પહેલાં ઘણા જૂના કાળમાં આદિયુગના મનુષ્યોને અરીસા જેવી એકાદ વસ્તુની આવશ્યકતા જણાયેલી હોવી જોઇએ અને તે માટે તેમણે યથાશક્તિ-યથામતિ પ્રયત્નો પણ કરેલા હોવા જોઇએ. જ્યારે પ્રારંભમાં એવી કોઇ વસ્તુનો પ્રથમ પત્તો લાગ્યો હશે

વિમાનની શોધ થવાથી સૌથી પ્રથમ જેટલો આનંદ તથા આશ્ચર્ય થયું હશે તેના કરતાં પણ અરીસા જેવી વસ્તુની શોધથી પૂર્વજોને અધિક આનંદ તથા આશ્ચર્ય થયું હશે. આગળ વધીને કહીએ તો રેલવે કે તારની શોધ થવાથી આપણે જેટલો આનંદ અને સુખ મેળવી શકીએ છીએ તેના કરતાં હજાર ગણો વધારે આનંદ અરીસા જેવા પદાર્થની શોધથી આદિ મનુષ્યજાતિને થયેલો હોવો જોઈએ. કારણકે રેલવે તથા તારના કરતાં પણ અરીસા જેવી વસ્તુની મનુષ્યને ઘણી વધારે-પગલે પગલે જરૂર પડે છે અને પડતી એમ ઉપર કહેવાઈ ગયું છે.

અરીસાની મદદથી જો માત્ર મુખમંડળ નીરખીજ શકાતું હોત તો તેને ક્રમે ક્રમે જે મહત્ત્વનું પદ પ્રાપ્ત થયું છે તે થાત નહીં. અરીસાની ઉત્પત્તિ પહેલાંજ તેમને આ વાતની ખાત્રી થઇ ગયેલી હોવી જોઇએ કે અરીસાની સહાયથી પોતપોતાની રૂચી પ્રમાણે જે નર-નારીઓ પોતાના મુખનું સૌંદર્ય વધારવા ચાહતાં હોય તેમને પણ એથી બહુ સારી સગવડ મળી શકે એમ છે. ઉપયોગિતાવાદની દ્રષ્ટિએ જોતાં અરીસાનો વંશ નિર્મૂળ નથી થયો તેનું કારણ તેની ઉપયોગિતા સિવાય બીજું કાંઇ હોવું સંભવતું નથી. કારણકે ઉપયોગિતાવાદ ખુલ્લું જાહેર કરે છે કે જે વસ્તુ ઉપયોગી હોતી નથી તે વસ્તુ સંસાર-સંગ્રામમાં પોતાનું અસ્તિત્વ ટકાવી શકતી નથી. માત્ર મુખ દેખાડીનેજ અરીસો બેસી રહેતો હોત તો અનંતકાળથી અરીસાનાં સંબંધમાં જે ઉન્નતિ થતી આવી છે તે થાત નહીં. ત્યારે અરીસો એવું તે બીજું કયું મહત્ત્વવાળું ઉપયોગી કામ કરી આપે છે એવો આ સ્થળે પ્રશ્ન થશે ? એ પ્રશ્નનો ઉત્તર ઉપર અપાઇ ચુકયો છે. છતાં સ્પષ્ટતાને માટે કહીશું કે લલાટ ઉપરની સુવ્યવસ્થિત કસ્તુરીનો કયો વાળ કેવી રીતે રાખ્યો હોય તો વિશેષ આકર્ષક થાય ? કઇ અલકરેખા કેવી રીતે ગુંથવામાં આવે તો પુરૂષો તેમજ સાહેલીઓ જોતાંની સાથેજ મોહમુગ્ધ થઇ જાય ? મસ્તકરૂપી ગોળાર્ધ ઉપર સેંથારૂપી વિષુવૃત્ત કેવી રીતે આંકવામાં આવે તો અધિક મનોરંજક થાય ? ઓઢણીનો કયો ભાગ કેવી રીતે લટકતો રાખ્યો હોય તો ઓઢણીની ચંચળતા પ્રેક્ષકોને પણ ચંચળ બનાવે ? કયા ઓષ્ટ ઉપર તાંબુલનો રંગ લગાડ્યો હોય તો ઓષ્ટની લલીતતામાં વૃદ્ધિ થાય ? ઇત્યાદિ ઇત્યાદિ અનેક સામાન્ય પણ મહત્ત્વના પ્રશ્નોનું નિરાકરણ લાવવાને માટે સગવડતાવાળી અને ભ્રાંતિ વિનાની સહાયતા અરીસા વિના બીજું કોણ આપી શકત ? મતલબકે સૌંદર્યનું દર્શન કરાવવા ઉપરાંત સૌંદર્યનું વર્ધન કરવાનું કામ પણ અરીસાની મદદથી જ થઇ શકે છે, અને તેજ તેની મ્હોટામાં મ્હોટી ઉપયોગિતા છે, એમ કહીએ તો શું ખોટું છે ! દરિયે ચાલતી નૌકામાં ધ્રુવનો કાંટો ન હોય તો હજીયે ચાલી શકે, પરંતુ ઘરમાં જો એકાદ મુખ-દર્શક-યંત્ર (અરીસો) ન હોય તો ગૃહિણીઓની કેવી શોચનીય સ્થિતિ થઇ પડે તેની કલ્પના થઇ શકતી નથી. અરીસાનો જો આજ પર્યંત છેક અભાવજ રહ્યો હોત તો કોણ જાણે કેટલાયે ગૃહસ્થાશ્રમો, નાવિક વિનાના નાવની પેઠે, લક્ષભ્રષ્ટ થઇ ખડકો સાથે અથડાઇ છિન્ન ભિન્ન થઇ ગયા હોત તેનો વિચાર કરતાં ત્રાસ ઉપજ્યા વિના રહેતો નથી.

સ્ત્રીજાતિ અને સૌંદર્ય—દૈહિકરૂપ પ્રતિ ઘણા જૂના કાળથી પક્ષપાત ધરાવતી આવે છે, એના પ્રમાણો માત્ર ઇતિહાસના પૃષ્ઠોમાંજ નહીં, પણ વર્તમાન સૃષ્ટિના હૃદય-પૃષ્ઠોમાં પણ મળી આવશે-કેટલાકો કહે છે કે પુરૂષોના ચિત્તને હરણ કરવું એજ સ્ત્રીજાતિનું મ્હોટામાં મ્હોટું બળ અને પરાક્રમ છે, કેટલાક વિદ્વાનો તો એથી પણ આગળ વધીને એટલે સુધી કહે છે કે સ્ત્રીઓનું સૌંદર્ય એજ તેમનું જીવન છે. આ વાત સંપૂર્ણ સત્ય હોય એમ માનવાને અમે તૈયાર નથી. એક વિદ્વાન કહે છે કે સ્ત્રીજાતિનું સૌંદર્ય બહુ ક્ષણિક હોય છે અને એટલાજ

માટે . એ ક્ષણિક વસ્તુને જેમ બને તેમ સ્થાયી અને દ્રઢ બનાવવા નારી-જાતિ અનેકાનેક પ્રયત્નો કરે છે, બીજો વિદ્વાન સંખ્યાબંધ દાખલા-દલીલો આપી એમ સિદ્ધ કરે છે કે સ્ત્રીઓ કરતાં પુરૂષો અધિક સુંદર હોય છે અને એટલાજ માટે પુરૂષોના જેવું સૌંદર્ય પ્રાપ્ત કરવા સ્ત્રીજાતી અહોનીશ પ્રયત્નશીલ રહે છે. સ્ત્રી જાતિ આ અભિપ્રાયોને સ્વીકારે એમ અમે માનતા નથી. છતાં આ એક વાત તો સ્ત્રીઓ પોતે પણ સ્વીકાર્યો વિના નહીંજ રહે કે વિદ્યાભ્યાસ અને અભ્યાસ આદિ માનસિક વિષયોમાં તેમને બહુ લક્ષ નહીં આપવું પડતું હોવાથી ફુરસદનો વખત સૌંદર્ય વર્ધનાદિ ઉપાયોમાંજ વ્યતીત કરવાની તેમને ફરજ પડે છે. મન એક ક્ષણને માટે પણ નિષ્કર્મ બેસી શકતું નથી. હવે જો તેને કોઇ ઉપયોગી કાર્યમાં રોકવામાં ન આવે તો પછી બાહ્યઆડંબર અને ટાપટીપમાંજ પોતાની સમસ્ત શક્તિનો ઉપયોગ કરે એમાં શું આશ્ચર્ય છે? બ્હેનો તથા માતાઓનું આવી ચર્ચાથી મન દુભાશે એમ ધારી અસંબદ્ધ-કિન્તુ ઉપયોગી વાત હમણાં એક બાજુએજ રહેવા દઇ મૂળ વિષય ઉપર આવીશું.

અરીસા જેવો સ્ત્રી-જાતિનો ખુશામતીઓ અને પ્રિયવક્તા મિત્ર ભાગ્યેજ બીજો કોઇ હશે. રાજપુત્રો તથા શ્રીમંતપુત્રો પાસે ખુશામતીયા નોકર-ચાકરોને જેટલું ઉત્તેજન મળે છે તેટલું સામાન્ય સ્થિતિના મનુષ્યો તરફથી મળતું નથી. કારણકે નિત્ય આરામમાં અને આળસ્યમાંજ જેઓને જીંદગીનો ઘણોખરો ભાગ વ્યતીત કરવો પડતો હોય તેમને ખુશામતીયા મિત્રોની હાજરી વિના એક પળ કહાડવી પણ મુશ્કેલ થઇ પડે છે. વર્તમાન સામાજીક અવસ્થામાં સ્ત્રીઓની પણ પ્રાયઃ તેવીજ સ્થિતિ થઇ પડી છે એમાં કોઇથી ના કહી શકાય તેમ નથી. આળસ્ય અને અવકાશના સમયમાં અરીસાનો આશ્રય લઇ સ્ત્રીઓ મનગમતી પ્રિયવાણી સાંભળવાનું અપૂર્વ સુખ અરીસા પાસેથી પ્રાપ્ત કરી શકે છે. પુરૂષવર્ગ અરીસાનો કદી આશ્રયજ લેતો નથી એમ અમે કહેવા માગતા નથી. અમારો કહેવાનો ઉદ્દેશ માત્ર એટલોજ છે કે પુરૂષો કરતાં સ્ત્રીઓને વિશેષ અવકાશ મળે છે અને તેને લીધે સ્વાભાવિકપણેજ અરીસાની જરૂર પણ તેમને વધારે પડે છે.

ખુશામતીયાઓની પ્રિય અને મિષ્ટ વાણીએ સંસારમાં કેટલાં ભયંકર અપકૃત્યો કરાવ્યાં છે તે શું વિસ્તારથી કહેવાની જરૂર છે? સંસ્કૃત-સાહિત્યમાં ચાટુકારીઓની નિંદાના જે સંખ્યાબંધ શ્લોકો મળી આવે છે તેજ શું બસ નથી? હા જી હા ભણનારા હજુરીઓની મોહજાળમાં ફસાઇ અનેક રાજપુત્રોએ પિતૃવધ કરતાં પાપ કે નર્કનો જરાયે ભય રાખ્યો નથી. પ્રિયભાષી દાસીઓના પ્રપંચમાં પડી સ્વામીના ગૃહનું સત્યાનાશ વાળવામાં અનેક સ્ત્રીઓએ સંકોચ રાખ્યો નથી. ગૃહકલેશ, સામાજીક દ્રોહ તથા રાજવિપ્લવોનું મૂળ ઘણું કરીને આવી ખુશામતમાંજ છુપાયેલું હોય છે. અરીસો પણ પ્રાયઃ એવી ખુશામતજ કરવાના સ્વભાવવાળો છે એમ ઉપર પ્રકારાંતરે કહેવાઇ ગયું છે. ખાસ કરીને સ્ત્રીજાતિ કે જે અરીસાનો પોતાના સહાયક બંધુરૂપ માને છે તેમણે તો આ ખુશામતીયા અરીસાથી ખાસ કરીને બહુજ સાવધ રહેવું જોઇએ. કારણકે સ્ત્રીજાતિ સ્વભાવથીજ બહુ ભદ્રિક, ભોળી તથા અન્યના મધુર વચનો ઉપર વિશ્વાસ રાખનારી હોય છે, તેમની પાસે અરીસા જેવો બંધુ આવીને જ્યારે મિષ્ટ વચનો ઉચ્ચારે ત્યારે તેઓ તેની ઉપર અવિશ્વાસ દર્શાવવાનું મનોબળ રાખી શકે નહીં એ બનવાજોગ છે.



# ગૃહિણિના સાચા ઘરેણાં.

(વિષય વાત મમ માત ત્યજીને—એ રાહ.)



સ્નેહ ધરી ધર્મ સોની ઘરેણાં, સાચા જે ગૃહિણી મનના;
કનક ઘરેણાં અન્ય બધાં તે, ભાર રૂપ છે આ તનના. (ટેક.)
ધર્મ વિનયની વાળી રૂપાળી, હેત હાર હૈયે ધરવા;
ચળકતી કર ચૂડી દાનની, ઉજ્વળ જશ જગમાં ભરવા. સ્નેહ ધરી. ૧
કર્ણે ફૂલ શુભ શ્રવણ તણાં ધર્મ, મર્યાદા ઝાંઝર ચરણે;
કંઠીએ કંઠ મધુરતા કેરી, ધરજે ચાંદ શુભા ચરણે. સ્નેહ ધરી. ૨
કમલ રૂપ કનકની વીંટી, કડિયો ધર્મ શુભ કર્મ તણી;
શીળ તણો સુંદર તું ધરજે, મોટિ મૂંપનો કેશ મણિ. સ્નેહ ધરી. ૩
સુઘડતાની કટી મેખલા, સદ્‌ગુણ સાંકળીમાં જડજે;
જ્ઞાન તણી વાળે ગુંથેલી, દયા દામણી તું ધરજે. સ્નેહ ધરી. ૪
પૂર્ણ મનોબળની મગમાળા, સેવા રૂપ છડા ધરજે;
ચતુરાઇની ચોરશી માંહે, પ્રેમ તણું ચકદું જડજે. સ્નેહ ધરી. ૫
સોની! સાચા તેહ ઘરેણાં, થાવ ઘડાવા હોંશ ઘણી;
તે પ્હેરીને પ્રેમે ફરતાં, પ્રસન્ન થાયે જગત્ ધણી. સ્નેહ ધરી. ૬

નર્મદાશંકર દામોદર શાસ્ત્રી.

# જ્યોત્સ્ના.

લે. શા. હીરાલાલ રણછોડદાસ.

( ગતાંક પૃષ્ટ ૪૦૩થી ચાલુ. )

સંધ્યાકાળનો સમય વીતી ગયો છે, અને નિશાનો પ્રથમપ્રહર આરંભાયો હોવા છતાં ક્યારનાએ આઠ વાગી ગયા હતા, કારણ કે, શરદ્‌ઋતુનો દિવસ બહુ અલ્પ હોય છે, અને અત્યારે શરદ્‌ઋતુ વર્તમાન હતો, ચાર કોરથી સુસવાટા બંધ પવન વાતો હતો, અને કોઇ કોઈ વારતો વાયુનો એવો પ્રબળ ઝપાટો લાગતો હતો કે માર્ગમાં જતા આવતાં મનુષ્યોના શરીરો શૈત્યથી કંપી જતાં હતાં. આ કારણથી મુંબઇ જેવા અષ્ટૌ પ્રહર પ્રવૃત્તિમય નગરમાં પણ એ વેળાએ બહુ અંશે શાન્તિના સામ્રાજ્યનો અધિકાર વ્યાપેલો દેખાતો હતો.

આવા સમયમાં એક માળામાંની ૨૦ ચોરસ ફીટની ઓરડીમાં એક યુવક મુંજના ભરેલા ખાટલામાં સૂતો સૂતો પાસે પડેલી માટીની સગડીમાં સળગતા અંગારથી ઉષ્ણતાને મેળવવાનો યત્ન કરતો હતો; પરંતુ તેનાથી ઉભા કે બેઠા થઇને તે અંગારનો સંપૂર્ણ લાભ લઇ શકાતો નહોતો. તેના શરિરમાં દીર્ઘકાલીક વ્યાધિનાં પરિણામે અતિશય નિર્બળતા તથા અશક્તતાનો આવિર્ભાવ થયેલો હોય એમ પ્રત્યક્ષ જણાતું હતું. અર્થાત્ તેના નિર્બળ શરીરથી અતિશય શિતળતા ન સહી શકાય એ સ્વભાવિક હોવાથી પાસે પડેલા અગ્નિના તાપ વડે શૈત્યનું નિવારણ કરવા માટે તેણે બે ત્રણવાર સગડી પાસે જવાનો યત્ન કર્યો પરંતુ તે યત્નમાં સફળતા ન મળવાથી તે વ્યાધિગ્રસ્ત યુવક ' સુલોચના, સુલોચના ! ' કહીને પોતાની પત્નીને બોલાવવા લાગ્યો પણ તેના એ આવાહનનું કેટલીકવાર સુધી કાંઇ પણ પ્રત્યુત્તર તેને મળ્યું નહિ, પુનઃ તેણે સુલોચનાને એકવાર બળ પૂર્વક બોલાવવાનો યત્ન કર્યો, પરંતુ ઉચ્ચ સ્વરથી તે બોલી શક્યો નહિ. આ અવસ્થામાં લગભગ દશ પંદર મિનિટ જેટલો સમય વ્યતીત થયો. અને ત્યાર પછી સુલોચનાને, પોતાની પ્રાણેશ્વરીને, ઓરડીના દ્વારમાં પ્રવેશ કરતી જોઇને તે રૂગ્ણ પુરૂષ કહેવા લાગ્યો કે—" સુલોચના, મેં તને બે ત્રણવાર બોલાવી, પણ તેં કાંઇ પણ ઉત્તર ન આપ્યું; તો તું આટલીવાર સુધી ક્યાં ગઇ હતી વારૂ ! "

" બાજુમાં જરાક કામ હોવાથી પાડોશીને ત્યાં ગઇ હતી. " આ પ્રમાણે ઉત્તર આપતાં સુલોચનાએ વિચાર્યું કે પોતાની ગેરહાજરીથી પોતાના વ્યાધિગ્રસ્ત સ્વામિને કાંઇક વિટંબના પડી હશે, એમ લાગવાથી પુછ્યું કે " પણ તમને કાંઇ અગવડ તો પડી નહોતીને ? મે જાણ્યું કે, તમારી આંખ જરાક લાગી ગઇ છે, એટલે એટલામાં કાંઇક કાર્ય હતું તે કરી આવવાની ઉતાવળથીજ હું બહાર ગઇ હતી. "

પરંતુ પત્નીના આ ઉત્તરથી રૂગ્ણ પતિના મનનું સમાધાન થયુ હોય એમ જણાયું નહિ. કારણ કે, તે શંકાશીલ મનથી કહેવા લાગ્યો કે " સુલોચના, આ તું અસત્ય બોલે છે, અર્થાત્ સાચે સાચું કહીદે કે, તું અત્યારે ક્યાં ગઇ હતી ? તું પેલા શેઠ પાસે તો ગઇ નહોતીને ? મને એજ શંકા છે અને તેથીજ તને પ્રથમથી એ કહેવામાં સગાની કાંઇપણ મદદ લેવાની ચોખ્ખી ના પાડી દીધી છે; પણ મને શંકા થાય છે કે આજે તું ત્યાંજ ગઇ હોઇશ. "

તે રૂગ્ણ યુવક પોતાની પત્નીને આ પ્રમાણે કહેતો હતો એટલામાં નીચેથી કોઇએ 'ચિન,

ચિન્‌' કરીને બે ત્રણ બુમો મારી. એ બુમો સાંભળીને આપણા એ શય્યાવશ રૂગ્ણયુવકના સેમ ખડાં થઈ ગયાં; અને તે કાંઈક બોલવા જતો હતો; પણ તેટલામાં તો સુલોચના નીચે ઉત ગઈ અને "આવો કાકાજી, તેઓ ઉપર સુતા છે;" એ પ્રમાણે કહીને તે આગંતુક વ્યક્તિ દીપકના પ્રકાશથી માર્ગ બતાવતી ઉપર લઈ આવી.

"અરે મૂર્ખા, આટલા દિવસથી શરીર નરમ હતું, તો ખબર તો આપવી' ક્યાં અમો પારકાં હતાં? એ તો આ વહુ ડાહી કે અમને ખબર આપી, નહિ તો અમને ખ પણ ક્યાંથી પડે વારૂ? જોને આ આખે કાચું છે તો'ય દીલમાં દાઝ્યું તે અમે તેમ કરીને પ આવ્યો."

તે વયોવૃદ્ધ આગંતુક વ્યક્તિએ આવતાંની સાથેજ આપણા તે રૂગ્ણ યુવકને અનુલક્ષીને પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યાં કુશળ પ્રશ્ન પૂછવાની આ એક નવીન પદ્ધતિ હતી; છતાં વિ દર્શાવીને એના ઉત્તરમાં તે રૂગ્ણ યુવકે જણાવ્યું કે; "હાજી, આપનું કહેવું સત્ય છે, પણ ક જરૂર જેવું ન હતું એટલે આપને બોલાવીને પરિશ્રમ આપવાનું મેં યોગ્ય ધાર્યું નહોતું."

"ગધેડા છે, ગધેડા!" કાકા પોતાની ઉભરાઈ જતી લાગણીને દર્શાવતો કહેવા લાગ્યે - "અમારે શું? અમે તો તારા સારા માટે કરીએ છીએ પછી તો જે તને ગમે ખરૂં; કારણ કે ધણીને સૂરે ઢાંકણીમાં અને પાડોશીને આરીસામાં પણ ન સૂઝે ઠીક, પણ હવે તો તબીયત સારી છે ને?" આવી રીતે ખબર અંતર પૂછવાના ઔપચારિ વ્યવહારની પૂર્ણાહુતિ કરતા શ્રીમાન્ નાથાલાલ "વહુ, જરા દીવો દેખાડજો;" કહીને જ -માટેની પોતાની ઇચ્છાને વ્યક્ત કરવા લાગ્યા, જતાં જતાં જો કાંઈ કામ કાજ હોય, તો જ બોલાવાનો આગ્રહ કરવાનું નાથાલાલભાઈ ભૂલી ગયા નહિ

નાથાલાલભાઈના વિદાય થયા પછી ઓરડીના બારણાંને અંદરથી બંધ કરીને સુલોચ પતિના બિછાનામાં બેઠી તેને જેઠને તેનો શય્યામાં પડેલો પતિ કાંઈક બોલવા જતો હતો એ લામો તેને બોલતો અટકાવીને સુલોચના પોતેજ દુઃખ-ભરેલા હૃદયથી કહેવા લાગી કે: " સ્વપ્નમાં પણ નહોતું ધાર્યું કે, કાકાજી આવીને આ પ્રમાણે નાટકનો પાઠ ભજવી ચાલ્યા જશે આપણી આવી શોચનીય સ્થિતીને જોઈ તેઓ અવશ્ય આપણને અનેક રીતે ઉપયોગી થઈ પડ અને આપણા દુઃખભારને ઘટાડશે, એમ ધારીનેજ તમારી અનિચ્છા હોવા છતાં પણ આજે તેમને અહીં તેડી લાવવાનું સાહસ કર્યું હતું; પણ હવે મને મારા એ સાહસ માટે બહુજ શો તથા પશ્ચાત્તાપ થાય છે. કેવી વિલક્ષણતા! પોતાની બહુજ સારી સ્થિતી હોવા છતાં પોતા સગાભાઈના દીકરાને, તેની આવી દશામાં, થોડી પણ સહાયતા આપવાની પણ જેઓ દયા કિ ઉદારતા દર્શાવી શકતા નથી, તેમના હૃદયમાં નિર્દયતાનો કેટલી સીમાપર્યન્ત નિવાસ હશે, એન કલ્પના પણ કરી શકાતી નથી ધનાઢ્ય સગાં વ્હાલાં પણ આવાં નિર્દય થતાં હશે, એવી માર ધારણા નહોતી અસ્તુ: જે થાય છે તે સારાનેજ માટે: મને પણ આજે સંસારની વિલક્ષણતાને અને 'કાકા મામા કહેવાના' એ કહેવતનો એક નવો અનુભવ મળ્યો!"

"સુલોચના તારૂં કથન અક્ષરશઃ સત્ય છે. હું મારા કાકાના સ્વભાવને સારી રીતે જાણ છું અને તેથીજ મેં તને તેમની પાસે આપણી આ સ્થિતી વ્યક્ત કરવાની ના પાડી હતી. નહિતે આવી આવશ્યકતાના પ્રસંગમાં આવાં કષ્ટોને ભોગવવા કરતાં એમનો આશ્રય લેવામાં અયોગ્યત જેવું વળી શું છે?" રૂગ્ણ પતિએ નિરાશા દર્શક-ઉદ્‌ગાર કાઢ્યા.



" મેં સ્વપ્નમાં પણ નહોતું ધાર્યું કે કાકાજી આવીને આ પ્રમાણે
નાટકનો પાઠ ભજવી ચાલ્યા જશે. "

આ ઉદ્ગાર કાઢતાં તે રુગ્ણ યુવકનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી અને તેનો કંઠ રૂંધાઇ ગયો. થોડીવાર તે બોલતો અટકી ગયો અને કિંચિત્ વિશ્રાંતિ લીધા પછી તે પુનઃ શોકને દર્શાવતો કહેવા લાગ્યો કે; "આપણા સમાજમાં મારા કાકા નાથાલાલ કુલિન તથા મહા ધર્મિષ્ટ કહેવાય છે, પ્રભાત તથા સંધ્યાકાળે દેવમંદિરમાં જવાનું ચૂકતા નથી, સારી સંપત્તિના સ્વામી છે અને જ્યારે ને ત્યારે મુખથી ઉદારતાનો આડંબર પણ બહુજ સારો બતાવ્યા કરે છે; છતાં પણ પોતાના સગા ભાઇના દીકરાની આવી સ્થિતિમાં થોડીઘણી પણ ઉદારતા ખરી રીતે બતાવી શકતા નથી, એ કેવા પ્રકારનો ધર્મ અને કેવા પ્રકારની વૈરાગ્યશીલતા ! દિવસમાં બબ્બેવાર-સમકિત આદિ ક્રિયામાં સત્કૃત્યોવિના સ્વયં આત્માનું કાંઇપણ નથી એમ સમજવા છતાં અને અનેક વર્ષોથી તેની ક્ષમાપનાનાં ભૂલોનો પાઠ કરવા છતાં હૃદયમાં દયા કે લાગણી જેવા સદ્ગુણોનો સર્વથા અભાવ રહે એ કેવા પ્રકારની ક્રિયા ! આતે ધર્મિષ્ટતા કે વ્યવહારને નામે હજારો દાંભિકતા થાય છે તેમાંની એક !"

ચિનુભાઇના નામથી ઓળખાતા આ યુવકના ઉપર્યુક્ત ઉદ્ગારોમાં સત્યનો નિવાસ કેટલા પ્રમાણમાં હતો અથવા છે, એનો નિશ્ચય કરાવવા માટે સુજ્ઞ વાંચકો પ્રત્યે અમારી એટલીજ પ્રાર્થના છે કે, જો તમારા સગા સ્નેહિઓમાં દુર્ભાગ્યે એકાદ આવું પાત્ર હોય તો એ સત્યના પ્રમાણનું તમે પોતાની મેળે જ તોલન કરી શકશો; કારણ કે તમોને પણ એવા દાંભિક ધર્માત્માઓ જોડે ઘણીવાર પ્રસંગ પડયો હશે, અને તે તે પ્રસંગે સૂક્ષ્મ વિચાર કરતાં તમોને પણ એમ લાગેલું હોવું જ જોઇએ કે, આ-વિલક્ષણ સંસારમાં નાથાકાકા જેવા ધર્મોવનારના નામથી ...તા દાંભિઓનો સમૂહ, શાંતિપૂર્વક ઉત્તમ ચારિત્ર પાળતા પુરૂષો કરતાં વિશેષ છે. જરા ... કરો કે, ધર્મમાં શું એટલી બધી ક્રૂરતા રહેલી છે કે, તેનું સતત સ્મરણ કરવાથી બધી જડતાનો અધિકાર વ્યાપી જાય કે તેના પરિણામે પોતાનાં બંધુજનોને આવી દુઃખદ દશામાં જોવા છતાં પણ હૃદયમાં દયાનો આવિર્ભાવ ન થાય અને સહાયતા આપવાનું સ્વપ્ન પણ ન આવે ! માત્ર એટલુંજ નહિ, પણ જો તેમને કોઇ એ વિષે પ્રશ્ન કરે, તો તેના ઉત્તરમાં તેઓ એમજ જણાવે છે કે, "ભાઇ, એ તો વ્યવહાર છે; એટલે એમાં તમે શું સમજો ?" આમ કરીને વ્યવહારને નિન્હવો અને પોતાના સ્વાર્થને સાધવામાં નિરંતર તત્પર રહેવું, એ વ્યવહાર કેવો ? અને એજ જો વ્યવહાર હોય તો એવા વ્યવહારને અને એ વ્યવહારના ઉપાસકોને અમારા અમારા નવ ગજના નમસ્કાર હો. અર્થાત્ આવા વિષમ ધર્મને પાળનારા નાથાકાકા જેવા સાધુ પુરૂષો આ સંસારમાં ન હોય, તેમાંજ સંસારનું કલ્યાણ છે. આવા દાંભિક પુરૂષો આ જન્મ સાધુ-સત્ય સાધુપુરૂષોના સમાગમમાં રહેવા છતાં તેમના હૃદયમાં શુદ્ધતા, દયા, અનુકંપા તથા પરોપકારવૃત્તિ આદિનો અંશ માત્ર પણ આવી શકતો નથી.

નાથાકાકાના પ્રયાણને લગભગ અડધો કલાક જેટલો સમય થયો હશે; એટલે કે આશરે નવ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો એવામાં બહારથી કોઇ દ્વાર ખખડાવતું હોય એવો સુશીલાને ભાસ થયો અને તે બારણું ઉઘાડવાને ઉઠી. આ વેળાએ આવનાર કોણ હશે, એની કશી કલ્પના ન હોવાથી સુશીલાના હાથમાં દીવો લીધા વિનાજ દ્વાર ઉઘાડવા ગઇ હતી અને તેથી આગંતુક બે વ્યક્તિઓને તે તત્કાળ ઓળખી શકી નહિ. પરંતુ તે બેમાંની એક વ્યક્તિની અસાધારણ ઊંચાઇથી અંધકાર હોવા છતાં પણ અમુકજ પુરૂષ હોવાની કલ્પના કરી અને તેથી આશ્ચર્યદર્શક સ્વરથી બોલી કે:—"જ્યોતિકાન્તભાઇ, જરા ઉભા રહો એટલે દીવો લાવું અત્યારે ક્યાંથી આ તરફ નીકળી આવ્યા !"

એના ઉત્તરમાં આગંતુક જ્યોતિકાન્તે વિનય તથા સભ્યતા પૂર્વક કહ્યું કે—" સુલોચના બ્હેન, ઑફિસમાં આજે વિશેષ કાર્ય ન હોવાથી ઘણા દિવસો થયાં આ મારા મિત્ર ડૉ. મનોહરલાલ મળ્યા નહોતા ત્યારે આજે ઇચ્છાપૂર્વક તેમને ત્યાં ગયો હતો ત્યાં તેમના પત્નિ શ્રીમતી વનલીલાબેનેજ તમારા દુઃખના સમાચાર જણાવ્યા અને એટલામાં મી. મોદી આવ્યા તેમણે પણ આવી એવાજ સમાચાર આપ્યા કેઃ—' તમારા પતિ છેલ્લા બે માસ થયાં તેમના શેઠ સુખાનન્દની પેઢીપર આવ્યા નથી. " એટલે હું તથા મારા મિત્ર ડૉ. મનોહરલાલ સ્વાભાવિકજ આ તરફ નિકળી પડયા. "

સુલોચના, જ્યોતિકાન્ત, ડૉ. મનોહરલાલ ત્રણે વ્યક્તિઓ રુગ્ણ પાસે આવી પહોંચી. ડૉ. મનોહરલાલે રુગ્ણ યુવકના રોગની શારીરિક પરીક્ષા કરી અને ત્યાર પછી એક પ્રિસ્ક્રિપ્શન્ લખી કાઢ્યું. એટલામાં સુલોચનાએ ચાહ તૈયાર કરી લીધી અને ત્રણ કપ ભરીને ત્યાં લઇ આવી ત્રણે જણે ચાહ પીવામાં તથા વાતચીતમાં કેટલોક સમય વીતાડયો અને તેથી રુગ્ણ યુવકને કેટલોક વિશ્રામ મળ્યો. એ પછી જ્યોતિકાન્તે જવાની ઇચ્છા જણાવી અને જતાં જતાં તેણે કહ્યું કે—" સુલોચના બ્હેન, ડૉ. મનોહરલાલે ચિનુભાઇ માટે જે સારૂં પ્રિસ્ક્રિપ્શન્ લખી આપ્યું છે તે અમે તેમના દવાખાનામાંથી જવા લઇને હું મારા માણસ સાથે મોકલી આપું છું, અને મારા માણસને પણ હાલ તરત તમો તમારે ત્યાંજ રાખજો અને હો હાલ તરત આ ઉપયોગમાં આવશે આને સ્વીકારતાં કૃપા કરીને તમો કાંઇપણ આનાકાની કરશો નહિ. " આ પ્રમાણે કહીને પોતાના કોટના ગજવામાંથી ' નોટકેસ ' કાઢી તેમાંથી રૂા. ૧૦૦ )ની નોટ તેણે સુલોચનાને આપી.

"તેની આવી ઉદારતા તથા અનુકંપાને જોઇને વ્યાધિગ્રસ્ત ચિનુભાઇનું હૃદય ઉપકારની લાગણીથી ઉભરાઇ ગયું હોયની ! એવો ભાવ તેના મુખમંડળમાં જણાવવા લાગ્યો તે પોતાના મનમાં વિચાર કરતો હતો કે; " મારા શેઠના સંબંધી હોવાને યોગે તેઓ મને સાધારણ રીતે ઓળખે છે અને તેટલાજ સબંધની ખાતર શું આ પુરૂષ આટલી અનુકંપા બતાવે છે ? જરૂર, તેમજ હોવું. જોઇએ નહિતો તેના મુખમંડળમાં જે વિશુદ્ધતા અને દયાર્દ્રતાનો ભાવ સ્પષ્ટ દેખાય છે તે હોઇ શકેજ નહિ ઇશ્વર સમય આપે તો એક વખત તેની આ મદદનો સંપૂર્ણ બદલો ન આપું તો મારૂં જીવન વૃથાજ ગયું સમજવું. "

સુલોચનાએ જ્યોતિકાન્તને પ્રત્યુત્તરરૂપે કહ્યું કે —" જ્યોતિકાન્ત ભાઇ, અત્યારે અમો કાંઇ એટલી બધી ભીડમાં નથી કે આ સહાયતા લેવાની જરૂર પડે; તેમજ તમારો અમારા પ્રતિ સ્નેહભાવ છે એટલુંજ બસ છે, આનાથી કાંઇ વિશેષતા થવાની નથી. "

પરંતુ સુલોચના વિશેષ રાહ્યા કરે, તે પહેલાં તો ખાટલાપર તે રૂ ૧૦૦) ની નોટ મૂકીને પોતાના મિત્ર ડૉ. મનોહરલાલ સાથે ત્યાંથી ચાલ્યો ગયો હતો.

સુલોચનાએ પોતાના શય્યાવશ પડેલા પતિને કહ્યું કે –" જે સંસારમાં આપના કાકા જેવા પિશાચો વસે છે, તે સંસારમાં આ જ્યોતિકાન્ત જેવા દેવોનો પણ નિવાસ છે અને તેથીજ આ સંસારનું ચક્ર ચાલી રહ્યું છે; જો આવા દેવ તુલ્ય પુરૂષોનો સર્વથા અભાવજ હોય, તો તો આ સંસાર એક પળ પોતાનાં અસ્તિત્વને ટકાવી શકે નહિ. અપૂર્ણ.

# શ્રીમતિ ગીરીન્દ્ર મોહિની દત્ત.

( અનુવાદિકા—અ. સૌ. કુમુદ ગૌરી હરિલાલ આર. મહેતા. )
અમૃતવાડી—મુંબઈ.

ન જપ, ન તપ, ન શ્રમથી, મળે ના અધ્યયન અને ધનથી;
પ્રભુની જે કૃપા પ્રસાદી, કવિતા શક્તિ મળે નિસર્ગથી.

આજથી સુડતાલીશ વરસ પહેલાં બંગ દેશની એક કુમારિકાનું " કવિતા હાર " નામનું પુસ્તક પ્રકટ થયું તે વખતે તે પુસ્તક માટે બંગભાષાના સાહિત્ય શિરોમણી શ્રીયુત્ રાય બંકીમ ચંદ્ર ચેટરજીએ પોતાના " બંગ દર્શન " નામના માસિક પત્રમાં નીચેના ઉદ્ગાર પ્રકટ કર્યા હતા.

" આ કાવ્યો કેટલાક સ્થળે એટલા પ્રતિભા પૂર્ણ છે કે તે કાવ્યો એક નાની છોકરીએ બનાવ્યાં છે. એમ કહેવામાં આવે તો તે ગોષ્ટી સાચી છે. એમ કોઇના માનવામાં આવે નહીં."

શ્રીમતી ગીરીન્દ્ર મોહિનીદત્તનો જન્મ કલકત્તામાં ભવાનીપુરમાં તેમના મામાને ઘેર ઇ. સ. ૧૮૧૭ માં થયો હતો. ગિરીન્દ્ર મોહિનીદત્તના પિતાશ્રી હારાણચંદ્રદત્ત કલકત્તાથી ચાર કોશ દૂર આવેલા પાણીહાટી ગામના કુલીન કાયસ્થ હતા. શ્રીમાન્ હારાણચંદ્રના ગૃહ વિભાગ એક નાની કન્યાશાળા હતી. ગીરીન્દ્રમોહનીને ત્યાંજ પ્રાથમિક શિક્ષણ મળ્યું. તેમનો બાલપણથીજ શિક્ષણ પ્રત્યે અનહદ પ્રેમ હતો નાની છોકરીઓના લક્ષ રમવામાં હોય છે. તેમ આ બાલિકાનું ન હતું. આ શાળામાં લખવા વાંચવાનું અને થોડું હિસાબ કીતાબનું શિક્ષણ પોતાના પિતાના હાથથીજ તેમને મળ્યું. આ સિવાય ઉચ્ચ અભ્યાસ માટે બાલિકાને બીજી કોઈ શાળાનો લાભ મળ્યો નહીં: તોપણ વિદ્યાની અભિરૂચિથી આ નાની બાલિકાએ ગામના કેટલાક પંડિતો પાસે સંસ્કૃત ગણિત જ્યોતિષ વિગેરે પ્રકારનું જ્ઞાન સંપાદન કર્યું. આ દરમ્યાનમાં તેમણે સંગીતમાં પણ નિપૂણતા મેળવી. વીણા, સતાર, હારમોનિયમ, વિગેરે પ્રકારનાં વાદ્યો તો તેમને બહુજ નાની ઉમરથી બજાવતાં આવડવા લાગ્યાં

ગિરીન્દ્રમોહિનીનું વય આઠ નવ વર્ષનું થયું તેટલામાં તો તેમની કાવ્ય પ્રતિભા શક્તિ જાગી નીકળી. આટલી નાની વયમાં નાની નાની બાલિકાઓ ધૂળમાં માંડી, ઢીંગલા ઢીંગલીઓ પરણાવવાં કે જમીનમાં ખોદીને કરેલા ચુલાઓ ઉપર ઠીકરાંઓના વાસણ બનાવી ખોટું ખોટું રસોઇ બનાવવી, વિગેરે પ્રકારનાં બાલ્ય ખેલમાં મશગુલ બને છે તે વખતે આપણા આ ચરિત્રની નાયિકા દેવિએ વીણાથી સરસ્વતી દેવીને મોહિત કરવાની રમત માંડી હતી, ભીંત ઉપર પોતાનો પડછાયો પડેલો હોય તેને દેખીને ઝીણું ઝીણું ગુંજન કરતી અને નાની નાની પદ્ય રચનાઓ કરતી. આ જોઇ તેમનાં માતાજી તેમને " આ છોકરી ગાંડી થશે " એમ વારંવાર કહેતાં પણ તે છોકરી કેવા પ્રકારની ગાંડી થશે તે તે છોકરીના પિતાને બરાબર જણાઇ આવ્યું હતું. ગિરીન્દ્રમોહિની કવયિત્રી થશે એ એમનાં બાલ્ય વર્તનોથી ' અક્ષરશ સત્ય નીવડ્યું. ગિરીન્દ્રમોહિનીના પિતા હારાણચંદ્ર વખતે વખતે અંગ્રેજી પદ્યોનાં ભાષાંતરો કરતા. એક વખત ગિરીન્દ્રમોહિની બાર વર્ષની હતી તે વખતે એક અંગ્રેજી કાવ્યનું ભાષાંતર કરવાનું તેમને કહેવામાં આવ્યું. અલ્પ સમયમાં તેમણે તે કાવ્યનું બંગભાષામાં છંદોબદ્ધ ભાષાંતર કરી નાંખ્યું અને પોતાના પિતાને બતાવ્યું. આ વખતે તેમના વડીલને કેવો આનંદ થયો હશે ! તેમનું આ કાવ્ય તેમના " ભારત

કુસુમ " નામના પુસ્તકમાં " તપોવન " ના નામથી પ્રગટ થયું છે, આ વખતથી તેમના પિતા પોતાની બાલિકાની કલ્પના શક્તિનો વિકાસ થવામાં સહાય મળે એ હેતુથી તેમને Pane and Verginia, Theodocias Constancia વિગેરે પુસ્તકોના સાર બંગાલીમાં સમજાવવા લાગ્યા. આ ઉપરાંત મહાભારત. કાદમ્બરી, યોજનગંધા, વાસવદત્તા, સુસુરજલેખા, કપિ કંકણ. વિગેરેના વાચનથી ગિરિન્દ્રમોહિની કાવ્યપ્રતિભા ઉદ્દિપ્ત થઇ.

ગિરિન્દ્રમોહિનીનાં સમ દસ વર્ષની વયે થયાં ખાલમઝારના શ્રીમન્ત જમીનદાર બાબુ દુર્ગાચરણદત્તના કનિષ્ટ પુત્ર બાબુ નરેશચંદ્રદત્ત એ તેમના પતિદેવ વિવાહ થયા પછી ગિરિન્દ્રમોહિનીના અભ્યાસમા સહજ અંતરાય આવ્યો, પરન્તુ શિક્ષણના યોગે તેમને સ્વાભાવિક પ્રસંગોથી શિક્ષણ વિકાસના જુદા જુદા માર્ગ મળ્યા. શિવણ, ભરત, આરોગ્યતા, સ્વચ્છતા તથા રસોઇ વિગેરે ગૃહકાર્યમાં ગિરિન્દ્રમોહિની અત્યંત નીપુણ બન્યાં.

તેમનું પહેલું કાવ્ય " ગણેશવંદન " છે. ત્યારપછી ૧૮૭૧ માં " કવિતાહાર " નામનું તેમનું કાવ્ય પુસ્તક પ્રકટ થયું. આ પુસ્તક બાબત થોડુંક કહેવાનું છે. ૧૮૭૦ માં ગિરિન્દ્રમોહિનીદત્તના પતિના એક મિત્રે ગિરિન્દ્રમોહિનીએ પોતાના પતિને ગદ્ય અને પદ્યમાં જે પત્રો લખ્યા હતા તે " એક હિંદુ મહિલાનાં પત્રો " એ નામથી પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યા, પોતાના પત્રો પ્રસિદ્ધ થયા ત્યારે એ બિચારી કુલીન નવવધૂ શરમમાં ગરકાઇ ગઇ, ઠપકાના રૂપમાં તેમણે પોતાના પતિ જે પ્રવાસમાં હતા તેમને લખ્યું કે, મારી રચના લોકોમાં જાહેર કરવાની આપની આટલી તીવ્ર ઇચ્છાજ હતી તો હું આપને બીજું કંઇક લખી આપત, પરન્તુ મારા પત્રો આપે શું જોઇને પ્રકટ કર્યા ?"

આ પછી થોડાજ દિવસોમાં તેમનું કવિતાહાર પ્રકટ થયું. કોઇ સ્ત્રીકવિએ પુસ્તકરૂપે પ્રકટ કર્યું હોય એવું આ બંગ ભાષામાં પ્રથમજ કાવ્ય હોવાથી બંગીય વર્તમાન પત્રોએ તેમનું અત્યંત આદર અને કૌતુકથી સ્વાગત કર્યું. શ્રીમાન બંકીમચદ્રે આ પુસ્તક માટે જે અભિપ્રાય આપ્યો તે ઉપર લખ્યો છે. આ પુસ્તક એ સન્નારીના નામથી પ્રકટ થયું ન હતું તો પણ સહજ છાબડે ઢાંક્યો ન રહે તેમ બન્યું, અને ગિરિન્દ્રમોહિની પ્રસિદ્ધીમાં આવ્યાં. કવિતાહાર વાંચીને પ્રસિદ્ધ બંગીય નાટકકાર શ્રીયુત દિનબન્ધુમિત્ર એટલા તો મુગ્ધ બની ગયા કે તેમણે પોતાની અમૂલ્ય નાટકાવલિ ગિરિન્દ્રમોહિનીને અર્પણ કરી હિંદુ પેટ્રીયટ અને સ્ટેટસમૅન વિગેરે પ્રખ્યાત અંગ્રેજી પત્રોએ કવિતાહાર નામના પુસ્તકનો લીધેલો રિવ્યુ વાંચીને ભારતની સ્ત્રીજનનું કલ્યાણ ઇચ્છનારી અમેરિકાની પ્રસિદ્ધ વિદૂષી મૅરી કારપેન્ટર આ નારીરત્નને મળવાને ઉત્સુક થઇ રહી. દુદૈવે તેની આ ઉત્સુકતા પૂરી થઇ નહીં. કવિતાહાર બ્હાર પડ્યા પછી ગિરિન્દ્રમોહિનીનું બીજું કાવ્યપુસ્તક " ભારતકુસુમ " પ્રકટ થયું. આ કાવ્ય માટે રઇસ અને રયત એ નામના પત્રમાં ડૉ. શંભુચંદ્ર મુકરજીએ નીચે પ્રમાણે લખ્યું:—

"આમાંની કેટલીક કવિતા આર્યદર્શન અને બંગદર્શનમાં પ્રકટ થઇ છે તેથી તે કાવ્યની ઉત્તમતા માટે વિશેષ કહેવાનું રહેતું નથી સદરહુ નારીકવિને કોઇ શાળા કે કૉલેજમાં શિક્ષણ મળ્યું નથી, તેમણે પોતાનાં સર્વ કાવ્યો કેવળ મનઃસ્ફૂર્તિથી લખેલાં છે, એ વાત ખરેખર લક્ષમાં લેવા જેવી છે. આ નારીકવિએ કેવળ ઝનાનામાંજ રહીને સર્વ પ્રકારનું શિક્ષણ પોતે ખાનગી શ્રમથીજ મેળવ્યું છે કવિત્વશક્તિ એ કેવળ ઇશ્વરી બક્ષિસ છે આ સિદ્ધાંત આ નારીરત્નની કૃતિથી ખરેખર સત્ય પડે છે. કાવ્યમાં પ્રકટ થયેલાં વિચારસૌંદર્ય, વિશાલત્વ,

કલ્પનાવૈચિત્ર્ય અને વિશેષે વિચારશુદ્ધત્વ વળી એવીજ રીતે એમના પ્રાચીનની વર્તનમાંનુ સૌજન્ય અને સાત્વિકસ્વાર્થત્યાગ આ સર્વ જેનામાં એકઠું થયેલું છે એવું નારીરત્ન ખરેખર દેશનાં ભૂષણસ્વરૂપ છે."

સન ૧૮૮૪ માં ગિરિન્દ્રમોહિનીના પતિ બાબુ નરેશચંદ્ર પરલોકવાસી થયા, અને વૈધવ્યનો દારૂણ વજ્રપાત પ્રાપ્ત થયો. આ પ્રસંગે હૃદયેશ્વરના અવર્ણનીય વિરહથી ગિરિન્દ્રમોહિનીના હૃદયમાં શોકની જે વિલક્ષણ કામાકોળ સ્થિતિ થઇ તેનુ યથાર્થ સ્વરૂપ તેમના સત્વર બહાર પડેલા "અશ્રુકણ" નામના પુસ્તકમાંથી જણાઇ આવ્યું, આ કાવ્યમાંના સ્વાભાવિક કરૂણ સ્વરથી વાચકનું હૃદય દ્રવીભૂત થાય છે. શોક માટે દરેક દેશની ભાષામાં અસંખ્ય પુસ્તકો લખાયાં છે પણ જેને સાહિત્યમાં અગ્રગણ્ય સ્થળ મળે એવાં તો બહુજ જુજ પુસ્તકો હોય છે. શ્રીમતી ગિરિન્દ્રમોહિનીનુ આ પુસ્તક બંગભાષાના સાહિત્યમાંજ શું પણ વિશ્વની સર્વ ભાષાના શોકપ્રદર્શનના પુસ્તકોમાં સૌથી અગ્રગણ્ય સ્વરૂપ છે.

દુષ્ટકાળે આ નારી રત્નનાં ભાલપ્રદેશમાંથી સૌભાગ્યનાં તિલક કુંકુમનો ચાંદલો ભુંસાડી નાખ્યો અને નારી રત્નના પર દુર્દૈવની આગ પાથરી એ પરમ દુઃખની વાત છે પરંતુ તેજ કુંકુમ હીન લલાટપર કવિયશના તેજોમય મુકુટમણિની સુંદર દીપ્તીએ પ્રભા પ્રસારવેલી જોઇને કાવ્યદેવીના ઉપાસકોને નારીકવિનાં દુઃખમાંથી સુખ મળશે. અશ્રુકણાનાં કાવ્યોમાં નારીકવિના હૃદયમાં તો શોક મૂર્તિમન્ત જણાતો હોવાથી કાવ્યો એટલાં તો મર્મભેદી થયાં છે કે ગિરીન્દ્રમોહિનીનો પ્રથમનાં અને આ કાવ્યોમાં જમીન આસમાન જેટલો ફરક લાગે છે. આ કાવ્યોમાં નારીકવિએ દૃષ્ટિકેન્દ્ર બદલાવ્યુ છે. તેની દૃષ્ટિએ તે પૂર્વનું જગત્ હવે અધિક શુદ્ધ, વિશાળ અને પવિત્ર બનેલુ છે. ઉદારચિત આર્યસ્ત્રીની મનોમય મૂર્તિ સદસ્થ કાવ્યોમાં ચિતરી છે આ કાવ્યોમાં માર્દવનો પ્રાધાન્ય છે પણ તેથી તેમની પ્રભા ઓછી થઇ ગઇ નથી આ કાવ્યો સર્વત્ર મૃદુ, અસંતાર, અને અત્યંત પ્રેમમય છે. જાણે વિશ્વમોહિનીએ તે ગાયેલાં ન હોય ? આ કાવ્યોમાં પૃથ્વી અને સ્વર્ગનો સંયોગ કરેલો છે તેમાં ક્યાંયે આડંબર અને બનાવટીપણું નથી. અશ્રુકણા કાવ્યના મુખપૃષ્ઠ પર નારીકવિએ જે નીચેની ઉક્તિ લખી છે તે આ કાવ્યનુ મૂલ સૂત્ર છે.

યથા અગ્નિ હોત્ર દ્વિજ,
દીપ્ત રાખે અગ્નિ નિજ;
ચિર દીપ્ત રખે હુતાશન.

**ભાવાર્થ:**—જેમ અગ્નિ હોત્રી બ્રાહ્મણ,
અગ્નિને પ્રદીપ્ત રાખે છે;
તે પ્રમાણે:-અગ્નિ પ્રદીપ્ત રહેશે.

અશ્રુકણા કાવ્ય વાંચીને પ્રખ્યાત બંગ કવિ શ્રીયુત અક્ષયચંદ્ર ચૌધરી એટલા તો મોહિત થઇ ગયા કે તેમણે આ કાવ્યનું સુંદર સમાલોચન લખ્યું અને નારીકવિને ઉદ્દેશીને એક કવિતા પણ લખી અક્ષયચંદ્ર લખે છે —

"આ કાવ્ય વાંચતાં ખાસ કરીને કવિતા લખવા બેસવાની ઇચ્છા કરીને નારીકવિએ કાવ્ય રચ્યાં છે. એમ ક્યાંયે જણાતુ નથી. જે પ્રમાણે ઝાકળનાં બિંદુઓ દૂર્વાના અંકુરોપર પડીને મુક્તાફળ જેવાં લાગે છે તે પ્રમાણે ગિરિન્દ્રમોહિનીનાં કાવ્યોમાં તેમના કલ્પનાના ઉચ્છ્વાસ જાણે અક્ષરરૂપ થઇને અવતીર્ણ થયાં હોયની." સુપ્રસિદ્ધ બંગીય ટીકાકાર શ્રીયુત્ ચંદ્રનાથ બસુ કહે છે

".this is poetry in live and as expression of that poetry અશ્રુકણ is the history of the soul of a noble hindu woman." આ અશ્રુકણ કાવ્યની અદ્યાપિ સુધી ચાર આવૃતિઓ પ્રકટ થઇ છે, અશ્રુકણ પછી તેમનાં આભાષ, શિખા, અર્ધ્ય, અને સિંધુગાથા આ ચાર કાવ્ય પુસ્તકો પ્રકટ થયાં છે. એ સર્વમાં અશ્રુકણના શોકનો પ્રવાહ વહે છે. તેમાં કેટલેક સ્થળે હૃદયને તીરથી કોઇએ વીંધી નાખ્યું હોય અને કેટલેક સ્થળે અંતર શોકની ફલ્ગુ નદી વહતી હોય એવો ભાવ વહે છે. ગિરિન્દ્રમોહીનીના સર્વ કાવ્યજીવનનું ધ્યેય એકજ છે, અને તે પતિ ધ્યાન-પતિ પૂજન છે. શિખા એ તેમના પતિ યજ્ઞનો પવિત્ર હોમાગ્નિ. તે શીખાનો અર્ધ્ય પતિદેવના પૂજનને માટે સિંધુ ગાથા એટલે પતિના ચીરસ્મરણથી ઉચ્છ્વસિત થયેલા હૃદય સિંધુની ગંભીર ધ્વનિ ! શ્રીમતી ગીરીન્દ્રમોહિનીનું બીજા વિષય પર લખાયલું માત્ર એકજ કાવ્ય છે. અને તે "સ્વદેશિની" છે. આમાં આ નારીકવિની સ્વદેશભક્તિ પ્રતીત થાય છે.

શ્રીમતી ગીરીન્દ્રમોહિની દત્તનો સ્વભાવ ખરાં નારીકવિને છાજે તેવો છે. એમનામાં ગર્વ, દર્પ, આડંબર, દ્વેષ વિગેરે લવલેશ નથી. કેવળ બાલ્યપણથીજ તેઓ દયાળુ છે. પર દુઃખથી તેમનું હૃદય કકળી ઉઠતું, નાનપણમાંથીજ તેઓ પોતાનાં વસ્ત્રો પાત્રો અનાથ અપંગને આપી દેતાં. બાલપણમાં ગિરિન્દ્રમોહિની એક વખત શાળામાં ભણવા ગયાં ત્યારે ત્યાં તેમની સહાધ્યાયિની એક ગરીબ બાલિકા મૈત્રિણી હતી. એક દિવસ તે ગરીબ બાલિકા કાન વીંધાવીને તેમાં સુતરનો દોરો પરોવી નિશાળે આવી. ગિરીન્દ્રમોહિનીએ તેને પૂછ્યું. અલી ! આ સુતરની માકડી (બંગાલામાં કાનમાં પહેરવામાં આવતાં એક પ્રકારનાં આભૂષણને માકડી કહે છે.) પહેરી ?" તે બિચારી દરિદ્ર કન્યા તેનો શું ઉતર આપે ? ખાલી દયામણું મોઢું કરીને તે બોલી, " ગિરી ! અમે ગરીબ ! તારી જેવા સોના મોતીની માકડીના દાગીના અમારે ક્યાંથી !" આમ બોલતાં તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. આ જોઇને ગિરિન્દ્રમોહિનીએ પોતાની સોનાની માકડી તેમને કાઢી આપી. આ પ્રમાણે પોતાની વસ્તુઓ કાંઇપણ વિચાર કર્યા વિના તે ઇતરને આપી દેતાં, આ માટે તે પોતાના વડીલોની આજ્ઞાની રાહ જોતાં નહીં. ગિરિન્દ્રમોહિનીનાં માતુશ્રીને-જ્યારે તેમનાં આવાં વર્તન માટે ઠપકો આપતાં ત્યારે તે કરૂણસ્વરથી જવાબ દેતાં કે, " માતાજી ! એમાં શું ! તે બિચારાંને માબાપ કોઇ નથી હો."

શ્રીમતી ગિરિન્દ્રમોહિનીની અસામાન્ય બુદ્ધિમતા કેવળ કાવ્યોથીજ પ્રકટ થઇ છે એમ નથી. ગૃહકાર્યમાં તેમની અલૌકિક ગતિ હતી તે ઉપર કહ્યું છે. લલિત કલાઓમાં વિશેષત ચિત્રકળામાં તેઓ નિપુણ છે, તેમણે ચિત્રેલાં ઉત્કૃષ્ટ ચિત્રો માટે બંગાલ દેશના અનેક પ્રદર્શનોમાં તેમને સોનાના ચાંદ મળ્યા છે, અને તેમની ઘણી પ્રશંસા થઇ છે, આ કાંઇ ઓછી મહત્વની વાત નથી. આ કળાનો અભ્યાસ તેમનો ખાનગીજ હતો. શ્રીમતી ગિરિન્દ્રમોહિનીનું જીવન એટલે દુખિનીનુંજ જીવનદેવી સરસ્વતીનાં કમલવનમાં સદોદિત કાંટાનાં ગાળાં પુષ્પોજ હોવાનાંજ. તેમનાં પતિ નરેશચંદ્રની તબીયત કોઇ દિવસ સારી રહી નથી. પ્રવાસમાં અને હવાફેરમાંજ તેમનું આયુષ્ય બહુ ગયું હતું. આ સર્વ કાળમાં ગિરિન્દ્રમોહિની તેમનું છાયાસ્વરૂપ હતાં એમ કહીએ તો તે અત્યુક્તિ થશે નહિ. પતિ એક પોતાનાં પ્રાણ, આવી ભાવના આર્ય સહધર્મચારિણીના આદર્શ સ્થાનપર ગિરીન્દ્રમોહિની ભૂષણ સ્વરૂપ છે. કેવળ પતિ માટેજ પોતાનું આયુષ્ય આપણને કોઇ રીતે સ્વાતંત્ર્ય નહીંજ. એવી એમની સદા સર્વદા ભાવના હતી. આજ ભાવનાથી તેમણે પોતાનાં કાવ્યો લખ્યાં છે અને એજ ભાવનાથી

રસીક તે કાવ્યોનો આસ્વાદ લ્યે છે. પતિદેવની પ્રેમ કામનાના માટે શ્રીમતી ગીરીન્દ્ર મોહિનીએ પોતાની કાવ્ય રચના કરી. અશ્રુકણાના ઉત્તરની ઉક્તિમાં આ નારી કવિરત્ન કહે છેઃ—

તબે કિ લિખિબ શેષ ગાન સમાપન,
હાયરે હબે કિ પ્રભુ થાકિ બે જીબન;
લિખિ તબે શેષ-હલ અશ્રુકણા,
તા હલે મૂહુર્ત તરે આર બાંચિ બના.

ભાવાર્થ—ત્યારે શેષ શું લખવું ?

ગાન સમાપ્ત થયું.

હાય ! હાય ! કવચિત્ છંદથી રહી તો શું થશે ? અશ્રુકણા સુકાવા આવી- હવે કેટલું લખું ! તેમ જ્યાથી હવે તો એક ક્ષણ પણ બચી શકાશે નહિ. (જીવી શકાશે નહીં).

આહીંઆ શ્રીમતી ગીરીન્દ્રમોહિનીનો હૃદયતલસ્પર્શી ભાવ સ્પષ્ટ વ્યક્ત થાય છે. આપણી ગુજરાતી બહેનોમાં આવાં નારીરત્નો પાકજો એજ ભાવના છે.

—:૦:—

# ચિન દેશની સ્ત્રીઓ.

ચિન દેશમાં એવો મૂર્ખતા ભરેલો ખ્યાલ પ્રચલિત છે કે સ્ત્રીઓને આત્મા જ નથી. આત્મા નથી એટલું જ નહિ પણ તેને પરલોક કે પરકાર્ય પણ નથી. બીજાં પુરૂષોની તૃપ્તિ અર્થે પોતાના દેહનું સ્વાર્પણ કરવું અને આ લોક પૂરતુંજ જીવવું એ નારી જીવનનું પરીણામ મનાય છે. એક ક્રિશ્ચીયન પાદરીએ ચિનમાં એક વખતે એવો ઉપદેશ આપ્યો કે સ્ત્રીઓને પણ મુક્તિનો હક છે અને તેમણે પણ તે માટે પ્રયત્ન કરવા લાગવાનું જોઇએ. આથી બીજા પાસે બેઠેલા બુદ્ધિમાન ચિનાઓની અજાયબીનો પાર રહ્યો નહીં. પાદરીની મૂર્ખાઇ (!) તેમને બહુ હસવું આવ્યું અને સ્ત્રીઓને આત્મા જ નથી; તો મુક્તિની તો વાતજ શી કરવી, એવું પ્રાથમિક જ્ઞાન પણ પાદરી સાહેબને નથી એવો ચિની ભાઇઓએ નિશ્ચય કર્યો ! મીસરદેશના વતનીઓ પણ આ બાબતમાં ચિનાઓના ભાઇઓ છે. તેઓ પણ સ્ત્રીઓને મનુષ્યકોટીથી બહાર ગણે છે. જે દેશમાં નારીજાતિના આત્માનું પણ અસ્તિત્વ સ્વીકારાતું નથી તે દેશની અબળાઓ કેવી દુર્દશામાં દિવસો ગાળતી હશે તેનું વર્ણન કરવા અમારી કલમ અશક્ત છે કલ્પના ચક્ષુ વડે જ તે જોઇ શકાય તેવું છે.

# શિરીન બાનુની માંદગી.

(લેખક—એક વહેમિલી.)

મુંબઇમાં શેઠ કાવસજી અરદેશરનો બગલો છે. એમના વડા ફરજંદ મનચેરશા બાપીકી મીલ્કતના મોટા વારસ છે. તેમની પત્નિ શીરીનબાનુ સદ્દગુણી અને સમજણાં હતાં પણ એને બાપને ઘેરથી જરાજરામાં માદગીની બહુ બીક રાખવાની આદત પડી ગઇ હતી. એટલે તેઓ વારેવારે ડાકટર સાહેબ પાસે નાડ તપાસરાવવા દોડી જતાં અને કંઇને કંઇ થયુંછે એમ માની બેસી દવાઓનાં ડાઝ પીતાં આથી પરિણામ એ આવ્યુ કે એમના લાલ બદનમાં ફીકાશ આવી ગઇ તેમજ કંઇ તેજવાળો પદાર્થ ખાવાથી એક દિવસ ઉધરસનો ઉપદ્રવ થયો એકનો શરીરમાં ફીકાશ જણાતી હતીં અને વળી તેમાં ઉધરસ થઇ આવી એટલે તો શીરીનબાનુને એમજ થયું કે ખઇરોગ હવે લાગુ પડયો. તે તુરતજ પોતાના Houso Doctor ખાનગી ડાકટર પાસે દોડી ગયા અને ત્યા પોતાનું શરીર બતાવ્યુ ડાકટર સાહેબે હ્રદય પરીક્ષક નાલિકા હ્રદયના ભાગપર મૂકી શીરીનબાનુને વધારે ભરમાવ્યાં. અને મહા ભયંકર આપત્તિ આવી પડી હોય



(શીરીનબાનુ તમારૂં હાર્ટ બહુ વિક થઇ ગયું છ બા!)

તેમ વિચાર કરી હ્રદય તપાસતાં ડાક્ટરે કહ્યું "શીરીનબાનુ! તમારૂં હાર્ટ બહુ વીક થઇ ગયું છ બા! જરૂર તમને ખઇરોગ લાગુ પડયોછ." આ બધાં ખઇનાં નિશાનો છે અને સમજોજ કે ભોગ લાગ્યા! શીરીનબાનુના હાંજાંતો ગગડીજ ગયાં. ડાકટરને ઘેરથી આવી તેઓ હતાશ થઇને પડયાં શીરીનબાનુમાં એક મોટો સદ્દગુણ હતો કે તે પોતાની જાતને માટે બીજાં કોઇને તકલીફ આપવાને ચાહતાં નહીં એટલુ જ નહીં પણ પોતાનાથીં બીજા કોઇને પોતાના સગાં ભાઇભાડુંને કે પોતાના કોઇ નિકટમાં નિકટ આપ્ત જનને અને દૂરમાં દૂર કોઈ મનુષ્યને દુખ થાય ભોગવવું પડે એ તેમને પસંદ ન હતું. આ મહોટો સદ્દગુણ બહુ પ્રશસ્ત છે. શીરીનબાનુની અમીરાઈ ખરેખર આ ઉમદા ખવાસથી જણાય આવે છે. પછી ખઇરોગ માટે કારેલા ઉગાલપુરી સીમલા કે દારજીલીંગ જવુ તે વિચારમાં શીરીનબાનુ પડયાં. પોતાના વહાલા ખાવીંદને પોતાના ખઇરોગવાળા બદનથી હાની ન થાપજ, પોતાના સાસ સસરા અને ભાઈ ભાડુંઓને કે નોકર ચાકરને પોતાને ચરેના ચેપી રોગ વળગી

ન જાય એ માટે તેઓ બહુ કાળજી સાથે ચાંપતા ઇલાજો લેવા લાગ્યા. શીરીનબાનુને એમજ થઇ ગયું કે હવે તો એક હજાર દિવસમાં મરીજ જવાની. આટલા લાંબા દિવસો સુધી આવી સ્થિતિમાં રહેવા કરતાં જલ્દી મોત આવે તો વધારે સારૂં એમ પણ તેમને થયું, ત્યારે તે માટે શું ઇલાજો લેવા તે પણ તેમના ચંચળ ભેજાએ સત્વર શોધી કાઢયું. રોગ વિશેષ પ્રમાણમાં લાગુ પડે અને તે અસરથી શરીર વહેલું ઘસાઇ જઇને પડી જાય એવો રસ્તો તેમણે શોધી પણ કાઢયો.સ્હવારમાં વહેલાં કડકડતી ઠંડીમાં દરિયામાં ન્હાવું અને ભીનાં વસ્ત્રો શરીરે ઘણા વખત સુધી લપેટી રાખવાં આમ કરવાથી શરીર શરદીથી ઝકડાઇ જશે અને તે ઉપરાંત ખોરાક બને તેટલા વધુ પ્રમાણમાં ખાવો એટલે બદહજમી થશે. આમ એકબાજુથી શરદી અને બીજીબાજુથી બદહજમી એટલે શરીર રોગમાં વધારે ઝકડાઇ અને વહેલો છુટકો થઇ જશે, ચંચલ બૈરાંઓ કેવા રસ્તા શોધી કાઢે છે તે જોવાનું છે. ડાહ્યાં ડમરાં શીરીન બાનુએ એ પ્રમાણે વર્તવું શરૂ કર્યું. દવાદારૂ છોડી દીધાં પોતાના ખાસ એકાંત દીવાનખાનામાં આખો દિવસ ગોંધાઇ રહે. ત્યાં વાંચવામાં કે એમ સમય પસાર કરી સ્હવારમાં ઉઠી ગાડી જોડાવી દરિયામાં ન્હાઇ આવે અને જમવાના વખતે પુષ્કળ જમે. કોઇ પાસે કામસર આવે તો તેમને દૂર રહેવાનું જણાવે. પોતાના ખાવીંદ તહ્મુરૂપને કહી દીધું કે આપે મને અડકવું નહીં. સૌના તરફથી જ્યારે પૂછવામાં આવ્યું ત્યારે પોતાને ખઇ લાગુ પડયો છે એમ જણાવવામાં આવ્યું. ખઇરોગની દુરસ્તી માટે કારલા બહુ સારૂં સ્થળ છે. માટે ત્યાં જવાની સહુની સલાહ પડી પણ શીરીનબાનુએ તે માની નહીં. થોડાક દિવસો આમ વ્યતિત થયા તેટલામાં તો દવાદારૂ પીવાથી શરીરને ફીકાશ લાગુ પડી હતી તે ફીકાશ હવે દવાઓ બંધ કરવાથી ઉડી ગઇ. શરીરપર લાલાશ આવતી ગઇ. દરિઆના સુખાકારી સ્નાનથી શરીર વધારે નિરોગી બનવા લાગ્યું અને તેના પ્રમાણમાં પ્રથમના કરતાં ખોરાક પણ વિશેષ પ્રમાણમાં ખવાવા લાગ્યો. શીરીનબાનુ સમજતા કે હું જાણીબુજીને ખોરાક વિશેષ ખાઉં છું પણ ખરૂં જોતા કુદરતી સમુદ્ર સ્નાનના ફાયદાથી ખોરાક વધારે જોઇતો અને તે વળી પચી જતો. આમ થતાં શીરીનબાનુની બીમારી વધવાને બદલે તેનું નામ નીશાન પણ રહ્યું નથી. અને ઉલટાં એક તન્દુરસ્તમાં તન્દુરસ્ત ઇન્સાન જેવાં બની ગયાં. શીરીનબાનુ ઘણા દિવસ થયાં એકાંતમાંજ પડીરહે છે અને કોઇને પોતાના પાસે આવવા દેતાં પણ નથી એનું શું કારણ તે. મનચેરશાને ખુલે ખુલું કહીને શીરીને મનાઇ કરી દીધી હતી. કામ વ્યવસાયને લઇને બીજા વડીલોનો ખ્યાલ બહુ ઓછો હતો તેઓનું લક્ષ હવે ખેંચાયું અને સૌ ધોંચપરોણો કરવા લાગ્યા. છેવટે પોતાને ખઇરોગ થયો છે એમ સ્પષ્ટ શીરીનબાનુએ જણાવ્યું પણ જ્યાં બરાબર નિરિક્ષણ કરે તો શીરીન બાનુ તાજાં માજાં, વળી પ્રથમ હતાં તે કરતાં અત્યારે ત્રણગણાં શરીરવાળાં, તે સૌનાં માનવામાં કેમ આવે. બધાએ સમજાવ્યું. "શીરીન ! તને ખઇરોગનું ભૂત ભરાયું છે કે શું ! હું આરીસામાં જોતાં ખરી તારી તબીયત કેવી ખુશનુમા છે." બહુ આગ્રહ કરીને મનચેરશાએ પણ પોતાની ઇરાન પરીને સમજાવી પણ માન્યુ નહીં. છેવટે મુંબઇના પ્રસિદ્ધ ડૉ. રાવની સલાહ લેવાનું નકી થયું અને ડૉ. રાવની મુલાકાત લીધી. ડૉ. રાવને જ્યારે શીરીન બાનુનું કહેણ કહેવામાં આવ્યું ત્યારે રાવ સાહેબ ખડ ખડ હસી પડયા "આહે ! મીસીસ શીરીન ! તમોને ખઇ થયો છે કે શું ! મુંબઇમાં તમારી જેમ કોઇ નિરોગી બાનુજ મેં દીઠી નથી. તમને આ ભૂત કોણે ભેરવ્યું !" શીરીન બાનુ ડૉ. રાવના આવા ઉદ્ગારથી શરમીંદા થઇ ગયાં અને તે વખતે તેઓ નામદાર બાનુની માંદગીએ વિદાયગીરી લીધી.

# અંગ્રેજ લોકોની ગૃહસ્થિતિ.

( લે૦—જોષી માધવરાય ગીગાભાઈ. )

અંગ્રેજ લોકોનો આપણા દેશ સાથેનો સંબંધ એક સેંકડાથી કંઈક વધારે વર્ષ થયાં બંધાયો છે તેથી તેમના રીતરીવાજો ઇતિહાસ, નવલકથા અને બીજા અન્ય માર્ગો દ્વારા આપણે ઘણું સારૂં જાણી શક્યા છીએ પરંતુ તેમની ગૃહસ્થિતિનું જ્ઞાન આપણને પૂરેપુરૂં નથી. ઇગ્લાંડ જનારા માણસને અંગ્રેજ લોકોનાં ઘર કેવાં હોય છે તેના ઘરની વ્યવસ્થા કેવી હોય છે તેમની સ્ત્રીઓ ઘરનું કામકાજ કરે છે કે નહીં ? તે પોતાનો વખત કેમ ગાળે છે આ અને એવી બીજી બાબતો વિષે પુષ્કળ જાણવાનું મળે છે. અહીંઆ જે અંગ્રેજી સ્ત્રીઓ જોવામાં આવે છે તે કયાંયે ફરતી અને રમતો રમતી જોવામાં આવે છે તેથી આપણા ઘણા લોકોનો મત એવો થઇ ગયો છે કે તેઓ ઘરનું કામ મુદ્દલજ કરતી નથી. સ્ત્રીશિક્ષણ બાબત પણ એવો મત છે કે ભણાવી ગણાવીને છોકરીને કંઈ મઢમ બનાવી ન દેવી જોઇએ પણ ઘરનું કામ શિખવવું જોઇએ. અંગ્રેજ સ્ત્રીઓના વિષે અને અંગ્રેજોની એકંદર ગૃહસ્થિતિ વિષે આપણે કેવો ખોટો મત ધરાવીએ છીએ તે આ નાના લેખમાં લખ્યું છે. ઇંગ્લાંડમાં શહેરો અને ઘરો કેવાં હોય છે તેનો ખ્યાલ મુંબઇના કોટના રસ્તા ઉપરથી સહજ કરી શકાય છે. રસ્તાઓ પહોળા–બંને બાજુ Foot Path ફુટપાથરી ઘરો મોટાં અને હવાવાળાં હોય છે. જાજા માળવાળાં ઘરો ઘણાં. બેઠી બાંધણીનાં બહુજ થોડાં. રસ્તાઓ બહુજ સ્વચ્છ તેના ઉપર કચરો કાદવ હોતાં નથી. અહીંઆના શહેરોમાં કચરો કાદવ ફેંકીને ગંદકી કરવામાં આવે છે તેમ ઇંગ્લાંડમાં નથી. સવારમાં ઘરનો કચરો પુંજો બાલદીના જેવા એક વાસણમાં ભરીને તે પોતાના ઘરના આગળ મૂકાય છે અને મ્યુનીસીપાલીટીના ગાડાં આવે તે, તે ઉંચકી જાય છે સાર્વજનિક સ્વચ્છતા અને આરોગ્ય સંબંધી ઇંગ્લાંડની વ્યવસ્થા બહુજ સારી હોય છે. રહેવાના મકાનમાં ઘણા ખડા હોય છે. સાધારણ સ્થિતિના પ્રત્યેક મનુષ્યને જુદાં જુદાં સુવાની એક ખાસ સ્વતંત્ર ખોલી હોય છે તે મુજબ ઘર ઘણું મોટું હોવા છતાં તેના પ્રમાણમાં માણસોની સંખ્યા બહુ ઓછી રહે છે. મુંબઈ જેવી ખીચોખીચ વસ્તી હોતી નથી. ઘરમાં પ્રકાશ સારો રાખવામાં આવે છે. બારણાંઓ મોટાં હોય છે. જમીન ઘણું કરીને લાકડાની અને તે ઉપર શેતરંજી કે ગાલીચો બીછાવેલો હોય છે. ખુરશી, ટેબલ, પલંગ, બારીઓને જાળીવાળા પડદા, ભીંતો પર છબીઓ વિગેરે જે વસ્તુઓને આપણે મોજશોખની ગણીએ છીએ તે વસ્તુઓ ત્યાં જરૂરીઆતની ગણાય છે. ઘરમાં સામાન સુમાન બધો વ્યવસ્થિત ગોઠવેલો હોય છે. ઘરમાં આગળ કે પાછળ જરા પણ ખાલી જગ્યા હોય તો ત્યાં એક નાનો સુનો બાગ હોયજ. અંગ્રેજ લોકોને ફુલ ઝાડનો બહુજ શોખ હોય છે. દિવાનખાનામાં ટેબલો અને બારીઓ ઉપર પુષ્પનાં છોડ ટીંગાડીને બહુજ શોભા કરેલી હોય છે. બેઠકના દીવાનખાનામાં કપડાં લત્તાં કાંઇ રાખવામાં આવતાં નથી. તે બધું સુવાનીજ ખોલીમાં રાખવામાં આવે છે. અંગ્રેજ લોકોમાં એકત્ર રહેવાનો ચાલ નહીં હોવાથી બીજાની સાથે તુલના કરતાં તેમનું કુટુંબ બહુજ નાનું હોય છે. પતિ, પત્નિ અને બાળકો એટલુંજ કુટુંબમાં હોય છે. સાધારણ–મધ્યમ સ્થિતિનાં કુટુંબોનાં ઘરમાં પ્રૌઢ માણસો માટે એક ખોલી, એક નાનાં બચ્ચાં માટે ખોલી, ( નર્સરી ) એક દીવાનખાનું, એક રસોડું, એક જમવાની ખોલી, એક ન્હાવાધોવાની ખોલી અને એક મહેમાનો માટેની ખોલી એટલી ખોલી તો જરૂર હોય છેજ. હિંદુસ્થાનમાં અંગ્રેજ લોકોને ઘેર ચાકર નોકર ઘણા હોય છે. ઇંગ્લાંડમાં પણ તેવીજ સ્થિતિ હશે એમ માનવું

એ ભૂલ ભરેલું છે. ઘણાખરા કુટુંબોમાં એક પાણી ભરનારીજ અને એવું બીજું કામ કરનારી હોય છે. આ નોકરડી ઘણું કરીને અવિવાહીત તરૂણ બાલિકા હોય છે અને તેને શેઠના ઘરમાંજ જમવા રહેવાનું હોવાથી તેને માટે એક જુદી ઓરડી હોય છે. ઉપર જણાવ્યું તેમ મેમાનો માટે એક સ્વતંત્ર ખોલી હોય છે તેનો અર્થ ક્વચિત્ સમજાશે નહીં. કારણકે આપણામાંના ઘણાની એવી સમજુતી છે કે અંગ્રેજ લોકોને ત્યાં મેમાનો વિગેરે બહુજ થોડા. ત્યાં હોટેલ વિગેરે ઘણી હોય છે તો ત્યાં પણ કોઇ ઉતરે તેમાં કાંઇ ખોટું નહીં. એમ આપણને લાગે છે પણ ખરેખર તેમ નથી. ત્યાં હોટેલ્સ ઘણી હોય છે તેનુ કારણ તે લોકો આપણા કરતાં મુસાફરી બહુ વધારે કરે છે. વળી બહુ સારી ઓળખાણ કે મિત્રતા વિના તેઓ કોઇને ત્યાં મેમાન થતા જ નથી. પણ પોતાના મિત્રમંડળને પોતાને ઘેર બોલાવવાનો—નોતરવાનો લોકોમાં બહુ રીવાજ છે અને એવા જનાર આવનારની સંખ્યા બહુજ મોટી હોય છે. તેથી મેમાનો માટે એક ખાસ ખોલી રાખવીજ પડે છે ત્યાં નાના નાના બાળકો માટે પણ એક ખાસ સ્વતંત્ર ખોલી હોય છે તેનો અર્થ પણ કદાચ સમજાશે નહિ. તેઓ પોતાનાં બાળકોમાં નાનપણથીજ વારંવાર ખા ખા કરે—ખાવાનું માગે અને પોતાને કામકાજમાં આડાં આવે નહિ એવી એક પ્રકારની નાનપણથીજ ટેવ પાડી દે છે એટલે કે તેને આ સ્વતંત્ર ખોલીમાં રમત ગમતનાં સાધનો આપીને તેમને ત્યાં બેસવા ઉઠવાનું નિશ્ચિત કરી રાખે છે વખતે વખતે માબાપ તેમની પાસે જતાં આવતાં રહે છે, બાળકોનો નાનપણનો અભ્યાસજ અહીં થાય છે રાતના આઠ વાગ્યાના સુમારે ખોલીમાં તેમને મોકલી આપવામાં આવે છે. તેમને મોટા લોકોની મંડળીમાં બેસાડતા નથી. તેઓને ઉંઘ આવે નહીં ત્યાંસુધી રમકડાં વડે તે અંદર અંદર રમ્યા કરે છે પણ મોટા માણસોની મંડળીમા ત્રાસ આપવાનો નહીં

અંગ્રેજ લોકોની ટાપટીપ અને વ્યવસ્થિતપણાનો અનુભવ આપણને સરકારી કચેરીઓ ઉપરથી સહજ થઇ શકે છે. પણ તેઓના ઘરમાં રસોડાનો સુનો ગુણ સ્પષ્ટ જણાય છે. ઘરનું સર્વે કામ વ્યવસ્થાથી નિયમસર થાય છે ઘરનો નોકર વર્ગ છથી સાત વાગે ઉઠે છે. તે તેઓની રીત પ્રમાણે વહેલામાં વહેલું ઉઠવાનું મનાય છે. કારણ ઇગ્લાંડમાં લોકો સ્હવારમાં વહેલા ઉઠતા નથી પણ રાત્રીના ૧૧-૧૨ વાગતાં સુધી જાગે છે. સ્હવારમાં ઉઠીને ઝાડવા ઝુડવાનું કામકાજ કરી બેઠકમાં સ્ટવ ( ચુલો ) પેટાવીને બ્રેકફાસ્ટ ( સ્હવારના ખાણા ) ની તૈયારી કરે છે. વાળવું ચોળવું એટલે માત્ર જમીન ઉપર સાવરણી ફેરવીને ધુળ કાઢવાનું કામ નહીં પણ ખુરશી ટેબલ છબીઓ વિગેરે સર્વને લુછીને સાફ કરી ચકચકિત કરવું. આપણાં ઘરમાં ઘણે ઠેકાણે ધુળ રહી જાય છે. અને ઉંચે કરોળીયાના ઝાળાં બાઝ્યાં હોય છે તેમ ત્યાં સાફસુફ કરવાનું કામ ચાલતું નથી સુવાનાં ઓરડાનો તો દિવસે બીલકુલ ઉપયોગ કરવામાં આવતોજ નથી. તે ઓરડાની બારીઓ આખો દિવસ સારી રીતે ખુલી રાખી તેમાં હવા આવ જા કરે તેવી વ્યવસ્થા કરવામાં આવે છે. ગાદલાના ઓછાડ ગોદડાં વિગેરે એકદમ સંકેલી લેવામાં આવતાં નથી પણ તેને સારી રીતે ખંખેરી હવા અને થોડીવાર તાપમાં રાખી પછી સંકેલીને મુકી રાખવામાં આવે છે. પલંગ ઉપરનાં બિછાનાં ઉશીકાનાં ગેલેબ વિગેરે વખતો વખત ધોઇને સ્વચ્છ રાખવામાં આવે છે.

ઇગ્લાંડમાં લોકો એકંદર ચાર વાર જમે છે સવારના ૮ થી ૯ની અંદર "બ્રેકફાસ્ટ" બપોરે ૧ થી ૨ ની અંદર "ડિનર" સાંજના ૪॥ થી ૫॥ "ટી" ( ચહા ) અને રાતના ૮ થી ૯ ની અંદર "સપર" કેટલેક ઠેકાણે "ડિનર" સંધ્યાકાળે ૭ થી ૮ વાગે લેવામાં આવે છે. અને બપોરના "ડિનર" ને "લંચ" કહે છે. તેનામાં "ડિનર" એ મુખ્ય જમણ કહેવાય છે. બાકીના બધા નાસ્તા કહેવાય. તેઓ આપણી જેમ દિવસમાં બે વખત ખાઇ આખા દિવસનું

ચોવીશે કલાકનું ખાઇ લેતાં નથી. થોડી થોડી વારે થોડું થોડું ઘણીવાર ખાય છે. ચાની વખતે નકરો ચાજ પીતાં નથી. તે વખતે પણ સારી રીતે ખાય છે.

આ જમવાના વખતના નિયમ પ્રમાણેજ ત્યાં કચેરીઓ અને શાળાઓ વિગેરેનો વખત નક્કી કરેલો હોય છે. દુકાનો સવારે ૮–૯ થી સાંજના સાત વાગ્યા સુધી ઉઘાડી હોય છે. કચેરીઓ અને દુકાનો વિગેરેમાં કામ કરનારને વખતો વખત જમવા જવા દેવામાં આવે છે. લાંઘણ કરાવીને તેઓ કામ લેતાં નથી.

બ્રેકફાસ્ટ કરીને પુરૂષ મંડળ કામકાજ ધંધે જાય છે. બાળકો નિશાળે જાય છે. ઘરે સ્ત્રી વર્ગ રહીને બપોરની રસોઇની તૈયારી કરે છે. જમતી વખત તેઓ સર્વે સાથે મળે છે. આપણા પ્રમાણે પુરૂષ અને સ્ત્રીઓ જુદાં જુદાં જમતાં નથી. સ્વયંપાક વિગેરે કરીને સૌ સાથે જમે છે. ભોજન ટેબલ ખુરશી ઉપર લ્યે છે. ટેબલ ઉપર એક પહોળું સ્વચ્છ શ્વેત વસ્ત્ર પાથરવામાં આવે છે. જમવાનાં સર્વ પદાર્થો ટેબલ ઉપર રાખવામાં આવે છે અને જેને જેમ જોઇએ તેમ સૌ પોતાને હાથે લઇ લ્યે છે અથવા ઘરધણી પોતે પીરસે છે. સર્વ જાતની વાનગી, જમવાની વસ્તુઓ માટે જુદી જુદી રકાબીઓ ચમચા કાંટા વગેરે હોય છે એક વસ્તુ માટે જે રકાબી વિગેરે હોય તે બીજા માટે વાપરવામાં આવતાં નથી. જો એકજણ જમવા બેસે તોપણ તેને ઘણા ચમચા અને કાંટા જોઇએ છીએ. અને આ ધોવાનું એક મોટામાં મોટું કામ હોય છે. ટેબલ ઉપર પાથરેલું કપડું જમણ થઇ રહ્યા બાદ લઇ લેવામાં આવે છે. જમતી વખતે જમનાર મંડલ ચુપચુપ જમતું નથી અરસપરસ આનંદમંગળથી હસતાં હસતાં જમે છે. તે વખતે એક બીજાને નવી સાંભળેલી કે વાંચેલી વાતો કહેવામાં આવે છે. વર્તમાનપત્રોમાંની ચર્ચાઓ ચાલે છે. અરસપરસ વિનોદ જ આપે છે. એકંદર મોટી મજા ઉડાવાય છે. તેમાં સર્વ સ્ત્રી પુરૂષો સરખેજ ભાગ લ્યે છે. સ્ત્રી પુરૂષની યોગ્યતામાં આપણામાં જેટલો અંતર છે તેટલો તેઓનામાં નથી. તેથી તેઓની સ્ત્રીઓ કોઇ પણ બાબતમાં ભાગ લ્યે તો પુરૂષને ઓછું લાગતું નથી. સ્ત્રીઓએ માત્ર રસોઇ જ કરવી પુરૂષે–આપણા કુટુંબના પુરૂષોની પણ દેખતાં ખાસ કારણ વિના સ્ત્રીને બોલાવવી નહી એવો ત્યાં ચાલ નથી. સ્ત્રીઓ માટે એટલો તિરસ્કાર અને અવિશ્વાસ ત્યાં નથી ત્યાં સ્ત્રીઓને પુરૂષની માફક સર્વ વિષયો ઉપર બોલવા ચાલવાનું અને જેવા કારવવાનું સ્વાતંત્ર્ય છે અને જગતમાં શું શું બને છે તેની સાધારણમાં સાધારણ સ્ત્રીને માહીતી હોય છે. ન્હાનપણથીજ છોકરાને સંસારનાં ધુંસરામાં ખીંચી દેવાનો રીવાજ ન હોવાથી છોકરાનાં લગ્ન થયાં પહેલાં તેને ઘણું જ શિક્ષણ મળે છે તેથી, પુરૂષનું કોઇ વિષય ઉપરનું બોલવું સ્ત્રી સમજી શકે નહિ એવું મનાતું નથી પુત્ર પિતા સાથે અને પત્નિ પતિ સાથે સ્વતંત્રપણે બોલે તેથી અરસપરસ આદર રહેવાતો નથી એમ તેઓ સ્વપ્નામાં પણ સમજનાર નથી. આપણામાંના કેટલાક સ્ત્રી શિક્ષણ માટે એક બાનું કાઢે છે કે કન્યાઓને ભણાવવાથી તેઓ રસોઇ વિગેરે ઘરકામમાં અયોગ્ય નીવડે છે અને તેઓ વાંચવાનું અને હરવા ફરવાનું જ પસંદ કરે છે અને જુલમથી ઘરનું કામ કરાવતાં શિક્ષણથી જે સુખ મળવું જોઇએ તેને બદલે દુઃખ થાય છે, પરંતુ અંગ્રેજ સ્ત્રીઓ સુશિક્ષિત હોઇને ઘરનું કામ ઘણી સુઘડતાથી કરે છે નોકર રાખવાનું ત્યાં બહુ ખર્ચાલ કામ છે. તેથી ઘરનું કામ સર્વે ગૃહનું સ્ત્રી મંડલ જ કરે છે. ઘરનું કામ પણ કાંઇ થોડું હોતું નથી. વળી ઘરમાં જોઇતો સરસામાન સ્ત્રીઓ જ ખરીદે છે. પોતાનાં અને નાના બાળકોનાં કપડાં શીવવાં અને ધોવાં વિગેરેનું કામ એટલું કામ કરીને વાંચવાનું, વિગેરે કળાઓનો અભ્યાસ કરવો અને તેમાંથીયે હવા ખાવા જવાનો વખત કાઢે છે. આનું કારણ તેનું શિક્ષણ અને તેનાથી ઉપજતી વ્યવસ્થા અને સમયની કીંમતનું જ્ઞાન એ છે.

એ ભૂલ ભરેલું છે. ઘણાખરા કુટુંબોમાં એક પાણી ભરનારીજ અને એવું બીજું કામ કરનાર હોય છે. આ નોકરડી ઘણું કરીને અવિવાહીત તરૂણ બાલિકા હોય છે અને તેને શેઠના ઘરમાંજ જમવા રહેવાનું હોવાથી તેને માટે એક જુદી ઓરડી હોય છે. ઉપર જણાવ્યું તેમ મેમાનો મા એક સ્વતંત્ર ખોલી હોય છે તેનો અર્થ ક્વચિત્ સમજાશે નહીં. કારણકે આપણામાંના ઘણાને એવી સમજુતી છે કે અંગ્રેજ લોકોને ત્યાં મેમાનો વગેરે બહુજ થોડા. ત્યાં હોટેલ વિગેરે ઘણી હોય છે તો ત્યાં પણ કોઇ ઉતરે તેમાં કાંઇ ખોટું નહીં. એમ આપણને લાગે છે પણ ખરેખર તેમ નથી. ત્યાં હોટેલ્સ ઘણી હોય છે તેનું કારણ તે લોકો આપણા કરતા મુસાફરી બહુ વધારે કરે છે. વળી બહુ સારી ઓળખાણ કે મિત્રતા વિના તેઓ કોઇને ત્યાં મેમાન થતા જ નથી. પણ પોતાના મિત્રમંડળને પોતાને ઘેર બોલાવવાનો—નોતરવાનો લોકોમાં બહુ રીવાજ છે અને એવા જનાર આવનારની સંખ્યા બહુજ મોટી હોય છે. તેથી મેમાનો માટે એક ખાસ ખોલી રાખવીજ પડે છે ત્યાં નાનાં નાનાં બાળકો માટે પણ એક ખાસ સ્વતંત્ર ખોલી હોય છે તેનો અર્થ પણ કદાચ સમજાશે નહિ. તેઓ પોતાનાં બાળકોમાં નાનપણથીજ વારંવાર ખા ખા કરે—ખાવાનું માગે અને પોતાને કામકાજમાં આડાં આવે નહિ એવી એક પ્રકારની નાનપણથીજ ટેવ પાડી દે છે. એટલે કે તેને આ સ્વતંત્ર ખોલીમાં રમત ગમતનાં સાધનો આપીને તેમને ત્યાં બેસવા ઉઠવાનું નિશ્ચિત કરી રાખે છે. વખતે વખતે માબાપ તેમની પાસે જતાં આવતાં રહે છે, બાળકોનો નાનપણનો અભ્યાસજ અહીં થાય છે. રાતના આઠ વાગ્યાના સુમારે ખોલીમાં તેમને મોકલી આપવામાં આવે છે. તેમને મોટા લોકોની મંડળીમાં બેસાડતા નથી. તેઓને ઉંઘ આવે નહીં ત્યાંસુધી રમકડાં વડે તે અંદર અંદર રમ્યા કરે છે પણ મોટા માણસોની મંડળીમાં શ્વાસ આપવાનો નહીં.

અંગ્રેજ લોકોની ટાપટીપ અને વ્યવસ્થિતપણાનો અનુભવ આપણને સરકારી કચેરીઓ ઉપરથી સહજ થઇ શકે છે. પણ તેઓના ઘરમાં રસાદિનો સુનો ગુણ સ્પષ્ટ જણાય છે. ઘરનું સર્વ કામ વ્યવસ્થાથી નિયમસર થાય છે. ઘરનો નોકરવર્ગ છથી સાત વાગે ઉઠે છે. તે તેઓની રીત પ્રમાણે વહેલામાં વહેલું ઉઠવાનું મનાય છે. કારણ ઇંગ્લાંડમાં લોકો સવારમાં વહેલાં ઉઠતા નથી પણ રાત્રીના ૧૧–૧૨ વાગતા સુધી જાગે છે. સવારમાં ઉઠીને ઝાડવા ઝુડવાનું કામકાજ કરી બેઠકમાં સ્ટવ ( ચુલો ) પેટાવીને બ્રેકફાસ્ટ ( સવારનાં ખાણાં ) ની તૈયારી કરે છે. વાળવું ચોળવું એટલે માત્ર જમીન ઉપર સાવરણી ફેરવીને ધુળ કાઢવાનું કામ નહીં પણ ખુરશી ટેબલ છબીઓ વિગેરે સર્વને લુગીને સારૂ કરી ચકચકિત કરવું. આપણાં ઘરમાં ઘણે ઠેકાણે ધુળ રહી જાય છે. અને ઉંચે કરોળીયાનાં જાળાં બાઝ્યાં હોય છે તેમ ત્યાં સાફસુફ કરવાનું કામ ચાલતું નથી. સુવાના ઓરડાનો તો દિવસે બીલકુલ ઉપેક્ષા કરવામાં આવતોજ નથી. તે ઓરડાની બારીઓ આખો દિવસ સારી રીતે ખુલી રાખી તેમાં હવા આવ જા કરે તેવી વ્યવસ્થા કરવામાં આવે છે. ગાદલાના ઓછાડ ગોદડાં વિગેરે એકદમ સંકેલી લેવામાં આવતાં નથી પણ તેને સારી રીતે ખંખેરી હવા અને થોડીવાર તાપમાં રાખી પછી સંકેલીને મુકી રાખવામાં આવે છે. પલંગ ઉપરનાં બિછાનાં ઉશીકાનાં ગલેફ વિગેરે વખતો વખત ધોઇને સ્વચ્છ રાખવામાં આવે છે.

ઇગ્લાંડમાં લોકો એકંદર ચાર વાર જમે છે. સવારના ૮ થી ૯ની અંદર "બ્રેકફાસ્ટ" બપોરે ૧ થી ૨ ની અંદર "ડિનર" સાંજના ૪॥ થી ૫॥ "ટી" ( ચહા ) અને રાતના ૮ થી ૯ ની અંદર "સપર" કેટલેક ઠેકાણે "ડિનર" સંધ્યાકાળે ૭ થી ૮ વાગે જમવામાં આવે છે. અને બપોરનાં "ડિનર" ને "લંચ" કહે છે. તેનામાં "ડિનર" એ મુખ્ય જમણ કહેવાય છે. [illegible] તેઓ આપણી જેમ દિવસમાં બે વખત ખાઇ આખા દિવસનું

ચોવીશે કલાકનું ખાઇ લેતાં નથી. થોડી થોડી વારે થોડું થોડું ઘણીવાર ખાય છે. ચાની વખતે નકરો ચાજ પીતાં નથી. તે વખતે પણ સારી રીતે ખાય છે.

આ જમવાના વખતના નિયમ પ્રમાણેજ ત્યાં કચેરીઓ અને શાળાઓ વિગેરેનો વખત નક્કી કરેલો હોય છે. દુકાનો સવારે ૮–૯ થી સાંજના સાત વાગ્યા સુધી ઉઘાડી હોય છે. કચેરીઓ અને દુકાનો વિગેરેમાં કામ કરનારને વખતો વખત જમવા જવા દેવામાં આવે છે. લાંઘણ કરાવીને તેઓ કામ લેતાં નથી.

બ્રેકફાસ્ટ કરીને પુરૂષ મંડળ કામકાજ ધંધે જાય છે. બાળકો નિશાળે જાય છે. ઘરે સ્ત્રી વર્ગ રહીને બપોરની રસોઇની તૈયારી કરે છે. જમતી વખત તેઓ સર્વે સાથે મળે છે. આપણા પ્રમાણે પુરૂષ અને સ્ત્રીઓ જુદાં જુદાં જમતાં નથી. સ્વયંપાક વિગેરે કરીને સૌ સાથે જમે છે. ભોજન ટેબલ ખુરશી ઉપર લ્યે છે. ટેબલ ઉપર એક પહોળું સ્વચ્છ શ્વેત વસ્ત્ર પાથરવામાં આવે છે. જમવાનાં સર્વ પદાર્થો ટેબલ ઉપર રાખવામાં આવે છે. અને જેને જેમ જોઇએ તેમ સૌ પોતાને હાથે લઇ લ્યે છે, અથવા ઘરધણી પોતે પીરસે છે. સર્વ જાતની વાનગી, જમવાની વસ્તુઓ માટે જૂદી જૂદી રકાબીઓ ચમચા કાંટા વગેરે હોય છે એક વસ્તુ માટે જે રકાબી વિગેરે હોય તે બીજા માટે વાપરવામાં આવતા નથી. જો એકજણ જમવા બેસે તોપણ તેને ઘણા ચમચા અને કાંટા જોઇએ છીએ. અને આ ધોવાનું એક મોટામાં મોટું કામ હોય છે. ટેબલ ઉપર પાથરેલું કપડું જમણ થઇ રહ્યા બાદ લઇ લેવામાં આવે છે જમની વખતે જમનાર મંડળ ચુપચુપ જમતું નથી. અરસપરસ આનંદમંગળથી હસતાં હસતાં જમે છે. તે વખતે એક બીજાને નવી સાંભળેલી કે વાંચેલી વાતો કહેવામાં આવે છે. વર્તમાનપત્રોમાંની ચર્ચાઓ ચાલે છે. અરસપરસ વિનોદ જ આપે છે. એકંદર મોટી મજા ઉડાવાય છે. તેમાં સર્વ સ્ત્રી પુરૂષો સરખો જ ભાગ લ્યે છે. સ્ત્રી પુરૂષની યોગ્યતામાં આપણામાં જેટલો અંતર છે તેટલો તેઓનામાં નથી તેથી તેઓની સ્ત્રીઓ કોઇ પણ બાબતમાં ભાગ લ્યે તો પુરૂષને ઓછું લાગતું નથી. સ્ત્રીઓએ માત્ર રસોઇ જ કરવી પુરૂષે–આપણા કુટુંબના પુરૂષોની પણ દેખતાં ખાસ કારણ વિના સ્ત્રીને બોલાવવી નહી એવો ત્યાં ચાલ નથી. સ્ત્રીઓ માટે એટલો તિરસ્કાર અને અવિશ્વાસ ત્યાં નથી. ત્યાં સ્ત્રીઓને પુરૂષની માફક સર્વ વિષયો ઉપર બોલવા ચાલવાનું અને બેવા કારવવાનું સ્વાતંત્ર્ય છે અને જગતમાં શું શું બને છે તેની સાધારણમાં સાધારણ સ્ત્રીને માહીતી હોય છે. ન્હાનપણથીજ છોકરાંને સંસારનાં ભુંગરામાં ખોંચી દેવાનો રીવાજ ન હોવાથી છોકરાનાં લગ્ન થયાં પહેલાં તેને ઘણું જ શિક્ષણ મળે છે તેથી પુરૂષનું કોઇ વિષય ઉપરનું બોલવું સ્ત્રી સમજી શકે નહિ એવું મનાતું નથી પુત્ર પિતા સાથે અને પત્નિ પતિ સાથે સ્વતંત્રપણે બોલે તેથી અરસપરસ આદર રહેવાતો નથી એમ તેઓ સ્વપ્નામાં પણ સમજનાર નથી. આપણામાંના કેટલાક સ્ત્રી શિક્ષણ માટે એક બાનું કાઢે છે કે કન્યાઓને ભણાવવાથી તેઓ રસોઇ વિગેરે ઘરકામમાં અયોગ્ય નીવડે છે અને તેઓ વાંચવાનું અને હરવા ફરવાનું જ પસંદ કરે છે અને જુગાયી ઘરનું કામ કરાવતાં શિક્ષણથી જે સુખ મળવું જોઇએ તેને બદલે દુઃખ થાય છે, પરંતુ અંગ્રેજ સ્ત્રીઓ સુશિક્ષિત હોઇને ઘરનું કામ ઘણી સુઘડતાથી કરે છે [illegible] રાખવાનું ત્યાં બહુ ખર્ચાળ કામ છે તેથી ઘરનું કામ સર્વે ગૃહનું સ્ત્રી મંડલ જ કરે [illegible] કામ પણ કંઇ થોડું હોતું નથી. વળી ઘરમાં જોઇતો સરસામાન સ્ત્રીઓ જ ખરીદે [illegible] પોતાનાં અને નાના બાળકોનાં કપડાં શીવવાં અને ધોવા વિગેરેનું કામ એટલું કામ કરીને વાચવાનું, વિગેરે કળાઓનો અભ્યાસ કરવો અને તેમાંથીજ હવા ખાવા જવાનો વખત કાઢે છે. આનું કારણ તેનું શિક્ષણ અને તેનાથી ઉપજતી વ્યવસ્થા અને સમયની કીમતનું જ્ઞાન એ છે.

# સ્ત્રીઓની ઉન્નતિમાં પુરૂષોનો હાથ.

( લખનાર–મણિભાઈ ભટ્ટ )

દરેક સમાજના ઉદ્ધારનો મુખ્ય આધાર સ્ત્રી–કેળવણી ઉપર છે એ કહેવાની જરૂર નથી. ૧ પરન્તુ સ્ત્રીઓમાં જે જે ગુણો છે, તેની માહીતી આપવામાં જો પુરૂષો પોતાનું કર્તવ્ય સમાપ્ત થયું એમ સમજી લેતા હોય તો સ્ત્રીઓની ઉન્નતિ થવાની નથી. ૨ શિક્ષણનાં સાધનો જેવાં કે કન્યાશાળા, સ્ત્રી શિક્ષણશાળા, ભાષણો, મેળાવડાઓ વગેરે પુરા પાડવામાં આવે છે ત્યાંસુધી પણ સ્ત્રીઓની ઉન્નતિ થવાનો સંભવ નથી ૩ તેમજ પુસ્તકોદ્વારા અને ભાષણદ્વારા સ્ત્રીઓની શી ફરજ છે, એમ સમજાવવાથી પણ સ્ત્રીઓ પોતાની ફરજ બજાવી શકે એમ પણ નથી, જેવી કે–પત્નિ તરીકે, માતા તરીકે, સાસુ–વહુ તરીકે, જાતિ તરીકે, દેશ તરીકેનું કર્તવ્ય બજાવી શકે એમ પણ નથી.

૪ હજી તો આપણા દેશમાં કન્યા કેળવણીનો જન્મ થયો છે, અને તેમજ સ્ત્રી કેળવણીનો પણ કાંઈક જન્મ થયો છે, હજી તે બચપણની અવસ્થામાં છે, અને બચપણમાંથી નીકળી બાળ અવસ્થામાં આવે છે ત્યાં સુધી પુરૂષોએ તે કેળવણીને હાથ આપવો જોઈએ, અને તે ક્યાં સુધી કે સ્ત્રીઓ પોતે પોતાના સંબંધમાં જાતિ અને દેશ સબંધમાં વિચાર કરતાં શીખી શકે ત્યાં સુધી. જેમ સુધરેલા દેશોમાં સ્ત્રીઓ પોતપોતાના વિચાર કરી શકે છે તેમ.

૫ સંસ્થાઓ–સ્ત્રીઓ પોતાના કુદરતી ગુણોને ખીલવી શકે એવી સંસ્થાઓ મુંબઈ, અમદાવાદ, સુરત, ભાવનગર, ઇત્યાદિ મોટાં શહેરોમાં સ્થપાઈ છે, પરંતુ સ્ત્રીઓને કહેનારાઓ, ગ્રન્થકર્તાઓ કે જેઓ એનું હૃદય ખરૂં સમજતા હોય એમ આપણે માનીએ છીએ તેઓ પણ પોતાના ઘરની બૈરાંઓને સ્ત્રી શિક્ષણશાળામાં મોકલતા જણાતા નથી, તો પછી સ્ત્રીઓ હોંસથી આવી શાળાઓનો લાભ લે, એ તો ખ્યાલી સ્વપ્ના જેવું છે

૬ મારા અનુભવથી જણાવીશ કે, આવી સંસ્થાઓનો લાભ લેવા કેટલીક સ્ત્રીઓ ઉજમાળ હોય છે પરંતુ ઘરનાં વડિલોના અને ન્યાતજાતના ભયથી તેઓ અટકી પડે છે, પણ તેમના સમજુ પતિ જેઓ કેળવણીનો રસ સમજી ગયાનો દાવો કરે છે તેઓએ હિંમત રાખી પોતાની સ્ત્રીને તેવી શાળામાં મોકલવી કે જેથી તે સ્ત્રીઓ ન્યાતજાત તેમજ મોટેરાને કહી શકે કે, અમે પતિની આજ્ઞાને માન આપી જઈએ છીએ તો થોડા વખતમાં મને એમ લાગે છે કે, કેળવણીનો લાભ જે મોટેરાં, ન્યાતજાત નથી સમજતાં તેઓ પણ સમજવા લાગશે અને હાથ હું જે કહું છું કે તેઓને હાથ આપવાની એટલે આવી સગવડ કરી આપવાની ફરજ છે, તે ફરજમાંથી શકેલાતથી મુક્ત થઈ શકશે.

૭ જેમ એક બચ્ચું હોય ત્યારે તેને દુધ પાવાની જરૂર હોય, પછી તે બાળ અવસ્થામાં આવે ત્યારે આંગળી આપી, હાથ આપી ચલાવાય અને પછી તે પોતાની મેળે ચાલી શકે, તેજ પ્રમાણે સ્ત્રી કેળવણી જે હાલ બચપણમાં છે અને બચપણમાં થઈ બાળઅવસ્થામાં આવે ત્યાંસુધી તેને હાથ અપાય તો તે પોતાની મેળે ચાલી શકે, એટલે સ્ત્રીઓમાં માતા, પત્ની જેવાં કે સીતા, સાવિત્રી, ધ્રુવ માતા સુરતિ, પાંડવ માતા કુંતી જેવાં જોવા પામીએ.

૮ ભાષણ કરનારા, પુસ્તક લખનારા બાર મૂળને કહે છે કે, પુત્રીઓને માતા કેળવી શકે, પુરૂષો નહીં, પરંતુ ઇતિહાસ જોતાં એ વાત ખરી છે ? ઘણા પુરૂષોએ પોતાની પત્નીને યોગ્ય શિક્ષિકા બનાવ્યાના દાખલા શું નથી ? સ્ત્રીઓને શિક્ષણ આપી પતિવ્રતા કરવી એવા ઉપદેશનો હવે પાર નથી રહ્યો, પણ પતિઓએ શિક્ષણ લઇ પોતાના દાખલાઓ પોતાની પત્નિને

આપવા એ હવે જરૂરનું છે. જેમકે રામ, અર્જુન, વસિષ્ટ વિગેરે. વળી કંઇક અપવાદ સિવાય કુદરતની અંદર એવો કંઇક નિયમ દેખાય છે કે, માતપિતામાં જો વાત્સલ્યતા હોય તોજ પુત્ર-પુત્રીમાં વિજય જન્મ પામે એ ખરૂં છે બીજા પ્રકારે આર્યસંસારમાં પશ્ચિમના સંસારથી ઉલટું છે-કોઇ પણ સ્ત્રી પોતાની કુંવારી જીંદગી ગાળવા ઇચ્છતી નથી, કારણકે હિન્દુસંસારમાં લગ્નને ધર્મ સમજવામાં આવ્યો છે. લગ્ન એ કંઇ સાંસારિક કોન્ટ્રાક્ટ એમ નથી, પરંતુ આ જન્મ અને પરજન્મની પવિત્ર ગાંઠ છે આ છતાં આશ્ચર્યની વાત લાગે છે કે, પુરૂષો સ્ત્રીઓને માટે બેદરકાર કેમ રહી શકતા હશે ? જેટલી દરકાર તેઓ પોતાની રાખે છે, તેના કરતાં પણ વિશેષ દરકાર સ્ત્રીઓની રાખવી જોઇએ.

૯ હવે સ્ત્રીઓએ પુરૂષોના ખરેખરા-સહભાગી-સહધર્મી-થવાને માટે પુરૂષોના વિચારને પહોંચી શકે એટલી શક્તિ પોતાનામાં આણવાનો યત્ન કરવો જોઇએ અને તેમ તે કરી શકે-જે પ્રમાણે ઘરની અંદર જોઇતી વસ્તુઓ, કપડાં, દાગીના વગેરે પોતાની મરજી પ્રમાણે કરાવી શકે છે, તેજ પ્રમાણે પોતાના શિક્ષણ માટે પતિની પાસે તેમજ વડિલો પાસે હઠ લઇ શકે.

૧૦ પશ્ચિમની કેળવણીનો પ્રવાહ આપણા દેશમાં ઘણા બળથી વહેવા લાગ્યો છે, પણ તેના વહેણમાં આપણા આર્ય સદ્ગુણો તણાઇ જવા ન જોઇએ. છતાં એટલું તો ખરૂં છે કે, મનુષ્યને અન્ન વિના ન ચાલે, વસ્ત્ર વિના ન ચાલે તેમ શિક્ષણ વિના પણ ન ચાલે એવું જો પશ્ચિમની કેળવણીમાં સર્વત્ર સંભળાય છે તેવુંજ આપણા આર્યસંસારમાં થવું જોઇએ અને તેમ થવાનો સમય આવી ચુક્યો છે, છતાં પશ્ચિમની સ્ત્રીઓ જે હક મેળવવાને હઠ કરે છે, હજીયા કરે છે, મારફાડ કરે છે, બારીઓના કાચ ભાંગે છે, આગ લગાડે છે, એવી આપણા દેશમાં કોઇકજ અભણ સ્ત્રીપુરૂષોના ઘરમાં વ્યવહારથકી કદાચ ચાલતી હશે, પરંતુ પશ્ચિમમાં ભણેલા છતાં શિક્ષિત છતાં જેવું ચાલે છે તેવુ આપણા આર્યસંસારમાં આવવું ન જોઇએ. એ તો ખરૂં છે કે, હક માટેની હઠે પશ્ચિમમાં સ્ત્રીપુરૂષોના અંતર વધાર્યાં છે અને વધારે છે, અને આપણા આર્યદેશમાં ધર્મને માટેની લાગણીઓ, સ્મૃતિઓ સ્ત્રીપુરૂષોના સ્નેહને વધારી અંતરને દૂર કરે છે, માટે આર્ય સ્ત્રીએ તો પોતાનો ધર્મ પુરૂષો પ્રત્યે શો છે, તે બજાવવાની પુરતી કાળજી રાખવી જોઇએ, તેમ જે પુરૂષો એમ ઇચ્છતા હોય કે, સ્ત્રીઓએ પોતાની ફરજ બજાવવીજ જોઇએ તો તેઓને ગમે તે પ્રકારે સ્ત્રીઓએ સમજાવી દેવું જોઇએ કે, કુદરતી રીતે અમે અમારી ફરજ બજાવી શકીએ તેનો ઉપાય તમારી ફરજો બજાવવામાં એટલે હાથ આપવામાં છે.

૧૧ સ્ત્રીપુરૂષોનાં કર્તવ્યો હરિફનાં નથી. કારણ કે, હરિફનાં કાર્ય એક સરખાંજ હોય છે. આપણા આર્યદેશમાં સ્ત્રીપુરૂષોના કાર્યની સીમા ભિન્ન ભિન્ન છે, એટલે હરિફનો કલહ આપણા સુભાગ્યે આપણા દેશમાં આવ્યો નથી, અને ન આવે એ ઇચ્છવા યોગ્ય છે.

૧૨ સ્ત્રીકેળવણીને ખરેખરી આગળ વધારવા માટે અને સ્ત્રીઓ પોતેજ તે લેવાને ઉજમાળ થાય ત્યાંસુધી પુરૂષોએ સ્ત્રી-કેળવણીનાં સાધનો પુરાં પાડવામાં પોતાના કર્તવ્યની સમાપ્તિ સમજવી જોઇએ નહીં, પરંતુ એ સાધનોનો સ્ત્રીઓ ઉપભોગ લઇ શકે એવી સગવડ કરી આપવાને પોતાનો હાથ કેટલાએક સમય સુધી આપવાની જરૂર છે અને તે ગમે તે ભોગે પણ એટલે કે પોતા તરફથી, ઘરના વડિલો તરફથી, ન્યાતજાત તરફથી જે હરકતો આવતી હોય તે સ્ત્રીઓના માર્ગમાંથી પુરૂષોએ દૂર કરવી જોઇએ, અને એમ થશે તો પછી હાથ પકડવાની કે આંગળી પકડવાની જરૂર રહેશે નહીં, પણ પુરૂષોએ પુરાં પાડેલાં સાધનોની સુવ્યવસ્થા કરી સ્ત્રીકેળવણીને સ્ત્રીઓજ પગભર કરી શકશે, અને એમ થાય તોજ સ્ત્રીઓ સહધર્મિણી, સુમાતા વગેરે રૂપમાં પોતાનો ધર્મ બજાવતી જોવાનો વારો આવે એ બનવાજોગ છે.

# કેટલીક મીઠાઇ બનાવવાની રીત.

( લેખક—અ. સૌ. દીવાળી છગનલાલ ડી. મેરપર. કાનાનોર–માંગરોળ. )

પરદેશમાં જીવન ગાળતાં કંઇક અવર્નવી રીતે આનન્દ લઇ શકાય છે. એમાંનો થોડોક મારી બહેનોને આપું તો આપી શકાય. મારાં મોટાં બહેન તારા બહેન એ અમારાં પાડોશી છે. આ શહેરમાં અમો દેશવાસી થોડાં હોવાથી આમારામાં બહુ સ્નેહભાવ છે દીવાળીના શુભ તહેવારના દિવસે સારી સારી વાનીઓ ખાવાની અમે કરી હતી. તારા બહેનને એવું થોડું આવડતું હતું. તેથી થોડાક દિવસ ઉપર તારા બહેને મારી પાસે આવી દીવાળી ઉપર કરેલા ઘુઘરા, સજીરી અને શિરખિરંજ પોતાને શિખવવા માટે મને કહ્યું સખી કૃત્ય સમજી મે તેમને શીખવ્યું છે તેઓ ઘણાં ખુશ થયાં છે સૌ ભણેલી બહેનો આગળ એ રીત મૂકું તો ઉપયોગી થઇ પડશે. જુઓ પહેલાં આપણે ઘુઘરા બનાવવાની રીત કહીએ.

ઘુઘરા—સવા છ શેર રવો મંગાવ્યો. તેમાં દશ રૂપીયાભાર ઘીનું મોણ નાંખ્યું. અને પાણીથી બાંધીને એક સુંદર મલમલના લુગડાનો ટુકડો ઢાંકી તેને એક રાત્રી રાખી મકયો બીજે દિવસે તેમાંથી શેર લોટના લુવા પાડી પુરીઓ વણી પછી ચૂલા ઉપર કઢાઇ મૂકી તેમાં પંદર રૂપીઆભાર ઘી લીધું અને પૂરીઓ તળી કાઢી પછી તે પૂરીઓને ખાંડણીમાં બહુ ઝીણી ખાંડીને તેમાં સવા ત્રણ શેર ખાંડ, બત્રીસ રૂપીઆભાર ગોળની ખસખસ પંદર રૂપિઆભાર છોલીને વાટેલી બદામ અને ચાર વાટકા જેટલું ખમણેલું ટોપરૂં એ બધી ચીજો નાંખી બધું એકત્ર કરી રાખ્યું. બાકીનો જે લોટ વધ્યો હતો તેના ગોયણાંવાળી પુરીઓ વણીને દરેક પુરી ઉપર પ્રમાણેનું મિશ્રણ પ્રમાણસર મૂકી વાળી લઇ તેનાપર કાંગરા પાડયા અને એ રીતે ઘુઘરા કરી કઢાઇમાં દોઢ શેર ઘી નાંખી, ઘુઘરા તળી કાઢયા મેં ઉપર પ્રમાણે ઘુઘરા તૈયાર કર્યા હતા. બાકી ઘણી રીતો છે. અને સવાઇ શેર રવાના ઘુઘરા કર્યા હતા તેના પ્રમાણમાં ઉપર પ્રમાણેનું પુરણ હતું. ઓછા ઘુઘરા કરવા હોય તો તેના પ્રમાણમાં બધી ચીજ ઓછી લેવી.

સજોરી—એમાં કાંઇ ઝાઝી કરામત નથી. એ એક જાતની સુધરેલી ગળી પુરીઓ જેવું જ છે. સાડાચાર રૂપીઆભાર પરસુદી લઇએ તો તેમાં ત્રણ રૂપીઆ ભાર ઘીનું મોણ નાંખી લોટ બાંધી મોટી પૂરીઓ વણવી અને પછી સાડાબાર રૂપીઆભાર ખાંડ લઇને તેમાં એલાયચી એક તોલો નાંખી તે પુરીના ઉપર થોડું થોડું મૂકી તેના ઉપર બીજી પુરી ઢાંકીને બાજુઓ બંધ કરી દેવી અને પછી ચૂલા ઉપર કઢાઇ મૂકી તેમાં દશ રૂપીઆભાર ઘી લઇ સજોરી તળી કાઢવી

શિરખિરંજ—આ એક સારો ભોજન પદાર્થ છે. તે બહુ સારો લાગે છે તેને બનાવવાની ઘણી રીતો છે પણ સાદીને સીધી રીત મને લાગે છે તે કહું છું. બીજી માથાકુટની રીત વખત મળે કહેશું. એક શેર ભેંસનું દૂધ લઇ તેને કલાઇવાળી તપેલીમાં નાંખી ચૂલા ઉપર ખૂબ કઢવું. ઉભરો આવે એટલે તેમાં પાંચ રૂપીઆભાર ચોખા નાંખવા અને કડછીને ચોટે ત્યાંસુધી દૂધમાં ચઢવા દેવા. તેમા પાશેર મલાઇ નાંખી તેને ફરીથી ચઢવા દેવા અને મલાઇ મળી જાય એટલે તેમાં પાશેર ખાંડ નાંખી કડછીથી હલાવવું ઉભરો આવે એટલે બે રૂપીઆભાર સારૂં ગુલાબજળ નાંખી હલાવવું, અને પછી નીચે ઉતારવું. પછી આ ખિરંજ એક કોરા હાંલ્લામાં નાંખી એક સરખી રીતે ખુબ ચાર છ કલાક હલાવવું એટલે માખણના જેવા ગોળા બાજશે. હાંલ્લામાં કાંઇ હલાવવાને નાંખવું નહીં. આ રીત આપણામાં પ્રચલિત નથી તોપણ રસોઇની એક સાદી પણ નવી રીત છે વિશેષ હવે પછી આપણે બીજી વાનગીઓ માટે લખાશ.

# સ્ત્રી કેલવણી માટે મહાન્ પુરૂષોના કીમતી વચનો.

( સંશોધક—ઝબકબ્હેન ભજપાળ કપાસી, જૈન કન્યાશાળા સ્ત્રી શિક્ષક—અમદાવાદ. )

નામદાર મહારાજા ગાયકવાડ જણાવે છે કે—" અજ્ઞાનતા અને વિરૂદ્ધતાની સામે લડવાનું આપણું એકજ હથિયાર કેળવણી ( સ્ત્રી કેળવણી ) છે, કારણકે કોઇપણ ઘરમાં રહેનારાઓની જીંદગી ઉપર અસર કરવાનું, ઉછરતી ઓલાદને તરબિયત આપવાનું અને અજ્ઞાન વર્ગના લોકોને આરોગ્યતાની બારાખડી સરલપણે શીખવવાનું કામ સ્ત્રીવર્ગનું છે."

મહાન " સ્માઇલ્સ " જણાવે છે કે,—" પુરૂષોને અવકાશના સમયમાં આનંદ આપનાર સ્ત્રી એ એક રમકડું છે. એક વિચારશુન્ય ગુલામડી માત્ર થવાને સ્ત્રી સરજાયેલ નથી. તેનું જીવન તેને પોતાને તેમજ બીજાઓને સરખુંજ ઉપયોગી છે—અને જે ગંભીર અને જવાબદારીવાળી ફરજો બજાવવાને તેને જીવનમાં મુકી છે, તે ફરજોનો હેતુ સફળ થાય, તેટલા સારૂ તેણીનું મગજ કેળવાયેલું અને હૃદય અનુકમ્પાથી પૂર્ણ હોવું જોઇએ "

મહાત્મા બુદ્ધ જણાવે છે કે,—" અજ્ઞાનપણું એ દુનિયાની સર્વથી મ્હોટી બદી છે. "

મહાન " હેરિસન " જણાવે છે કે,—" સ્ત્રીઓનું ખરૂં કર્તવ્ય બાળકોને કેળવણી આપવી એટલુંજ નથી; બલ્કે પુરૂષવર્ગને પણ કેળવવાનું છે. "

કવિ " મિલ્ટન " કહે છે કે:—" ગૃહકાર્યનો સંપૂર્ણ અભ્યાસ કરવો અને પોતાના પતિના અંગમાં સદ્ગુણોની વૃદ્ધિ કરવી એના જેવું શોભામય સ્ત્રીનું બીજું કોઇપણ આભૂષણ નથી. "

ડૉક્ટર નૉક્સ કહે છે કે,—" નીતિ અને વૈરાગ્યનાં ગાયનો આત્મા ઉપર અસર કરે છે. એટલુંજ નહિ પણ તેનાં સ્વભાવને ઉચ્ચ અને શ્રેષ્ઠ બનાવે છે, ઉત્તમ વિચારો દાખલ કરે છે, ગમે તેવા કાર્યમાં ઉત્સાહ આપે છે, વ્યાકુળ થએલા સ્વભાવને શાન્તિ આપે છે, અને હૃદયમાં રહેલા દુષ્ટ વિચારોને જડમૂળથી ઉખેડી નાંખે છે, પણ તે સુકેળવણીને આભારી છે.

મહાન નેપોલિયન બોનાપાર્ટ જણાવે છે કે—" સંતાનોના ભવિષ્યના સુખદુ:ખ અથવા ઉન્નતિ એ સમસ્ત માતાઓનાંજ ગુણદોષ ઉપર સંપૂર્ણ રીતે આધાર રાખે છે. દાખલા તરીકે—મ્હારામાં જે કાંઈ જ્ઞાન છે, અને મ્હારી જે ઉન્નતિ જોવામાં આવે છે તે બધાંનું ખરૂં કારણ માત્ર મ્હારી માતાએ મને આપેલું શિક્ષણ છે."

મહાભારતના શાન્તિપર્વમાં કહ્યું છે કે,—" રોગથી પિડાયેલા અથવા કષ્ટને પામેલા દુઃખી પુરૂષને અહોનિશ સ્ત્રી સમાન બીજું કોઇપણ ઔષધ નથી "

અમેરિકન વિદ્વાન સજ્જારી જણાવે છે કે—" સાંપ્રત સમયની સ્ત્રીઓનું આરોગ્ય એ ઘણો અગત્યનો વિષય છે—કારણકે તેમના બળ અને તન્દુરસ્તીપર ભવિષ્યની પ્રજાના આરોગ્ય અને બળનો આધાર ઘણે ભાગે રહે છે." મતલબ કે—સ્ત્રીઓને સ્ત્રીઓના પોતાના રોગોની સાધારણ માહિતી હોવી જોઇએ.

શ્રીયુત્ ગોવર્ધનરામ ભાઇ જણાવે છે કે,—" સ્ત્રીઓ એ માનવ જાતના સુખનું ખરેખરૂં સંભવસ્થાન છે—બાબા લોકસમાજને સુધરવાનું એક પ્રધાન સાધન છે—આપણાં ગૃહસંસારના સર્વ સુખનું કેન્દ્ર છે. અને મનુષ્યના હૃદયને અનાયાસેજ આનંદ આપનાર કારણ છે."

## કન્યાનું બળતું હૃદય

( લે૦—કન્યાવિક્રયની-હોળીમાં હોમાયેલિ ઉદાસીની. )

બાપુજી ! શું તમને મ્હારી દયા નથી ? મને વેચીને શું આપ સુખી થશો !

બા ! હાય હાય ! મને જીવતીને વેચતાં તમે પણ મ્હારા બાપુને મળતાં છો ? અરે ! એના કરતાં તો હું જ્યારે જન્મી હતી ત્યારેજ મને ગુંગળાવીને મારી નાખી હોત તો કેવું સારૂં થાત ?

હે પરમેશ્વર ! હવે હદ થઇ ગઇ ! જે મ્હારા રક્ષક હતાં તેજ મ્હારા ભક્ષક થયા છે !!! મ્હારી રાંકડીનો કોણ પોકાર સાંભળે ?

હે પ્રભુ ! મ્હારા મા-બાપ તો કસાઇ જેવા થઇ પોતાની હોજરી ભરવા મને વેચે છે. પણ મને જીવતા માંસને ખરીદનાર ક્યાંસુધી સુખી થશે ? મને ખરીદનાર જેમ માંસને ખરીદનાર કસાઇને ઉત્તેજન આપે છે તેમ મ્હારા અવિચારી મા-બાપને ખોટા કામમાં ઉત્તેજન આપે છે, શું એ થોડો અપરાધ છે ?

અરે લક્ષાધિપતી શેઠીઆઓ ! શું તમને લક્ષ્મી ચામડું ખરીદવાને જ મળી છે, હાય ! હાય ! તમે ધનાઢ્ય થઇ ચામડાને ખરીદી ચમાર શા માટે બનો છો ?

અરે ! આ ખોળીયાવાળી જીવ ! તું શા માટે રડે છે ? એને બળાપો કરે છે ? અનંતી પાપની રાશી ઉદય આવવાથી તને આ સ્ત્રીપણું મળ્યું છે તેમાં વળી અધુરામાં પુરૂં કોઇ એવું ભયંકર પાપ ઉદય થયેલ છે કે જેથી તું પશુની પેઠે વેચાય છે. અરે પશુ ઉપર પણ ઘાતકીપણું કરનારને અપરાધિ ઠરાવી સરકાર દંડે છે પણ અરે જીવ ! તારી સાથે હદ ઉપરાન્તનું ઘાતકીપણું થાતું જોઇને કે સાંભળીને આ સંસારમાં ઇશ્વર તરીકે પાંચમો લોકપાલ રાજા ગણાય છે તેને પણ તારા વિષે કંઇ વિચાર સુઝતો નથી એ શું થોડું પાપ છે ?

અરે ઓ ભારતવર્ષ ? તું ભારત કેમ થતો નથી તારા ખોળામાં થતું આ મહા ભયંકર પાપ તું કેમ જોઇ શકે છે ?

અરે વસુંધરે ! તારી છાતી ઉપર કન્યાઓના પૈસા લઇ પગ મુકી ચાલનારાઓનો ભાર તારાથી કેમ સહન થાય છે ? અરે ફાટી પડ ? જલદી ત્રુટી પડ ? કન્યાને વેચનારાઓને ખરીદનારા પાપીઓને ગળી જા ? પાતાલમાં સમાવી દે ?

હાય ! હવે કોની આગળ પોકાર કરૂં ? ઓ મ્હારા દેશ બાન્ધવો ? મ્હારા પૈસા લેનારા કસાઇ માબાપોની કતલથી બચાવો ! છોડાવો હું તમારો જીંદગી પર્યંત ઉપકાર માનીશ.

## વિયોગી દેવીની યાચના.

( લેખક—વી. જી. શાહ-રાજનગર. )

વ્હેલા પધારો હૃદય આધાર, હૃદયમણિ મ્હારારે; હું તો તરફડું તમારે કાજ, શું કહું દુઃખ હરનારારે.
તમ વિરહ દુઃખ ના સ્હેવાય, હૃદય મણિ મ્હારારે; નિશ્વાસે તે એક સહાય, શું કહું દુઃખ હરનારારે.
તમ માટે લીધો છે ભેખ, હૃદય મણિ મ્હારારે; મમ જીગર અર્પ્યું સર્વસ્વ, શું કહું દુઃખ હરનારારે.
પ્રણય સુખ રત્ન લુંટાવતા, હૃદય મણિ મ્હારારે; બની છું સજ્જ તમ સાથે, શું કહું દુઃખ હરનારારે.
કૃપા લાવીને મમ આલેશ, હૃદય મણિ મ્હારારે; શાંતિ અર્પો સુખે નાથ, શું કહું દુઃખ હરનારારે



# *મધમાખીનું ગૃહતંત્ર.

ગૃહસૂત્રની અધિકારીણીને ગૃહિણીના ઉપનામથી એટલા માટે ઓળખાય છે કે તે ગૃહનો મંત્રી છે, મંત્રીનું પદ જેમ વજનદાર છે, તેમ તેની જવાબદારી પણ ઓછી નથી. આ જવાબદારી કેક ઓસીગજાતિને માટે જોવાય છે. નાનામાં નાનાં જંતુ–પક્ષી–પશુ અને જળચર પ્રાણીઓ માટે પણ બારીક દૃષ્ટિથી જોઇશું તો સ્ત્રીજાતિને શીર ગૃહવ્યવસ્થા અને સંતતીની સંભાળનો બોજો રહેલો હોય છે. આ વાતની વધારે ખાત્રી માટે મધમાખી જેવા સામાન્ય જોવાતાં જંતુના ગૃહતંત્રનું નિરિક્ષણ કરવા ધારૂં છું કે જેથી મારી બ્હેનોને પોતાના કર્તવ્ય અને જવાબદારીનો ખ્યાલ આવી શકે.



મધમાખી.

મધમાખીના જીવન તરફ નજર કરતાં તેની સ્વચ્છતા, સતત કામ કરવાની ટેવ, સત્ત સંરોધનની શક્તિ, ગૃહ બાંધવા માટે શીલ્પકળાનું જ્ઞાન, મનોનિગ્રહ, નેકટેક વગેરે ઘણા ગુણો દૃષ્ટિ સન્મુખ ખડા થાય છે. આ સઘળાનો અભ્યાસ કરવા ચાલો આપણે તેમના ગૃહમંદિરે જઇએ.

માખીઓનું ગૃહ ( મધપુડો ) તેઓ મોટા ભાગે વસંતઋતુમાં બાંધે છે, કેમકે તે સમયે પુષ્પોનો મોટો જથ્થો ખીલે છે એટલે તેમને ઘર બાંધવા અને ખોરાક ભરી રાખવાને મીણ તેમ જ મધનો જથ્થો મેળવવાની સારી સગવડ રહે છે. અને કામની વહેંચણી મધપુડાની પ્રજા માટે મુકરર થયેલી હોય છે, અને તેને પાર પાડવામાંજ તેઓનું સતત લક્ષ હોય છે. આ વહેંચણીમાં ૩ ભેદ મુખ્ય છે (૧) રાણી, (૨) દાસી, (૩) નર આ ત્રણે પ્રકારની માખો પોતાના શરીરના કદ ઉપરથી પણ ઓળખાય શકે છે.



રાણી.



દાસી.



નર.

* 'ગુજરાતી'ના દીવાળીના ખાસ અંકનું અવતરણ.



અ. ક. ખ. ગ.

અ રાણીનો પગ. ક દાસીનો પગ આગળનો દેખાવ. ખ અંદરનો દેખાવ ગ નર–મધુકર.

રાણી એ મધપુડાના આખા સમૂહમાં એકજ હોય છે, અને તેનું કામ પ્રજોત્પત્તિ કરવા તથા તંત્ર ચલાવવાનું હોય છે નરનું કામ પણ પ્રજોત્પત્તિમાં સહાયક બનવા સિવાય હોતું નથી તેઓ પોતાની આખી જીંદગી સુસ્ત રીતે પડી રહેવામાંજ કાઢે છે જ્યારે દાસીઓને અનેક પ્રકારનાં કામ કરવાના હોય છે મધપુડાને બનાવવો, તેને બરાબર જાળવવો. અંદરનું કામકાજ કરવું છોકરાંને ઉછેરવા, ખોરાક આણવો, કોષમાં ભરવો, તંગીના વખતને માટે કોષ ભરી અંદરને મીણથી બંધ કરી દેવો, ચોકી પહેરો કરવો, રાણીને જોઈતો ખોરાક આપવો વગેરે કામ હોય છે. આને માટે કામના વ્યવસ્થાપૂર્વક વહેંચણી કરવામાં આવેલી હોય છે. જ્યારે રાણી ઈંડાં મૂકે છે ત્યારે દરેક કોષમાં એક એક ઈંડું મૂકે છે જો કોષ જોઈએ તેટલા હોતા નથી તો દરેક કોષમાં બબ્બે ઈંડાં મૂકે છે રાણી એક વખતે બે હજારથી વધારે ઈંડાં મૂકે છે. અને એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે કે રાણી જ માત્ર વંશવૃદ્ધિ કરવાને સમર્થ હોય છે, બાકી આખા મધપુડામાં નર બાદ કરતાં, સર્વ કુમારિકા જ હોય છે જ્યારે રાણી ઈંડાં મૂકે છે, તે વખતે દશ બાર દાસીઓ સાથે હાજર રહે છે જો એક કોષમાં બે ઈંડાં ભેગાં મૂકે તો, તે એકને જ રહેવા દઈ બીજાને કાઢી નાંખે છે. ઈંડાં સેવવાની વખતે દાસીઓનું કામ વધી પડે છે. ઉપરના કામ ઉપરાંત દાસીઓને ભવિષ્યની સંતતિને માટે ખોરાક તૈયાર કરી કોષમાં ભરી આપવો પડે છે. વળી બીજી તપાસ રાખનારી માખીઓ જોઈ આવે છે કે દરેક કોષમાં

બચ્ચાં તૈયાર થાય ત્યાંસુધી ચાલે એટલો ખોરાક છે કે નહિ. જ્યારે ઇંડાંમાંથી ઇયળ નીકળે છે ત્યારે ખોરાક મૂકી કોષને બંધ કરી દે છે અને યોગ્ય વખતે માખીઓ અને નર બહાર નીકળે છે. આ ઉપરાંત આખા મધપુડાને ખોરાક આપવાનું કામ કેટલીકને કરવું પડે છે. ખોરાકને માટે પુષ્પરજ રેણુ અને મધ એકઠું કરે છે આ ઉપરાંત ફુલ ઝાડમાંથી એક જાતનો ચીકણો ગુંદર જેવો પદાર્થ ( Propolis ) લઇ જાય છે. આ પદાર્થ કોષને ચકચકિત કરવામાં અને કોષમાં ફાટ પડી હોય તો પૂરવાને માટે કામ લાગે છે. પુષ્પની સુગંધ, રજ અને મધુને લઇ દાસી આવે કે તરતજ તે ખાલી કરવાને માટે કોષ તૈયાર રાખવામાં આવે છે. આવતાંની વાર કેટલીક જઇને તેમાં મધ ઠાલવી દે છે એક કોષ પૂરેપૂરો ભરાવાને માટે ઘણી માખીઓને મધ એકઠું કરવું પડે છે. આમાંના કેટલાક મધથી ભરેલા કોષ વપરાશને માટે ખુલ્લા રાખવામાં આવે છે જ્યારે કેટલાકને ભવિષ્યને માટે બંધ કરી દેવામાં આવે છે.

મધપુડો તૈયાર કરવો તે દાસીઓનું પહેલું કામ છે અને તે તૈયાર કરવામાં શ્રમ, બુદ્ધિ અને વ્યવસ્થાની સંભાળ અભ્યાસ કરવા યોગ્ય છે. મધપુડો બનાવવામાં નાની અને મોટી દાસીયો સાથે જોડાય છે. મોટી દાસીયોનું કામ મીણ બનાવી પુડાનો પાયો નાખવાનું હોય છે જ્યારે નાની માખીયોનું કામ તે પાયા ઉપર કોષ રચવાનું અને મકાન તૈયાર કરવાનુ છે આ નાની માખો બચ્ચાનું પોષણ કરવાનું કામ કરનારી હોય છે.

મીણ માખીઓના શરીરમાં વિલક્ષણ રીતે ઉત્પન્ન થાય છે. મીણ બનાવનારી માખીઓ પ્રથમ પુષ્પોમાંથી સૂંઢ દ્વારા મધ ગ્રહણ કરે છે અને ત્યાર બાદ તડકામાં કંઇ આધાર નીચે એક પાછળ એક એમ હારમાળની માફક કિંવા લોલકની માફક ટંગાઇ રહે છે. આવી સ્થિતિમાં તેઓ લગભગ ૨૮ કલાક રહે છે, જે દરમિયાન તેમના શરીરમાં મીણ ઉત્પન્ન થાય છે અને પેટની બાજુમાં ઝીણી ત્વચાની કોથળી જેને—vax bags મીણાશય કહે છે, તેમાં ભીંગડાં માફક દેખા દે છે. આવી આઠ કોથળીઓ છે. મીણ એ કંઇ નહિ પણ એક પ્રકારનું રાસાયણિક પરિવર્તન, જે મધ માખીઓ ગળે છે, તેમાંથી જ મીણ થાય છે અને એ મીણાશય



તડકામાં કંઇ આધાર નીચે એકને બીજી વળગીને હારમાળાની માફક ટંગાએલી મીણ બનાવનારી માખીઓ.

માંની ત્વચામાંથી બહાર નીકળે છે. મીણ તૈયાર થયા પછી મધપુડો જે સ્થળે બનાવવાનો હે તે સ્થળે જાય છે; જગાને સાફ કરે છે, પાછલા પગથી મીણની રજકણ જેવી ગુટીને આગ પગ આગળ લાવી મોંમાં લે છે અને મોંમાંથી નીકળતા થુંક જેવા પદાર્થવતી મસળી મસળી ગારાની માફક ચીકણું અને નરમ કરે છે. ત્યારપછી તે જે જગાએ ચોંટાડવાનું હોય ત્યાં લગા છે. પછી બાકીના મીણને ચોટે તેવું નરમ કરી જોડે રાખી દે છે. એ પ્રમાણે સર્વ મી ખલાસ કરે છે. પણ બીજી માતા આવીને એ જ પ્રમાણે મીણ ચોંટાડે છે. આ પ્રમાણે મ પુડાનો પાયો નંખાય છે

પહેલાં મીણની ગોળીઓની આ પ્રમાણે એક સીધી હાર થાય છે, જે ઉંચાઇમાં એક ઇંચ છઠ્ઠા ભાગ જેટલી, ૨૪ મા ભાગ જેટલી જાડી અને અર્ધો ઇંચ લાંબ હોય છે. જો કે મધપુડો તોરણની માફક લટકતો હોય છે ખરો પરં તેમાંના કોષ-(Cell) ના મુખ જ મીન તરફ નથી હોતા. પરંતુ જેમ ભુંગળીઓને કાપી આડી રાખી ઢ ગલી કરી હોય તેમ જોનારની સામા કોષનાં મુખ હોય છે, અર્થાત્ કે એક આંગળીને જાણે ઉભી ટાંગી હોય તેની માફક હોય છે. જ્યારે મીણની એક હાર ગોઠવાય કે એક દાસી આવીને વચલી ગુગી પર બેસે છે અને તેને પોલી કરવા માંડે છે. પછી બીજી આવી તેના પર કામ કરવા માંડે છે અને

મધપુડાની બનાવટ.





મીણની ગોળીઓ.

વધારે ઉંડી કરે છે, પછી ત્રીજી આવી તેના પર એજ પ્રમાણે કામ કરી વધારે ઉંડી કરે છે અને કોષને એક ભુંગળીના જેવી લાંબી કરે છે આ પ્રમાણે એક કોષ તૈયાર કરવામાં વીશ માખોને કામ કરવું પડે છે. આમ મીણની ગુફા કરી પછી પાછલી બાજુએથી મીણને કોતરે છે અને એક સં-લંગ નળીની માફક કોષને પોલો કરે છે. આ પ્રમાણે કોષની સાથે કોષને જોડી મધપુડો તૈયાર કરવામાં આવે છે મીણ બનાવનારી માખીઓ બીજું મીણ તૈયાર કરી મૂકતી જાય છે, જ્યારે એક હાર પૂરી થાય ત્યારે બીજી હાર બનાવવા માંડે છે, પણ તેમ કરતાં પહેલાં પ્રથમની હારમાંના કોષના મુખને સરખાં કરે છે, અને ચકચકિત બનાવે છે. જેમ સુતાર રંદો મારી લાકડું સરખું બનાવે અને સાફ કરે તેમ આ માખીઓ પણ કોષને કરે છે. આમ કેટલીક હાર તૈયાર થાય છે અને તેને 'પોલિશ' કર્યા પછી તે કોષમાં ભીંત બાંધવાનું કામ શરૂ કરવામાં આવે છે. એ વાત લક્ષમાં લેવા જેવી છે કે પહેલી હારમાં કોષના મુખ પંચકોણ હોય છે, જ્યારે બીજી હાર ષટ્કોણ કોષ બનાવે છે.

તેઓ બધા કોષ સરખા બનાવતી નથી. કેટલાક કોષ ન્હાના મ્હોટા હોય છે. આમ કરવામાં



તેમનો હેતુ જુદા જુદા કામમાં તેને ઉપયોગમાં લેવાનો હોય છે. પહેલાં નો કોષમાંના કેટલાકમાં બચ્ચાં ઉછેરવામાં આવે છે. કેટલાકને મધ ભરી રાખવાના ભંડાર તરીકે વાપરે છે. કેટલાક કોષ નરને ઉછેરવા માટે ને તેમને રહેવાને માટે જુદા હોય છે. દાસીઓના બચ્ચાને માટે જે કોષ નિર્માણ કર્યાં હોય છે તે ન્હાના હોય છે તેમનો વ્યાસ ૨૨ હોય છે. જ્યારે જેમાંથી નર ઉત્પન્ન થવાના હોય તે કોષ ૩૩ વ્યાસના હોય છે. જો મધનો જથ્થો વધારે હોય તો તે કોષની આસપાસ ચણતર કરી ઉંડા કરે છે. રાણીને માટે ખાસ જુદી તરેહનો કોષ તૈયાર કરવામાં આવે છે.

મધપુડાની અંદરના રાણીના રાજમહેલનો દેખાવ.

જે કોષમાં રાણી રહે છે તેનો ઘાટ જુદી તરેહનો હોય છે તે સંભગોળ કે જમરૂખને મળતો હોય છે. તે કોષનું મુખ જમીનભણી હોય છે અને વીજળીની બત્તીપર જે કાચનું સંભગોળ ઢાંકણું હોય છે તેને મળતો તેનો આકાર હોય છે. આવા કોષ ત્રણ કે ચાર હોય છે અને ત્રીશથી વધારે હોતા નથી. આ કોષ તૈયાર કરવામાં એક મધમાખના સામાન્ય કોષ કરતાં સો ગણું મીણ જોઇએ છે, રાણીનો મહેલ બાંધવાને માટે જે મીણ વાપરવામાં આવે છે તે એટલું ઉત્તમ હોતું નથી. કારણકે મીણ વધારે ખપે છે. રાણીના કોષમાંજ જેમાંથી રાણી થવાની હોય એવાં ઇંડાં મૂકવામાં આવે છે

એક મધપુડામાં ૧,૨૦,૦૦૦ કોષ હોય છે તેમાં બધી મળી ૮૦,૦૦૦ થી ૯૦,૦૦૦ માખીઓ હોય છે. ઇંડાં મૂકયાં હોય ત્યારે ૧૦,૦૦૦ કોષ તેમાં રોકાયલા હોય છે. ૧૬,૦૦૦ હજારમાં (larves) હોય ,છે જ્યારે ૪૦,૦૦૦ કામ કરનાર દાસીઓ વગેરે ઉત્પન્ન થતી હોય છે.* જ્યાં આટલી મોટી વસ્તી હોય ત્યાં કામની વ્હેંચણી નિયમબદ્ધ હોવી જોઇએ, એક મધપુડો એ એક ન્હાનું પ્રજાસત્તાક રાજતંત્ર છે. એમાં રાણીની સત્તા શ્રેષ્ઠ છે ખરી, પરંતુ રાણીને પણ પ્રજાની મરજી અનુસાર વર્તવુ પડેછે ને અમુક નિયમનું યથાર્થ પાલન કરવુ પડે છે, એક મધપુડામાં કેટલીકને દાઇઓ તરીકે કામ કરવું પડે છે. આયા તરીકે છોકરાં સંભાળવાં પડે છે. રાણીની તહેનાતમાં પરીચારિકા તરીકે રહેવુ પડે છે. ઘરચાકરી કરવી પડે છે. પવનની આવજા સંભાળવી. પાંખોથી પવન ઉરાડવો, ઘર બાંધનાર તરીકે, કેટલીકને કડિયાનું, કેટલીકને સુતારનું, કેટલીકને ઇજનેરનું, કેટલીકને ભંડારીનું, કેટલીકને રસાયણવેત્તા (chemist) કે મધ બગડી ન જાય અને તે માટે

તેમાં 'ફોર્મિક એસીડ' ડંખમાંથી નાંખી, શુદ્ધ રાખવાનું ઘર અને રસ્તા સાફ કરવાનું, કેટલીકને મુડદાં બહાર ફેંકી દેવાનું, કેટલીકને દરવાનનું, કેટલીકને મધપુડાના રક્ષકનું કામ કરવું પડે છે. આ સર્વ એક યંત્રની માફક ચાલે છે.

**સ્ત્રીઆરાજ્યમાં પુરુષની માઠી દશા.**

આબાદ સ્થિતિના મધપુડામાં ૪૦૦ થી ૫૦૦ અને નબળી સ્થિતિના મધપુડામાં ૪,૦૦૦ થી ૫,૦૦૦ હજાર નર હોય છે. તેમનું કામ આગળ કહ્યું તેમ વંશવૃદ્ધિમાં ઉપયોગી થઇ પડવાનું છે. વંશવૃદ્ધિ એકલી રાણીજ એમની મદદથી કરી શકે છે. રાણી એક વખત અમુક સમયે બહાર ઉડી જાય છે. આ ટોળું તેની પાછળ ઉડે છે. રાણી દૂરને દૂર ઉડી ન્હાસે છે, તેને પકડતાં પહેલાં કેટલાક થાકી જાય છે. દસબાર ભાગ્યે તેની સાથે રહે છે, તેમની સાથે રમત કરતી, પ્રીતિ દેખાડતી, ધાં-ગરપણ કરવા દીધા વગર હજી તે વધારેને વધારે દૂર ઉડી જાય છે અને એકાદની સાથે તે કાર્ય નિષ્પન્ન કરે છે, પછી તરતજ પાછી ફરે છે. રાણી ગર્ભવંતી થઇ કે તરત તેજ દિવસે સર્વ પુરુષને મારી નાંખવાનો હુકમ કરે છે. મધપુડામાંની રક્ષકો, દાસીઓ સર્વ પુરુષપર તુટી પડે છે ને તેમની પાંખો તોડી નાંખે છે. તેમને માર મારે છે અને ડંખ દઇ પ્રાણ લે છે, જો ભોગજોગે કોઇ ન્હાસી જવા પામે તો ખોરાકને માટે ભુખ પાછો મધપુડામાં દેસે છે. પાછો આવતાંની વાર મા-ખીઓ તેને જીવતો છોડતી નથી. જ્યાંસુધી વંશવૃદ્ધિનું કામ થયું ન હોય ત્યાંસુધી આ પુરૂષોને માખીઓ ખવરાવે છે, તેમની દરેક સંભાળ લે છે, મધપુડામાં તેમને કોઇ દિવસ કામનો શ્રમ લેવો પડતો નથી ખાવુ અને સુઇ રહેવું, એ સિવાય કંઇ તેઓ જાણતા નથી, સુસ્ત માણસની માફક પડ્યા રહે છે, તેમનુ જીવન લાંબું હોતું નથી, કામ થઇ રહ્યા પછી ડંખ દઇ મારી નાખી તેમનાં મુડદાંને મધપુડાની બહાર ફેંકી દે છે. આ કાર્ય કઠોર કર્તવ્યને અંગે કરવામાં આવે છે

**રાણી.**

ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે આખા મધપુડામાં રાણી માત્ર ઈંડા મૂકી શકે છે, ત્યારે એ ઈંડામાંથી રાણી શી રીતે ઉત્પન્ન થાય છે અને બીજાં ઈંડામાંથી નર અને વિશેષે દાસીઓ શાથી બને છે? એ જાણવા જેવું છે. જે ઈંડાંને રાણીના જેવા મોટા કોષમાં મૂકવામાં આવે છે, તેમાંથી રાણી ઉત્પન્ન થાય છે તેની ખાસ સંભાળ લેવામાં આવે છે અને ખાસ ખોરાક આપવામાં આવે છે, આથી કરીને તેના શરીરની રચના ભિન્ન પ્રકારની બને છે. બીજો કંઇજ ફેર હોતો નથી, કારણ કે જો રાણી મરી જાય તો સામાન્ય ઈંડામાંથી તેવોજ ખોરાક આપીને, તેને સેરી મોટી કરી રાણી ઉત્પન્ન કરી શકાય છે, જો કે આ પ્રમાણે જે ઈંડામાંથી દાસી ઉત્પન્ન થવાની સંભાવના હોય તેમાંથી ખાદ્ય-દ્રવ્યના ફેરફારથી રાણી ઉત્પન્ન કરી શકાય છે ખરી પણ તે રાણીમાં અને નૈસર્ગિક રીતે ઉત્પન્ન થયેલી રાણીમાં ભેદ છે. એટલે જેમ કૃપણને શ્રીમંતાઇમાં ખરી શ્રીમંતાઇનાં દર્શન થતાં નથી તેમ આ રાણીના ગૌરવમાં ફેર રહે છે.

રાણીને તેની પ્રજા અપૂર્વ માનની નજરથી જુએ છે. તેની અતિશય સંભાળ રાખે છે.

તેની પર અપાર મમતા રાખે છે. તેને માટે ઉત્તમોત્તમ સુગંધપૂર્ણ મધ તૈયાર રાખે છે. તેની આસપાસ રક્ષક રાત દિવસ ચોકી કરે છે. તેને ઈંડાં મુકવા માટે કોષ તૈયાર કરે છે. તેની પરિચારીકાઓ તેને સાફ કરે છે અને ખવરાવે છે. જો તેને કંઈક અકસ્માત્ થાય તો આખો મધપુડો ખળભળી ઉઠે છે. અને આક્રંદ કરવા માંડે છે. તેના અવાજની સાથે તેની આજ્ઞા અમલ મુકવા સઘળા તેની સેવામાં હાજર થાય છે. (માત્ર નૈસર્ગિક રીતે ઉત્પન્ન રાણીજ આ પ્રમાણે અવાજ કરી શકે છે. ઇતર ઈંડામાંથી ઉત્પન્ન કરેલી રાણીને આ શક્તિ હોતી નથી, જો મધપુડાને હાની પહોંચે તો પ્રથમ રાણીના રક્ષણને માટે ઉપાય યોજવામાં આવે છે. જો ટાઢને લીધે કે ખાદ્ય સામગ્રીના અભાવને લીધે હજારોને મરી જવાનો વખત આવશે, છતાં રાણી માતાને તેઓ છેલ્લું મધનું ટીપું હશે ત્યાંસુધી બચાવશે, કારણ કે, જ્યાંસુધી રાણી જીવતી છે ત્યાંસુધી કુમારિકાઓનું નગર સહિસલામત છે.


રાજમહેલમાં રાણી માટેના કોષ.

જો રાણી મરણ પામે અને ઈંડામાંથી રાણી ઉત્પન્ન કરવાની સંભાવના ન હોય કિંવા ઈંડા જ ન હોય તો આખા મધપુડાના નાગરિકોનું જીવન નષ્ટ પામે છે. બચ્ચાંની સંભાળ કોઈ લેતુ નથી. દાસીઓ કામ કરતી નથી. ખોરાક લાવનારા ખોરાક લેવા જતા નથી, સર્વ કામ બંધ પડે છે અને સર્વ જણ મૃત્યુશરણ થાય છે. જ્યાં સુધી રાણીને જીવતી જુએ છે, ત્યાંસુધી તેમની ગમે તેવી વિપદ્ગ્રસ્ત દશામાં પણ આશાનો સંચાર રહે છે. રાણીને કેદ કરો કિંવા પકડીને અન્યત્ર લઈ જાઓ તો થોડા સમયમા મધપુડાનો ધ્વંસ થાય છે, પણ આવી સ્થિતિ ભાગ્યે જ આવે છે. કારણ ઉપર કહ્યુ તેમ ઇતર ઈંડામાંથી તેઓ રાણી ઉત્પન્ન કરી શકે છે.

રાણી એક દિવસમાં બે હજાર ઈંડા મૂકે છે. લગભગ દસ હજારથી વધારે ઈંડાં સાથે સેવાય છે. આ પ્રમાણે જોતાં એક મધપુડામાં આ સર્વનો સમાવેશ ક્યાં કરવો ? જ્યારે મધપુડાની આવી સ્થિતિ થાય છે, અર્થાત્ કે સંખ્યા વધી જાય છે ત્યારે રાણી અને મધપુડાના વસનારા બીજે સ્થળે જવાનું યોગ્ય ધારે છે. જતાં પૂર્વે રાણી પોતાના રાજકોષમાં અમુક દિવસને અંતરે ઈંડાં મૂકે છે. આમ કરવાનું કારણ એટલું કે બધી રાણીઓ સાથે ઉત્પન્ન ન થાય. આમ ઈંડાં મૂક્યા પછી રાણી ગૃહત્યાગ કરવાની તૈયારી કરે છે. આખા મધપુડામાં ખળભળાટ થઈ રહે છે. નિશાની આપનારની વાર ૭૦ કે ૮૦ હજારમાંથી ૫૦,૦૦૦ કે સાઠ હજાર નાગરિકો નગર ત્યાગી જતા રહે છે. જો જોગજોગે ખરાબ ઋતુને લીધે કે અન્ય કારણસર ગૃહત્યાગ કરવામાં વિલંબ

થાય અને જો તે દરમિયાન, ઈંડાંમાંથી રાણી તૈયાર થાય તો જૂની અને નવી વચ્ચે દ્વંદ્વયુદ્ધ થાય અને બેમાંથી એક કિંવા બન્ને મરે ત્યાંસુધી ચાલે છે. આટલા માટે જ્યાંસુધી વૃદ્ધ રાણી જાય નહિ ત્યાંસુધી દાસીઓ નવી રાણીને કોષમાં કેદ કરી રાખે છે કેટલાકનું એમ પણ માનવું છે કે બીજી ઉત્પન્ન થતી નવી રાણીઓનો નાશ ન કરે માટે તેને કેદ રાખે છે, અને જ્યારે કેદમાંથી છુટકારો કરે ત્યારે પણ કેટલાક રક્ષક સાથે રહે છે તથા જરૂર પડે તો તેને એ કામ કરતા અટકાવે છે. પરંતુ જો વધારે રાણીની જરૂર ન હોય તો રાજકોષમાંની ઉત્પન્ન થતી રાણીઓ નાશ કરવા દે છે.

માખીનું ગૃહમંદિર જે ઉપયુક્ત દૃષ્ટિએ આપણે જોઈ ગયા તે ઉપરથી જોવાયું હશે કે તેણીયો ઘરના પાયાથી ઠેઠ તેના માટે જોઈતા ખોરાક વગેરે લાવવા, સંભાળવા અને વ્યવસ્થા કરવાનાં દરેક કામ ખંતથી કરે છે તેમ મારી વ્હેનોએ ઘરના વડીલ ( માતા કે સાસુ ) ની આજ્ઞામાં રહી દરેક કાર્ય કરવાનું છે. વળી જેમ માખીઓ કોઈપણ જાતના ફૂલ સાથે બેસી બેદરકાર ગુંજન કરવાથી કિંમતી મધનો જથ્થો એકઠો કરી શકે છે તેમ આપણે કાંઈ પણ ભેદ વગર દરેક પાસેથી સદ્બોધ ગ્રહણ કરીયે તો કે જેથી સત્કર્મનો કીમતી ખજાનો મેળવી શકાય છે

તેમજ માખીયો પોતાની ખોરાકીનો ભંડાર ભરી રાખવા અને તેને સ્વચ્છ રાખવાને સંભાળ રાખે છે, અને ગૃહકાર્યને નિયમીત રીતે વહેંચીને કંઈ પણ ખામી આવવા દેતી નથી તે વગેરે અનેક ગુણો માખીના જીવનમાંથી વ્હેનોએ શીખવા જેવા છે.

---

## પ્રજાકિય સ્ત્રી કેળવણી.

( વક્તા—મીસીસ સરોજીની નાઈડુ. )

મીસીસ સરોજની નાઇડુએ લાહોરના બ્રેડલો હોલમાં ગઇ તા. ૬ ઠીએ પ્રજાકિય સ્ત્રી કેળવણી ઉપર ભાષણ આપતાં જણાવ્યું હતું કે તમો સ્ત્રીપણાની મોટી મોટી વાતો કર્યા કરો છો, તમો સાવિત્રીનું દૃષ્ટાંત આગળ ધરો છો, પણ પ્રજાકિય જીંદગીના આત્માને મોતની ઉંઘમાંથી જાગૃત કરવાને જે સત્તા આજની સાવિત્રીઓને જોઈએ છે તે તમો તેમને આપતા નથી. આજની હિંદી છોકરીઓ પોતાની વતી અને ગાળીને જુની ઉપમા તરીકે ગણે છે પણ જે સુધારો અને કેળવણી તેમના વડીલોએ સંપાદન કર્યા હતા તે જ ખરેખર ઉચ્ચ અને સંપૂર્ણ હતાં હાલની છોકરીઓ પશ્ચિમની છોકરીઓના જેવી ખુબસુરતી ધરાવતી નથી તેમજ પૂર્વનો ટેક અને મોભો તેમનામાં નજરે પડતો નથી. પ્રજાકિય સ્ત્રી કેળવણી—દેશી ભાષામાં આપવાની હું હિમાયત કરું છું અને તેનો અભ્યાસક્રમ એવી રીતે રચવો જોઈએ કે ભવિષ્યની હિંદી માતાઓ આગલા જમાનાની માતાઓની માફક પોતાના ઘરની અધિષ્ઠાત્રી બની રહે.

# કામીનીઆ હેરઓઇલ.

(મબ્યાબંધ ચાંદ, સર્ટીફીકેટો અને અભીપ્રાયો મળ્યા છે.)

વાળને
સુંદર
સુંવાળા
તેજસ્વી
તથા
કાળા
બનાવે છે
અને
જલદી
વધારે છે



મગજ
શાંત
આનંદ
અને
ચાલાક
કરી
દીલને
રાહત
આપે છે

પુસ્તક ૨ જું અંક ૩ જો.

આ. પ્રે. મંગળાબાઇ મોતીલાલ-મુંબઈ.

# સ્ત્રીસુખ દર્પણ.



ગીતિ.

દર્પણ સ્ત્રીના સુખનું, ગૃહ મંદિર શોભાવે પતિ સંગે;
પુષ્પ પાંખડી અર્પી, જીવન સાર્થ નીજ કરી ઉછરંગે.

તંત્રી, શેઠ દેવચંદ દામજી-કુંડલાકર.

વ્યવસ્થાપક, ગુલાબચંદ લલ્લુભાઈ શાહ.-ભાવનગર.



પુ. ૨ જું. મે-૧૯૧૮ અંક ૩ જો.

# મહાત્મા કેશવચંદ્રસેનનો સંદેશો.

સ્ત્રી જાતિની માનસિક રચના તરફ લક્ષ આપીને અને સમાજમાં એનું કામ અને એનું સ્થાન શું છે તેનો વિચાર કરીને વિશિષ્ટ સ્થિતિને અનુરૂપ એવું શિક્ષણ આપવું એ આપણો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. સ્ત્રીજાતિનું કાર્ય ક્ષેત્ર અને કર્તવ્ય પુરૂષની માફક સામાન્ય નથી પણ તેથી કંઇ ઓર વિશિષ્ટ છે. તેથી તેનું શિક્ષણ પણ કંઇક વિશિષ્ટ હોવું જોઇએ એમ સૌ કોઇ કબુલ કરશે. સ્વાભાવિક અને રાષ્ટ્રીય પદ્ધતિ અને ખરેખર હિંદુ સ્ત્રી કેવી હોવી જોઇએ તે ધ્યાનમાં લઇને સ્ત્રીઓને શિક્ષણ આપવું એ આપણા અંગીકૃત કાર્યનો મુખ્ય હેતુ હોવો જોઇએ. સ્ત્રીજાતિની ઉન્નતિ ઇષ્ટ છે પણ સમયને અનુવર્તિને ન હોય એવા ધમપછાડામાં તમે પડો નહીં. તમે તમારી પોતાની સ્ત્રીને સંસ્કારી બનાવો પણ શીરજબરીથી ખોટા ડાકડીમાક તેના ઉપર લાદો નહીં. પારકાં નવા નવા રીતરીવાજોના ડોળ ઉપર ખોટી સંસ્કૃતિ ઘડવાનું કાર્ય નિરર્થક છે. તેથીજ આજે હિન્દુસ્થાન અસ્તવ્યસ્ત થઇ ગયું છે. ધાર્મિક અને સામાજીક ઉન્નતિમાં પ્રગતિ સમયાનુસાર થઇ હોય તેની હરકત નહીં પણ તે અખંડ, ચિરસ્થાયી અને રાષ્ટ્રીય હોવી જોઇએ. પારકા દેશનું કેવળ અનુકરણજ કરીને કોઇપણ ઉચ્ચતર હેતુ ધ્યાનમાં નહીં લેવાથી કરેલા કાર્ય આજ નહીં તો કાલ પણ નિષ્ફળ જવાના એ ધ્યાનમાં રાખો.

મયુરભંજનાં ના૦ મહારાણી સાહેબ સૌ૦ સુચારૂદેવી.

# વિષ વૈરાગ્ય.

[ એક ઐતિહાસિક કથાનક ]

( લેખક-રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહ. )

## પરિચ્છેદ ૧૦ મો.

### પર્યટન.

બાવાના જ વેશમાં એકલો પર્યટન કરતો કુમારપાળ કેટલેક વખતે ખંભાતમાં જઇ પહોંચ્યો. ખંભાતના પાદરમાં આવતાં જ તેને જૈનાચાર્ય હેમચંદ્રસૂરિનો મેળાપ થયો. તે કુમારપાળને એવા વિલક્ષણ વેશમાં પણ ઓળખી ગયા અને પોતાને ઉપાશ્રયે તેડી ગયા. ખંભાતમાં હેમાચાર્યે કુમારપાળને ઉદયન મંત્રીના રક્ષણ હેઠળ સોંપ્યો. એ પ્રમાણે કેટલાક વખત સુધી કુમારપાળ ઉદયનના ઘરમાં રહ્યો, પરન્તુ એ વાતની ખબર સિદ્ધરાજને પડ્યા વિના રહી નહિ. કુમારપાળ ઉપરનો દ્વેષ સિદ્ધરાજના મનમાંથી હજી પણ દૂર થયો નહોતો તેથી તેણે કુમારપાળને પકડી લાવવા સારૂ એક સરદારના હાથ હેઠળ ફોજ મોકલી. કુમારપાળ ક્ષત્રિય હતો, પરન્તુ સિદ્ધરાજના જુલમથી નાસી ગયો હતો. તે ઉદયનને ઘેરથી નીકળીને આત્મરક્ષણને સાર ઉપાશ્રયમાં હેમાચાર્યની પાસે આવ્યો. હેમાચાર્યે તેને પોતાના પુસ્તકભંડારમાં છુપાવ્યો.

સિદ્ધરાજે મોકલેલો સરદાર આખા ખંભાતભરમાં કુમારપાળની શોધ કરવા લાગ્યો પરંતુ તેનો કાંઇ પત્તો મળ્યો નહિ. છેવટે રાજાના માણસો ફરતા ફરતા હેમાચાર્યના ઉપાશ્રયમાં આવી પહોંચ્યા અને તેમણે તેમને કુમારપાળની ખબર પૂછી. હેમાચાર્યે તે વખતે કુમારપાળને બચાવવાને જૂઠું બોલવામાં પાપ માન્યું નહિં અને રાજાનાં માણસોને "અહીં કુમારપાળ નથી" એવું કહીને પાછા કાઢ્યા. રાજાનાં માણસો ગયાં એટલે કુમારપાળને પાસે બોલાવીને હેમાચાર્યે કહ્યું. "તારા શિરપરનું મોટું વિઘ્ન ટળી ગયું; હવે તને થોડા વખતમાં સુખ મળશે."

કુમારપાળ હાથ જોડીને બોલ્યો. "મહારાજ! આપનાં દર્શન થયાં ત્યારથી જ અષ્ટસિદ્ધિ અને નવનિધિની પ્રાપ્તિ મને થઇ ચૂકી છે. એમ હું માનું છું. આપની ચરણસેવા મને નિરંતર મળે તેમાંજ મારૂં કલ્યાણ છે. આપની કૃપાથી હું સર્વત્ર નિર્ભય છું.

> यं पालयन्ति विनिवावनया हि नित्यं ।
> किं पीडयते विषधरैः स कदाचनापि ॥

કેટલાક વખત પછી ઉદયનમંત્રીએ રસ્તાનું ખર્ચ આપીને કુમારપાળને ખંભાતમાંથી વિદાય કર્યો, કારણકે એકજ સ્થળે રહેવામાં હવે તેને માટે જોખમ સમાએલું હતું. ત્યાંથી ફરતો ફરતો કુમારપાળ વડોદરે આવ્યો, ત્યાં એક વાણીયાની દુકાને ખાવાને માટે ચણા માંગ્યા. વાણી-

યાએ કહ્યું કે " પહેલાં પૈસા આપો, પછી ચણા મળશે. આથી કુમારપાળને ગુસ્સો આવ્યો, અને મ્યાનમાંથી તલવાર ખેંચી. એથી બ્હી જઇને વાણીયાએ કુમારપાળને ચણા આપ્યા અને કુમારપાળ શાંત થયો. ત્યાંથી નીકળીને કુમારપાળ ભરૂચ પહોંચ્યો. ત્યાંના એક જ્યોતિષીને તે મળ્યો જોશીએ તેજ વખતે કાળી ચકલીને મુનિસુવ્રત સ્વામીના મંદિરના ધ્વજાદંડ અને કળશ ઉપર બેસી આનંદથી કાંઇ ખાતી તથા બોલતી જોઇ, તે ઉપરથી શુભ શકુન માનીને કહ્યુ કે થોડા વખતમાં તારો ઉદય થશે ત્યાંથી નીકળીને કુમારપાળ કોલ્હાપુર પહોંચ્યો. ત્યા એક સર્વાર્થસિદ્ધ નામના યોગીને તે મળ્યો તે યોગીએ પ્રસન્ન થઇને તેને રાજ્યપ્રાપ્તિ તથા ધનપ્રાપ્તિ કરવાવાળા બે મંત્રો આપ્યા. એ મંત્રોની સાધના કુમારપાળે સફળતાથી કરી. ત્યાંથી નીકળીને કુમારપાળ કેરકદેશના કાંતિપુર નગરમાં ગયો અને ત્યાં થોડો વખત રહીને કોલબેપટ્ટણ જઇ પહોંચ્યો કોલંબના રાજાએ કુમારપાળને ઓળખીને તેનો ભારે સત્કાર કર્યો, એટલુ જ નહિ પણ કુમારપાળની યાદગીરી માટે પોતાના રાજ્યમાં કુમારપાલેશ્વર નામનો મોટો પ્રાસાદ બંધાવ્યો. કુમારપાળ ત્યાંથી પ્રતિષ્ઠાનપુર વગેરે અનેક નગરો જોતો માળવામાં જઇ પહોંચ્યો તે મુલકમાં તે ઉજ્જયની નગરમાં પોતાના ભાઇઓ તથા સ્ત્રી વગેરેને મળ્યો, પણ ત્યાં કુમારપાળે મોટા આશ્ચર્ય સાથે પોતાના પરમમિત્ર વોસિરિને પોતાની પત્ની તથા ભાઇઓની સેવામાં ઉપસ્થિત થએલો જોયો ! તેને જોતાં જ કુમારપાળ હર્ષાશ્રુસમેત તેને ભેટી પડયો અને બોલ્યો " વોસિરિ ! તું વળી અહીં કયાંથી આવ્યો ? "

" મહારાજ ! આપની સેવા અધુરી રહી તેથી મારી આ ભવની તપશ્ચર્યા પણ અધુરી રહી જાય તેમ હતુ. આપના તો કશા સમાચાર મળ્યા નહિ, એટલે પછી આપના કુટુંબની સેવા કરીને મારી તપશ્ચર્યા પૂર્ણ કરૂં છું." વોસિરિએ ઉત્તર આપ્યો.

એ અદ્વિતીય સેવાનો બદલો પોતે કેવી રીતે વાળી શકશે તેનો મોટો વિચાર કુમારપાળને થવા લાગ્યો. પોતાના ૫૦ વર્ષના જીવનમાં કુમારપાળે કોઇપણ આવો મિત્ર જોયો કે સાંભળ્યો નહોતો.

ઉજ્જયિનીમાંથી પોતાની સ્ત્રી તથા વોસિરિને લઇને કુમારપાળ દશપુર નગરમાં ગયો. ત્યાંથી તે ચિત્તોડ ગયો. ચિત્તોડમાં થોડો સમય ગુજારીને તે પટણાનગરમાં ગયો. ત્યાંથી જુદાં જુદાં નગરોમાં પર્યટન કરીને છેવટે તે ગુજરાતના પાટનગર પાટણમાં આવી પહોંચ્યો. (ચાલુ)

---

સુધરેલ ચરણા,

## શ્રીયુક્ત-સવૈયા.

( લે૦-રા. ગોપાલજી હરીભાઇ દેસાઇ-વેરમાકર. )

વસ્ત્રાગી ક્યા જગમાં વાધી ફેશનમાં જન સૌ ફરતા,
ખાવા ઘરમાં મળે નહીં પણ ઉપર ભપકો બહુ કરતા.
સ્ત્રીઓના સમુદાય મહી પણ જ્યાં ત્યાં ચર્ચા એ ચાલે,
બારીક વસ્ત્રો અંગ સજીને કઇ કઇ સ્ત્રી મોજે માહલે.

કોઇ નારી મન ખ્યાલ કરે છે આ દુનીયા સૌ છે સુખી,
ફેશનમાં ફરતી સૌ સ્ત્રીઓ મારે સીદ થાવું દુખી;
અર્ધ નગ્ન ફરવાથી કઇ જન રસીયા મુજપર લોભાશે,
ફરીશ ફોકડી થઇને હું તો મન ગમતા ભોગો થાશે.
કનકતારા કેરી બંગડી મુજહાથે બહુ શોભે છે,
રાજા વરગની એથી સારી પેહરવા મન લોભે છે;
શીર કેશોની વેણી ગુંથી સુંદર શેથો પાડીશું,
ભરી બજારે ચાળા કરતાં ઠમકે ઠમકે ચાલીશું.
ઉચી એડીના બુટો પેહરીશ પાનીશ પણ હમેશ ત્યારે,
ગોળા વિના હવે ન ચાલે શોખ અધુરો નહીં રહેશે;
ભરી મુખ તાંબુલની પછી મુખડું રાતું કરવું છે,
જુવાનીનું જોર જણાવી નજરે નરની ફરવું છે.
પહેરવેશ પુરાતન કેરો (અમ) સુધરેલાને નહીં ફાવે,
રંગ બેરંગી ભાત ભાતની ફેશન ફેન્સી બહુ આવે,
ઉર એની ઉર્મીઓ ધારી નારી કંઇ વંઠી ચાલી,
વિષય વાસના અતીશે કેરી આખર મન રહે છે બાળી.
પતી પોતાનો રીઝવવામાં દુખીયારી બહુ થાતી છે,
પર પુરૂષનો પ્યાર મેળવતાં ભારે માર પણ ખાતી છે;
જેવી સ્ત્રી તેવીજ પ્રજાથી દુનીયા આગળ વધતી છે,
અધોગતીમાં આર્ય પ્રજા આ દીવસે દીવસે જાતી છે.
પ્રાચીન કાળની આર્ય સતીઓ પરનો સ્પર્શ નહી કરતી,
બંગડી પહેરવા કારણ આજે મલેચ્છ કરમાં કર દેતી;
પતી જીવનનુ પૂર્ણ સુખ લઇ મુવા પછી પણ સંગ જતી,
કંચન વર્ણી કાયા બાળી પીયુની સંગે ભસ્મ થતી.
તેવી સતીઓ દીલહુંભીપર ઢાલ નથી કો મેં દીઠી,
વિષય અંધ ને વ્યભિચારણી કુલટાઓ ઘર ઘર બેઠી;
વડીલ શું વઢકારી થઇને ઝાઝા બોલો બોલે છે,
સાસુ સાસરો જેઠ પતી એ સૌને તરણે તોલે છે.
યુગ આજે બદલાયો જાણો ખરો કળીયુગ આવ્યો છે,
અન્ય દેશ સુધારે ચડતાં આર્ય દેશ બદલાયો છે;
દેશ સુધારા કારણ સુંદર છંદ બનાવ્યા ગોપાળે,
વાચીને અંતરમાં ધરજો કષ્ટ પ્રભુ સહુના ટાળે.



# પ્રમુદા કે પતિ-ભક્તિ.

( લે.—શા. શુકલ નર્મદાશંકર હરગોવિન્દ. ખારાપાટ. )

"પ્રભુ રાજી, જગત્ રાજી; પરોપકારે, હૃદય રાજી."

સુવર્ણપુરમાં અષાડ પૂર્ણિમાની સાંજે "મહામંદિર"માંથી અસંખ્ય સ્ત્રી-પુરૂષોના વૃન્દો દર્શન કરી પોતપોતાના સ્થાન પ્રતિ પ્રયાણ કરી રહ્યાં હતાં, જે માંહેના કેટલાએક ભાવિક સજ્જનો "ગોવર્ધનનાથકી જય"ની પ્રચંડ અને ઉત્સુક ગર્જનાઓથી સરીયામ રસ્તાને ગજાવી મુક્તાં આગળ ચાલતાં હતાં. આથી મહામંદિરમાં આનંદોત્સવ સાથે માંગલિક મહોત્સવ ઉજવાયો હોય, એમ દૃષ્ટિગોચર થતું હતું. મહામંદિરના તદ્દન નજીકના ભાગમાં એક વિશાળ ગૃહસ્થાલય આવી રહેલું હતું, જેના અગ્રભાગમાં સુગંધિદાર પુષ્પઝાડના રોપાઓનાં કુંડાઓ ઉત્તરોત્તર ગોઠવી મૂકેલાં હતાં, જ્યારે મધ્યમાં વારિ-યંત્ર આવી રહેલું હતું. ગૃહસ્થાલયને આગળ ખુલ્લી ગેલેરી કાઢવામાં આવી હતી, જેમાં એક કૌમારી ખુરસી ઉપર બેઠેલી હતી, જેનું વય બારેક વર્ષનું હોય તેમ તેની મુખ-મુદ્રા ઉપરથી અડસટવામાં આવતું હતું. બાર વર્ષની કૌમારીની ઉત્સાહિ ચંચલતા પ્રેક્ષકવર્ગને આકર્ષણ કરતી હતી. વર્ષાદથી જમીન તદ્દન લીલાશ મય હતી, જેથી સ્ત્રી-પુરૂષો વિગેરે ધીમે પગલે પોતાના કાર્ય માટે આવજાવ કરી રહ્યાં હતાં. તે કૌમારી પોતાના હાથમાંના પુસ્તકમાં દર્શાવેલા વિચારો પરત્વે નિદીધ્યાસ કરી રહી હોય તેમ ધ્યાનસ્થ બેઠી હતી, તે અરસામાં સામેથી કોઇ વ્યક્તિને આવતાં જોઇ બોલી, "રાધાબ્હેન!" આવો. "ઘણું વખત થયાં તમારાં દર્શન દુર્લભ હતાં, જેથી આજે તમને જોઇને હું અત્યાનંદ પામી છું." "પ્રમુદાબ્હેન" જાણતાં તો હશોજ કે હું સુવર્ણપુર છોડી બહારગામ ગઇ હતી." રાધાએ ગુપ્ત સ્મિત કરી કહ્યું. શ્વસુરગૃહને દીપાવવાને ગઇ હતી તેમ નહિ બોલતાં જે અગત્યની વાત તમો સંતાડો છો તે શું સારૂં કહેવાય કે? પ્રમુદાએ સ્હેજ મશ્કરીમાં ટકોર કરી. "કાંઇજ નહિ બ્હેન! મ્હારે અસત્ય શા માટે બોલવું જોઇએ? સ્ત્રીઓ પુરૂષના ગૃહરાજ્યની અધિષ્ઠાતા તરીકે સરજાએલી છે, જેથી તેણીએ સંપૂર્ણ રીતે વ્યવહાર કુશલાદિ કાર્યોમાં પારંગત થઇ, શ્રી પરમાત્મા તરફથી સુપ્રત થએલી પ્રત્યેક પ્રકારની ફરજો પાત પ્રત્યે ચોક્કસ અદા કરવી જોઇએ, અને તેજ પ્રમાણે ગૃહરાજ્યના કાર્યાલયની પ્રવેશપોથી અનુભવવા ગઇ હતી" રાધાએ ઉત્સુક હૃદયે ઉત્તર દીધો. "ખરેખર રાધા! ત્હારૂં કહેવું યથાર્થ છે. કેટલાક ઈંગ્રેજી કવિઓના ક્વોટેશન્સનું મ્હને અત્યારે સ્મર્ણ થાય છે. "Women are lights and lamps to men" પુરૂષોના ઘરને ઉજ્વલિત જ્યોત માફક દીપાવનાર સ્ત્રીઓ છે. પ્રમુદાએ પોતાની કીશોરાવસ્થામાં તિવ્રબુદ્ધિનો-ઉત્સાહિ દાખલો આપતાં કહ્યું. અહો! પ્રમુદાબ્હેન! તમારી ઉમ્મર નાની છતાં તમો અભ્યાસમાં ઠીક વધતાં જાવ છો. રાધાએ આશ્ચર્યતાથી કહ્યું. ખરેખર બ્હેન, સ્ત્રીઓની પતિ પ્રત્યેની ફરજ ઘણીજ શ્રેષ્ઠરૂપ અને સર્વોત્કૃષ્ટ છે. કિશોરાવસ્થામાં નિર્દોષ આનન્દ મેળવવાનો છે, તે પછીની સ્થિતિમાં ગૃહ-કાર્યાલય માટે વ્યવહારોપયોગી થતાં કાર્ય માટે પ્રવૃત્તિ કરવાની છે, અને તેજ પ્રવૃત્તિ પ્રત્યે મ્હારૂં લક્ષ ખેંચાવા માંડયું છે, જેથી અમુલ્ય

વખતનો સદુપયોગ કરૂં છું. પ્રમુદાએ પોતાની અભિલાષાનું સ્પષ્ટીકરણ કરતાં કહ્યું. ઇંગ્લીશ અભ્યાસ પણ ચાલે છે કે શું ! આશ્ચર્ય પૂર્વક રાધાએ પ્રમુદા પ્રતિ જોઇ પૂછ્યું. સ્વપ્રયત્ને એ, બી, સી, ડી શિખી, ધી ટીચરની પૂર્ણાહુતિ કરી, 'પાઠમાળાના કેટલાક નિયમો પ્રતિ હાલમાં લક્ષ દોરાવું છું. તેમજ થોડા વખતમાં ઇંગ્લીશ ભણાવનાર હુશીઆર માસ્તર મને સુપ્રત થાય, તે દરમ્યાન સ્ત્રી ઉપયોગી ઇંગ્લીશ રહેલી બુકોનું વાંચન પણ સતત્ જારી છે. પ્રમુદાએ ઉત્તર વાળ્યો. બ્હેન ! તમારો ભણવા પ્રત્યેનો પ્યાર તમારી ઉત્સાહિ પ્રવૃત્તિની સાબિતી આપે છે, તે ઘણુંજ પ્રશંસા પાત્ર છે, એટલુંજ નહિ પરંતુ તમારા ગુણાનુવાદની અસ્થિરતા તમારા યોજેલ મનોભાવની સાક્ષી સમર્પિત કરે છે. રાધાએ પ્રસન્ન વદને કહ્યું. પ્રમુદાએ થોડો વખત આંખો બંધ કરી ચિંતવન કર્યું, અને ત્વરિત ખુશી કરી કહ્યું–સાંભળ ! રાધા, ખરેખર આ સંસારમાં સ્ત્રીની પદવી શ્રેષ્ટ છે, સંસારમાં સ્ત્રીને અનેક ફરજો શ્રી પરમાત્મા તરફથી સુપ્રત થએલી છે તેણે પોતાનો સંસાર વ્યવહાર ચલાવવા માટે પોતાના પતિને યથેચ્છ એક મિત્ર તરીકે મદદ કરવાની છે. જો સ્ત્રીઓને ગૃહ–કાર્યાલયને લગતા કેટલાક કામને અનુસરી કેળવણી આપવામાં આવે તો, ઘણુંજ શ્રેયસ્કર અને લાભપ્રદ છે. કારણ કે તેઓના ઉપર સંસારમા વ્યવહારાદિ પ્રવૃત્તિ સર્વ પ્રકારે અવલંબી રહેલી જોવામાં આવે છે. પુરૂષે સંસાર ચલાવા માટે ઉદ્યમ કરી આજીવિકાર્થે યોગ્ય પ્રવૃત્તિ કરવાની છે, જ્યારે સ્ત્રીએ ગૃહ–કાર્યમાં દક્ષતા મેળવી પોતાના ઘરની શોભા અને આબરૂ અવિચ્છિન્ન રાખવાની છે, એટલુંજ નહિ પરંતુ અભિવૃદ્ધ કરી અધિકતર મેળવવાની છે, તેમજ પ્રાપ્ત કરેલા જ્ઞાનનો સદુપયોગ કરી પત્નિ તરીકેની પતિ પ્રત્યે ઉજ્વલિત ફરજ સતત્ બજાવવાની છે. સ્ત્રીએ પોતાનું જીવન પતિ સાથે સાનુકુળ સંયોગોમાં રહી, સુખ દુ:ખની ભોક્તા બની, અત્યોત્તમ પ્રેમાગાર ગાળવું જોઇએ કે પતિભક્તિમાં અવલંબી રહેલું ગૌરવ પોતાના યશસ્વી સદ્ગુણોની સાબિતી આપે. સ્ત્રીઓને અપાતા ઉચ્ચ જ્ઞાન ઉપર દેશના ઉદયનો આધાર પણ અવલંબી રહેલો

બાળકોને જન્મથી કેળવનાર માતા છે, જેથી બાળકોની ભવિષ્યની સ્થિતિનો આધાર પણ

। તરફથી અપાતી કેળવણીને સુપ્રત થએલો પ્રદર્શિત થાય છે. ઇંગ્લીશ કવિ જી–હરબર્ટે કહ્યું છે કે–"One good mother is worth a hundered School master" એક સુજ્ઞ માતા તે એક સો શિક્ષકની બરાબર છે, એટલે કે કિશોરાવસ્થામાં માતા તરફથી જેવું જ્ઞાન આપવામાં આવે છે તેજ પ્રમાણે બાળકો અનુકરણ કરે છે. માતા પોતાના બાળક પ્રત્યેની ફરજ યથાસ્થિત જાણી બાળકના તેમજ પોતાના શ્રેયાર્થે બાળકને સુગ્ર રસ્તે ચલાવવાનો ભગીરથ પ્રયત્ન કરે તો ખરેખર ઉમ્મરે પહોંચેલ બાળકનું વર્તન, માતાએ યોગ્ય ફરજ બજાવ્યાનો સીધેસ સ્તુત્ય પ્રયાસની સાક્ષી આપશે." પ્રમુદાએ પોતાના અંતરમાં રમી રહેલા ઉદ્ગારો પ્રસન્ન વદને કાઢ્યા. રાધાએ કહ્યું–બ્હેન ! પ્રમુદા, તમારા હૃદયમાં આવા સુજ્ઞ અને ઉચ્ચ વિચારો રોપાએલ છે તે બીલકુલ હું જાણતી નહોતી, પરન્તુ હવે તમારા થોડા સમયના પરિચયે તમારા જ્ઞાન સબંધેનો મારા હૃદયમનો અંધકાર નષ્ટ કર્યો છે.

"રાધા" મ્હારો બધો વખત હું સ્ત્રી / ઉપયોગી આખ્યાયિકા વાંચવામાં વ્યતિત કરૂં છું, એટલું જ નહિ પરન્તુ સ્ત્રી–સંસ્થાના આદર્શીય સંસ્કારોને અત્યુત્તમ સ્થિતિએ મુકવા અર્થે કયા કયા અંગભૂત પ્રયાસોની આવશ્યકતા છે, તે નિરંતર શોધ્યા કરૂં છું પ્રમુદાએ ઉત્સાહપૂર્વક કહ્યું. "બ્હેન પ્રમુદા ! વિના અતિશયોક્તિએ કહું છું કે તમારી ઉમ્મરના પ્રમાણમાં સ્વપ્રયત્ને થતી પ્રવર્તિ એક સંસારમાંની "ગૃહ–કાર્યાલય"ના નેતા તરીકે પ્રદર્શિત થાય છે.

પરન્તુ જ્યારે પરોપકારાર્થે પ્રસિદ્ધિમાં મુકાશો ત્યારે ખરેખર સર્વોત્કૃષ્ટ પ્રશંસાને પાત્ર નિવડશો." રાધાએ ખુશી થતાં કહ્યું, " રાધા ! હું ધન્યવાદની ઇચ્છાથી કોઇ પણ પ્રકારની પ્રવર્તિ કરતી નથી, પરન્તુ મારા ઉપર થોડા વખતમાં ગૃહણી તરીકેની ફરજ સ્થાપિત થાય, તે અવસ્થ તેના માટે સર્વ પ્રકારે સર્વજ્ઞ બની, ગૃહ–રાજ્યના કેન્દ્ર સ્થાનમાં, અતિ પરિશ્રમે સમજવામાં આવેલ સ્ત્રી તરીકેની ફરજ મ્હારા ભગીરથ પ્રયત્નો સાથે મુકાય, અને તે પરત્વે સ્ત્રી સંસ્થાનું લક્ષ દોરાય તોજ લીધેલ પરિશ્રમ સત્કારને પાત્ર નિવડશે એમ જાણી પ્રત્યેક પ્રવર્તિના લક્ષ્યબિન્દુ તરફ વહન કરૂં છું " પ્રમુદાએ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું.

રાધાએ આગળ ચલાવતા કહ્યું બ્હેન ! ત્હમારી ચાલાકતા અને કાર્ય પરત્વેની ઉત્સુકતા જોઇ અન્ય વ્યક્તિ પણ ઉદ્યમી બને છે

વળી રાધા ! પુજ્ય પીતાશ્રી તરફથી નોકર ચાકર વિગેરે રાખવામાં આવ્યાં છે છતાં ગૃહ–કાર્યાદિક હું જાતેજ કરૂં છું, અને તે સર્વમાં ઘણીજ સારી રીતે પારંગત થઇ ચુકી છું. ગૃહ–કાર્યાદિકથી અંગને પુરતી કસરત મળે છે, અને તેથી શરીર હમેશાં તન્દુરસ્ત રહે છે, અને દિવસ આનંદમાં વ્યતિત થાય છે આપણા હિન્દુશાસ્ત્રમાંના નિતીના પાઠો પણ વાંચું છું, તેમજ દહાડાનો અમુક ભાગ નિયમિતપણે દેવસેવા અને સ્તોત્રાદિક ભણવામાં ગાળું છું " પ્રમુદાએ વિશેષ ઉમેરણ કરતાં કહ્યું. "તમો કીશોરાવસ્થામાં હોવા છતાં પણ કેટલી પ્રવર્તિ કરો છો, જ્યારે શહેરમાંની તમારી સમાન વયની બાલિકાઓ તદન આળસુ અને પ્રવર્તિ વિનાની ગોથા ખાતી માલુમ પડી આવે છે, જો કે યોગ્ય કેળવણી આપનાર તમારા માતાને તમોએ ઘણા વખત થયાં હમેશને માટે ગુમાવ્યા છે, પરન્તુ તમારી જાહેર હિમત અને સહનશીળતા બહુજ આકર્ષક છે." રાધાએ કહ્યું. "રાધા ! સર્વસ્વ પ્રથમ મનોભાગ ઉપર આધાર રાખે છે, જેમ જેમ ઉચ્ચ વિચારો હૃદયમાં પ્રગટ કરવામાં આવે છે, તેમ તેમ વિચારોનું લક્ષ્યબિન્દુ ઉચ્ચત્તર પ્રમાણમાં આગળ વધે છે, અને તે પ્રતિ સતત્ પ્રયાણ કરવાની જ આકાંક્ષા રહ્યા કરે છે " પ્રમુદાએ ઉત્તર આપ્યો.

પ્રમુદા અને રાધા વચ્ચે ચાલતી વાતચીત દરમ્યાન એક યુવક ધીમે પગે ચાલતો હતો, વર્ષાદને લીધે જમીન ઉપરના છંટકાવથી પગ લપસી જાય નહિ તેની બારીકીથી નજર રાખતો ચાલતો હતો, પરન્તુ " ગૃહસ્થાલય." પાસેથી આગળ જતાં તેની દૃષ્ટિ ગેલેરીમાં ચાલતી વાતચીત તરફ ગઇ, અને જે સાંભળવા માટે આગળ ચાલવાની ગતિમાં રહેજ ખલેલ પહોંચે તે પહેલાં તો યુવકે પૃથ્વી માતાને સાષ્ટાંગ દંડવત કર્યા અને એકદમ બેશુદ્ધ સ્થિતિ યુવકની થઇ ગઇ.

યુવકે તદન સાદો પોશાક પહેર્યો હતો, તેનું મન ભિન્ન ભિન્ન પ્રકારના તરંગોથી ગુંચાઇ વિહ્વળ બન્યું હતું. એમ ત્હેની હસમુખી મુખાકૃતિ ઉપરથી જણાતું હતું. અચાનક પૃથ્વી ઉપરના પછાડને લીધે યુવક ગંભીર સ્થિતિમાં આવી પડ્યો હતો. રસ્તે આવજાવ કરનાર વ્યક્તિમાંથી કોઇપણ શખ્સ યુવકની પાસે જઇ સંપૂર્ણ સભાળ લેતું નહોતું, જેથી યુવક રાહીયામ રસ્તા ઉપર નિરાધાર હાલતમાં પડ્યો હતો બેશુદ્ધ સ્થિતિમાં આવી પડેલ યુવક તરફ દૃષ્ટિ કરી પ્રમુદાએ કહ્યું બ્હેન ! રાધા ! " ખરેખર બિચારો રસ્તે ચાલતાં પણ કેવી દયાને પાત્ર થયો ! શું આપણે ત્હેને યોગ્ય મદદ નહિ કરવી જોઇએ ? " રાધાએ કહ્યું " હમણાં થોડીજ વારમાં તે બેઠો થઇ તેના ઘર તરફ જશે, આપણે ત્હેની સાથે શું સબંધ છે ? " પ્રમુદાનું હૃદય દયાળુ હતું, જ્યારે રાધાનું અંતર સ્વાર્થમય હતું. " પરોપકાર સાથે દરેક વ્યક્તિએ દયાશીલ થવું

બોલી શક્યાં કે " અહોહો રામ ! આમ કેમ થવા પામ્યું ? " ગદ્‌ગદ્ થઇ જતાં જેમની વાણી સ્પષ્ટ ઉચ્ચારી શકાતી નથી, એવા સ્નેહસાગર રામે સીતાના દેહને પોતાના ભૂજદંડથી અધ પકડી રાખી કહ્યું " પિતાનું વચન શિરોધાર્ય માનવું. માતા કૈકેયીએ માગેલાં બે વચન પ્રમાણે એક વચનથી ભરતને રાજ્ય અને બીજા વચનથી મને વનવાસ મળે છે. તમે હવે ભાઇ ભરતની છાંયામાં રહીને વૃદ્ધ માતાપિતાની સેવામાં કમી આવવા દેશો નહિં. હે સીતા ! તમે હંમેશાં મારૂં કહ્યું માન્યું છે તેથી આ પણ વચન માનજો, મને રજા આપો એટલે હું સુખેથી પ્રયાણ કરૂં."

સીતા—પ્રભુ ! આપ આ શું કહો છો ? આપના રાજ્યભંગના સમાચારથી હું મરણ તો પામી ચુકી છું, તેમાં વળી આપ મને ત્યાગવાનું જણાવી શબ ઉપર પ્રહાર કરવા જેવું કાં કરો છો ? હે મારા આત્માના રામ ! મેં આપનો એવો શો અપરાધ કર્યો છે કે આપ મને ત્યાગશો ? સીતા અત્યંત કલ્પાંત કરીને કહેવા લાગ્યાં.

હે પ્રભુ ! સ્ત્રીને માતાપિતા, ભાઇભાંડુઓ અને વ્હાલાં એવાં સગાંસંબંધી એમાંનું કોઇ સાચું સ્થાન નથી. કેવળ પતિજ ગતિરૂપ છે એમ શાસ્ત્રો કહે છે તો, હે નાથ ! આપના વિના હું કેમ રહી શકું !

રામ—હે સદ્‌ધર્મચારિણી ! તમે કહો છો તે સાચું છે, પરંતુ તમે સુકુમાર છો. મહારાજ જનકનાં લાડકવાયાં પુત્રી છો, પિતાજી દશરથનાં પુત્રવધૂ છો, તમે દુઃખનાં સ્વપ્નાં પણ જોયાં નથી. હે દેવી ! તમારે વિના કારણે વનમાં આવવું ઉચિત નથી, મને વનવાસ મળ્યો છે તે હું જ ભોગવીશ.

સીતા—આપ આમ શાસ્ત્રમાં નહીં કહેલાં વચન સંભળાવી મને ધર્મથી ચલિત કેમ કરો છો ? હે દેવ ! મને સાથે લ્યો. માતાપિતાએ કન્યાનું દાન કર્યા પછી તે કન્યા પતિનીજ અનુચારિણી થાય છે, પતિનું અરધું અંગ બને છે. હે સૂર્ય સરખા તપોબળવાળા રામ ! પિતાજીએ આપને વનવાસ આપ્યો તેના સાથે મને પણ વનવાસ મળીજ ચુક્યો છે.

રામ—દેવી વનનાં દુઃખ તમારાથી સહ્યાં જશે નહિ. અસ્થિને હચમચાવનારી ઠંડી, શરીરને દઝાડી નાંખનારો તાપ, વરસાદની મુશળ ધારાઓ, હિંસક પશુઓની ગર્જનાઓ, ફાડી ખાનારાં વનનાં વિકાળ વનચરો તરફથી અવારનવાર ઉપજતો ભય એ સર્વનાં હે સુકુમારી ! તમે દુઃખ સહી શકો નહીં. રામે તેમના પૃષ્ઠભાગપર હસ્ત ફેરવતાં કહ્યું.

સીતા—વનસ્વામી આપ મને આમ શા માટે અવરોધ કરો છો ? મેં આપનો શો અપરાધ કર્યો છે ? આપની સંગે નિવસતાં દુઃખો મને સુખરૂપ લાગશે, આપની સાથે હું છું તો દેવોના રાજા શક્રનો પણ મને ભય નથી, પતિ સાથે સુખદુઃખ સહવાનો પત્નિનો ધર્મ છે. મહારાજ ! એ ધર્મમાંથી મને ચલિત ન કરો.

બે હાથ જોડી સીતા રામનાં ચરણમાં પડે છે અને અશ્રુપાતથી રામના ચરણનું પ્રક્ષાલન કરે છે, રામ તેમના બે હસ્ત ગ્રહી ઉભાં કરતાં કહે છે.

રામ—સુંદરી ! ઉભાં થાઓ, જુઓ આ સુંદર મહેલો, આ સેવામાં હાજર રહેનારી દાસદાસીઓ, દેવપૂજન વિગેરે ધર્મસાધનો તમારી પાસે છે, આપણા વિયોગ દરમ્યાન તમો ધર્માચરણ કરજો, વનનાં દુઃખો દેવી ! એવાં તો છે કે તમારાથી સહી શકાય નહીં.

શ્રીરામ વનનાં દુઃખ વર્ણવી બતાવે છે.

સીતા—પ્રભુ ! મેં આપને કહ્યું કે એ સર્વનો મને ભય નથી, આપ ત્યાં હું, પુરૂષ ત્યાં પુરૂષની છાંયા ( પડછાયો ) તેમ પતિ ત્યાં પત્નિ.

રામ—સદ્‌ગુણસંપન્ન સીતા ! પણ મારૂં મન તમને સાથે લઇ જવાનું નથી.

અતિ રૂદન કરતાં સીતાએ કહ્યું

મારો એવો શો અપરાધ છે ? કુમારાવસ્થામાં હું આપને ત્યાં આવી, બહુ દિવસો મે આપનામાંજ અચળભક્તિ રાખી વીતાવ્યા છતાં હે ધર્માત્મા ! આપને શું મારો વિશ્વાસ નથી કે આપને મને સાથે લઇ જતાં કંઇ ભય લાગે છે ? હે મર્મવિદ્ ઘનશ્યામ ! આપ નક્કી સમજો કે ચંદ્ર વિના ચંદ્રકમળ મૃત્યુજ પામે છે તેમ રામના વિના સીતા જીવવાની નથી. અહીંનાં સર્વ સુખો અગ્નિના અંગારા સરખાં છે હે રઘુવર ! આપજ મારી ગતિરૂપ છો.

રામ—દેવી ! તમે ઘણાં સુંદર છો અને વનમાં રાક્ષસો વિગેરેનો ઘણો ભય છે હે સુંદરી ! તમે ધૈરજ રહો એ શ્રેષ્ઠ છે

રામનો આમ નિશ્ચય જોતાં સીતા કંપાત કરી વક્રોક્તી કરીને રૂદન કરતાં બોલે છે

સીતા—અરેરે ! રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામ પુરૂષના વેષમાં આમ સ્ત્રીજાતિ છે એ જો જનકરાજા જાણતા હતે તો પોતાની સીતાને આપત નહીં, અને એક સામાન્ય દુર્મિતીની સ્ત્રી જે પરપુરૂષના સોંદર્યને નીહાળ્યા કરે તેવી જો સીતા હતે તો પૃથ્વી તેને જગ્યા આપી ભાર સહન કરત નહીં હે પુરૂષવ્યાઘ્ર રામ ! આપના વિના સીતા જીવવાની નથી એ નક્કી માનો

આ પછી સીતાએ ઓધર્મ કહીને રામને મનાવ્યા, અને આટલું કહ્યા છતાં સ્વામિ માનવાના નથી એમ જાણી સીતા જમીનપર અચેત થઇને પડ્યાં, સ્નેહસિન્ધુ રામ જેનાં નયનોમાંથી આ



આત્મજ્ઞાની પુરૂષોથી દયા તજી શકાતી નથી તેમ હે પ્રિય ! ઉઠો હું તમને તજી શકતો નથી.

કરૂણ રસીક સાધ્વીપતિનું હૃદય ચીરાઇ ગયેલું જોઇને અને પોતે જશે તો સીતાનાં પ્રાણ રહેવાનાં નથી એમ જાણી લઇને પ્રેમપૂર્ણ હૃદયે સીતાના કરદ્વય ગ્રહીને રામે તેમને પોતાના વક્ષઃસ્થળ ભણી લેતાં કહ્યું " આર્યપુત્રી ! આત્મા વિનાનો દેહ જેમ છે તેમ તમારા વિનાનો હું છું આમ કહી રામે સીતાને ઉછંગમાં લીધાં અને પોતાની સાથે આવવાની અનુજ્ઞા આપી.

☞ ધન્ય છે દેવી સીતાના સતીત્વને !



# જ્યોત્સ્ના.

( લેખક—રા. હીરાલાલ રણછોડદાસ. )

( ગતાંકના પૃષ્ટ ૨૫ થી ચાલુ. )

ઉપર્યુક્ત ઘટનાને આજે પાંચ દિવસનો અવધિ થવા આવ્યો હતો, એટલે કે જે રા જ્યોતિકાન્ત અને ડૉ૦ મનોહરલાલ રુગ્ણયુવકને ત્યાં આવ્યા હતા તે રાત્રિ ગુરૂવારની હતી અ આજનો દિવસ રવિવારનો હતો. આટલા અલ્પ કાળમાં પણ ડૉ. મનોહરલાલની કાળજી ત લાગણીથી કરાયેલા ઉપચારના યોગે તે યુવકની શારીરિક સ્થિતિમાં બહુજ સારી સુધારણા થ લી પ્રત્યક્ષ જોવામાં આવી શકતી હતી. જે રાત્રે જ્યોતિકાન્ત અને ડૉ. મનોહરલાલ એ પરોપ કારના કાર્યમાં તલ્લીન થયા હતા, તેજ રાત્રે એક અતિશય અગત્યની ઘટના બની હતી અ તેથી તે ઘટનાનો અહીં ઉલ્લેખ કર્યા વિના આજના બનાવો અસંબંધ લાગવાનો સંભવ છે.

લગભગ તેજ અરસામાં એટલે કે, રાત્રિના આઠેક વાગ્યાનો શુમાર થયો હશે, તે વેળાએ એક યુવકે ન્યૂ મૅરિન્સ્ લાઇન્સ્ પરના બેઠા ઘાટના એક બંગલામાંથી નીકળી, દરવાજાપર ઉભેલ વિક્ટોરિયામાં બેસી ગાડીવાળાને ગાડીને ચોપાટી તરફના રસ્તે લઈ જવાનો હુકમ ફરમાવ્યો હજી તો તે યુવક પોતાના મોઢામાંની સિગારનો સંપૂર્ણ ઉપભોગ લઇ શક્યો નહોતો એટલામ તો ધારેલા સ્થાનથી પણ ગાડી આગળ નીકળી જવાનું ભાન થતાં અને તે રસ્તો આડો હોવાથ પુનઃ તેણે બુમ મારીને વિક્ટોરિયાવાળાને સીધા હાથપરના નાકા પાસેના 'દ્વારકાલય' તરફ જ વાનો હુકમ ફરમાવ્યો. ગાડી હાંકનારે ઘોડાને તે તરફ વાળ્યો અને તે વેલર ઘોડો આંખ બંધ ક રીને ઉઘાડીએ એટલી વારમાં—નિમેષ માત્રમાં તે સ્થાનમાં આવીને ઉભો રહ્યો. 'દ્વારકાલય'ન સ્વામી દ્વારકાદાસ શેઠ પણ એ ગાડીમાં આવનાર વ્યક્તિની વાટ જોતાજ ઉભા હોયની ! તેવ રીતે અતિશય શૈત્ય હોવા છતાં પણ બારીમાંથી રસ્તાપર દૃષ્ટિપાત કરી રહ્યા હતા, તે યુવ કને આવેલો જોતાં જ તેમણે ભૈયાને 'ભૈયા, શંભુલાલ શેઠકો દીવાનખાનેમેં બેઠો, એ પ્રમાણેની આજ્ઞા આપી દીધી અને તેમણે પોતે પાછળના ભાગમાં આવેલા બહુજ વિપુલ ભૂમિને રોકતા, દેદીપ્યમાન અને પાશ્ચાત્ય પદ્ધતિ તથા પાશ્ચાત્ય વસ્તુઓવડે શૃંગારેલા તે દીવાન ખાનામાં પ્રવેશ કર્યો, ત્યાં આવ્યા પછી તે આવનાર વ્યક્તિને ઉદ્દેશીને 'દ્વારકાલય' ના માલિક સાહેબ બોલ્યા કેઃ—

" વેલ મિસ્ટર શંભુલાલ, આજે બપોરે તમોએ મારી ઑફિસમાં જે કાર્ય બતાવ્યું છે તે માટેની જો કે મેં સર્વ યોજના કરી રાખી છે અને તમારી ઇચ્છા અનુસાર 'Modern Banking Corporation Ltd' ના મૅનેજીંગ ડાયરેક્ટર મિસ્ટર જૉન્‌જૉન્સ્‌ને અહીં બો લાવ્યા છે કે જેઓ અહીં આવતાજ હશે, છતાં પણ મારી એવી સલાહ છે કે, તમો પોતે આવી નજીવી બાબતમાં જે આટલું બધું સાહસ ખેડો છો તે ન ખેડો તો વધારે સારૂં; કારણ કે એ સાહસ સર્વથા અયોગ્ય છે. "

" જુઓને શેઠ, સર્વ કોઇની પસંદગી એક હોઈ શકતી નથી. " શંભુલાલે પોતાના વિ-

ચારોને દર્શાવવાનો આરંભ કર્યો "અને આપ મારૂં આટલું કાર્ય અવશ્ય કરી આપશો, એવી મારી ખાત્રી હોવાથીજ મેં આ કાર્ય કરી આપવા માટેની આપને પ્રાર્થના કરી છે. આ કાર્ય યોગ્ય છે કે અયોગ્ય છે એનો વિચાર મારે કરવાનો છે અને આ કાર્ય કરી આપવું કે કેમ, એ-નોજ વિચાર આપે કરવાનો છે." આટલું બોલીને શંભુલાલ મૌન ધારીને શાંતિથી બેસી રહ્યો.

તેના એ ભાષણના ઉત્તરમાં દ્વારકાદાસ શેઠ કાંઇપણ બોલ્યા નહિ; કારણ કે વધારે બોલવાથી પોતાના પોઝીશન તથા અંગ્રેજી એટીકેટના નિયમોનો ભંગ થવાનો સંભવ છે, એવી તેમની માન્યતા હતી. સર દ્વારકાદાસ પાશ્ચાત્ય જે કાંઇપણ હોય તે સર્વ અવશ્ય ઉત્તમ હોવુંજ જોઇએ, એવી માન્યતાવાળા હતા અને તેથી તેઓ બોલવું, ચાલવું, ખાવું, પીવું, રહેવું અને કરવું ઇત્યાદિ સર્વ ક્રિયાઓ અંગ્રેજી નિયમાનુસાર કરવાનુંજ પસંદ કરતા હતા.

આ પ્રમાણે વાતચીતમાં દશેક મિનિટનો સમય પસાર થયો હશે એટલામાં ભૈયો ચાંદીની ટ્રેમાં મિસ્ટર જૉનજૉન્સના નામનો કાર્ડ સર દ્વારકાદાસ આગળ લાવ્યો અને નામ વાંચતાંજ 'સાહબકો અંદર લે આઓ' એવી તેમણે લેવાને તત્કાળ આજ્ઞા આપી દીધી; માત્ર એટલુંજ નહિ, પણ સાહેબને લેવા માટે તેઓ પોતે દીવાનખાનાના દરવાજા સુધી સામા પણ ગયા; કારણ કે, એક યૂરોપીયન ગમે તેવી સ્થિતિનો, ગમે તેવા સ્વભાવનો અને ગમે તેવા ચારિત્ર્યનો હોય, તો પણ તે અવશ્ય માન આપવાને લાયક છે, એવી તેઓશ્રીની દૃઢ માન્યતા હતી.

હસ્તધૂનન આદિ શિષ્ટાચારની સમાપ્તિ થતાં સર દ્વારકાદાસની પાસેનાંજ કીમતી આસન પર સ્થાન લઇને મિસ્ટર જોન્ જોન્સ તેમને ઉદ્દેશીને અંગ્રેજી ભાષામાં કહેવા લાગ્યા કે:-"સર દ્વારકાદાસ, સારૂં થયું કે, હું ઓફિસમાથી નીકળતો હતો તે વખતેજ તમારો ટેલીફોન મને પહોંચ્યો અને તેથી તમારા જણાવ્યા પ્રમાણે આઠ પિસ્તાળીસે અહીં આવવાની વ્યવસ્થા હું કરી શક્યો; નહિ તો અત્યારે બીજાં બે ચાર એન્ગેજમેન્ટ હતાં એટલે મારાથી ભાગ્યેજ આવી શકાત. તે એન્ગેજમેન્ટ્સને મારે આવતી કાલપર મુલતવી રાખવાં પડ્યાં છે."

મિસ્ટર જોન્સે આ પ્રમાણે બોલીને પાશ્ચાત્ય નીતિરીતિનું અને તેની ઉત્તમતાનું યોગ્ય પ્રદર્શન કરાવવા માંડ્યું, કારણ કે, તેઓ સાહેબને કાયદાસરની લૂટ કેમ કરવી એ માટે કાયદાનાં પુસ્તકોના સૂક્ષ્મ અધ્યયન વિના અન્ય કાંઇ પણ કાર્ય કે એન્ગેજમેન્ટ જેવું કાંઇ જ નહિ; અર્થાત્ ખરી રીતે 'દારૂકાસવ' માંથી નીકળીને મલબાર હિલપરના પોતાના મકાનમા પહોંચતા જ તેમનાં સર્વ એન્ગેજમેન્ટોની પૂર્ણાહુતિ થવાની હતી છતાં તેમના ઉપર્યુક્ત ભાષણના ઉત્તરમાં સર દ્વારકાદાસ જાણે તે સાહેબશ્રીએ પોતાપર અસીમ ઉપકાર કરી નાખ્યો હોયની! તેવા ભાવને દર્શાવતા પ્રસન્ન વદનથી અંગ્રેજી ભાષામાંજ બોલવા લાગ્યા કે.-'મિસ્ટર જોન્સ્' જો તમારા કાર્યમાં મેં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય કર્યો હોય અને અત્યારે અહીં આવવામાં તમને કોઇપણ પ્રકારની અડચણમાં આવવું-પડ્યું હોય, તો તે માટે હું નમ્રતા તમારી ક્ષમા માગું છું અને મારી ઇચ્છાને માન આપી ટાઇમસર અહીં આવવાનો પરિશ્રમ લેવા માટે હું અંતઃકરણ પૂર્વક તમારો આભાર માનું છું. હવે હું મૂળ મુદ્દાની વાત પર આવીશ મારા મિત્ર મિસ્ટર શંભુનાથ કે જેમને તમો મેસર્સ શંભુલાલ ચન્દુલાલની કંપનીના માલિક તરીકે સારી રીતે જાણો છો અને તેથી જેમની નવેસરથી ઓળખાણ કરાવવાની આવશ્યકતા નથી-તેમને તમારા હાથે એક ખાનગી કાર્ય કરાવવાનું છે અને તેટલા માટેજ અત્યારે તમને અહીં આવવાનો પરિશ્રમ આપેલો

પડ્યો છું; કારણ કે, તમને અહીં બોલાવ્યા વિના ચાલે તેમ હતું જ નહિ."

સર દ્વારકાદાસના મુખનાં આ વાક્યોને સાંભળી મિસ્ટર જોન્સ આનંદથી ઊછળતા બોલી ઉઠ્યા કે "આહે, મિસ્ટર શંભુલાલ, તમે એ કે ? તમને જોઇને હું અત્યંત પ્રસન્ન થયો છું અને તમારા માટે જે કાંઇ પણ કાર્ય કરવાનું હોય તે યથાશક્તિ કરવાને હું સદા સર્વદા તૈયાર છું."

"તમારી આ લાગણી માટે હું તમારા આભારી છું" શંભુલાલે પણ એટીકેટનો પરિચય કરાવ્યો.

આ પ્રમાણેના વાર્તાલાપમાં લગભગ અરધાએક કલાક જેટલો વખત વીતી ગયો કે ત્યારપછી મિસ્ટર જોન્સે પોતાના રિસ્ટવોચમાં જોઇને જાણે જવાની ઉતાવળ હોય એવો આકાર દર્શાવીને સર દ્વારકાદાસને મુદ્દાની વાતપર આવવાની-માર્મિક સૂચના આપી અને તે પ્રમાણે તેઓ શંભુલાલના કાર્ય વિશેની ગરબત કરતા કરતા છેવટે મિસ્ટર જોન્સ કાંઇ નિર્ણયપર આવ્યા હોયની ! તેવી રીતે બોલી ઉઠ્યા કે "મિસ્ટર શંભુલાલ, જો કે આ કાર્ય બહુ જ જોખમ ભરેલું અને એક દુસાહસ સમાન જ છે, તોપણ સર દ્વારકાદાસને ખાતર મારે એ કર્યા વિના છુટકો જ નથી. અર્થાત્ ગમે તેવું જોખમ હોવા છતાં પણ અવશ્ય હું એ કાર્ય કરી આપીશ."

સાહેબ બહાદુર આ વાક્યની પૂર્ણાહુતિ કરતા હતા એટલામાં તેમણે જેને એક 'પાર્લર' તરીકે ધાર્યું હતું તે પાસેના ઓરડામાંથી કોઇ એક વ્યક્તિ ધ્યાનપૂર્વક આ વાર્તાલાપ સાંભળતી હોય એમ તેમને લાગ્યું અને તેથી સર દ્વારકાદાસનું ધ્યાન ખેંચવાથી તેમણે તે તરફ જોયું. હજી તો ત્યાં કોણ હતું અને કોણ નહિ, એનો નિર્ણય પણ સર દ્વારકાદાસ કરી શક્યા હોતા એટલામાં એક વ્યક્તિ ત્યાં આવીને ઉભી રહી અને તેને જોઇને સર દ્વારકાદાસે પૂછ્યું : "કેમ રે મોદી, અત્યારે વળી તું ક્યાંથી ભૂલો પડ્યો અને અહીં આવી લાગ્યો, એ કાંઇ સમજી શકાતું નથી."

એના ઉત્તરમાં મોદીએ જણાવ્યું કે "શેઠાણી સાહેબે બોલાવ્યો હતો એટલે તેમના હુકમથી હું અત્યારે અહીં આવ્યો છું પણ હું જ્યારે અહીં આવ્યો તે વેળાએ શેઠાણી સાહેબ મંદિરમાંથી પાછાં પધારેલાં ન હોવાથી પાસેના દીવાનખાનામાં થઇ આપ સાહેબને મળવા આવતો હતો, પણ આપને ખાનગી વાતમાં રોકાયેલા જોઇને પાછા ફરવાની તૈયારીમાં હતો એટલામાં તો આપની નજર મારાપર પડી ગઇ અને તેથી જ આપ સમક્ષ મારે આવવું પડ્યું."

"ઠીક ઠીક;" સર દ્વારકાદાસે તેના કથનને સત્ય માની લઇને બોલવવાનો આરંભ કર્યો. "તારાં શેઠાણી આવે એટલે તેમને મિસ્ટર જોન્સના આવવાની ખબર આપજે અને અમે પાસેના પ્રાઇવેટ હોલમાં બેઠા છીએ એમ જણાવજે, તેમજ બેરા સાથે ચાહ તથા કેકની ટ્રે મોકલી દે અને તે પણ સત્વર, વિલંબ ન થવો જોઇએ."

સર દ્વારકાદાસના આ ઉદ્ગારના શ્રવણથી મિસ્ટર જોન્સ અને મિસ્ટર શંભુલાલ ઉભયના મુખમંડળમાં આનંદની છટાનું સ્પષ્ટ દર્શન થવા લાગ્યું, પરંતુ તેમાં ભેદ એટલો હતો કે, શંભુલાલના મુખમંડળમાંની આનંદરેખા અત્યંત સ્પષ્ટતાથી દૃષ્ટિગોચર થાય તેવી હતી અને મિસ્ટર જોન્સના વિચારની પરીક્ષા કરવામાં કાંઇક સૂક્ષ્મ અવલોકનની આવશ્યકતા પડે તેમ હતું. મિસ્ટર શંભુલાલ પોતાનું કાર્ય થઇ જવાથી પ્રસન્ન હતો, ત્યારે આ રંગ ઉડાઉગીર મિસ્ટર જોન્સ શ્રીમતી સરલાના સમાગમની આશાથી મનમાં જ પુલકિત થવા લાગ્યો હતો, કારણ કે, જેમ એવો નિયમ હતો કે, સર દ્વારકાદાસ ભારતવર્ષના જૂના વિચારના ઓર્થોડોક્સ

ગ્રીજોના જેવો નહોતો અને જુના ચાલતા આવેલા સમાજબંધનથી અલિપ્ત તથા મુક્ત રહેવામાં જ પોતાનું માન તથા ગૌરવ સમજતો હતો; અને તેમાં પણ અંગ્રેજો માટે તેના હૃદયમાં જે પક્ષપાત હતો એ પણ મિસ્ટર જોન્સ સારી રીતે જાણતો હોવાથી "આપણું શ્રીમતી સરલા સાથે અમે તેવા પ્રકારનું વર્તન કરી, તોપણ તેથી સર દ્વારકાદાસને કોઇ પણ પ્રકારનો વાંધો જણાય તેમ નથી !" એ વિશે પેણ તેની ખાત્રી જ હતી. મિસ્ટર જોન્સ અને સર દ્વારકાદાસ તેઓશ્રીના પ્રાઇવેટ હોલ તરફ જવાને ઉઠયા એટલે મિસ્ટર શંભુલાલે જવાની ઇચ્છા દર્શાવી અને જતાં જતાં તેણે પોતાના ગજવામાંથી કેટલાક અગત્યનાં પત્રો કાઢીને મિસ્ટર જોન્સના હાથમાં મૂક્યાં અને તે સાથે મિસ્ટર જોન્સે મૃદુતાથી 'થેંક્યૂ' શબ્દનો ઉચ્ચાર કરી સર દ્વારકાદાસ સાથે તેમના પ્રાઇવેટ હોલમાં પ્રયાણ કર્યું.

દીવાનખાનામાં શાંતિનો પ્રચાર થતાં મિસ્ટર શંભુલાલના આપેલાં પત્રોને જે સ્થળે મિસ્ટર જોન્સે પોતાનાં પાટલૂનના ખીસામાં પધરાવ્યાં હતાં ત્યાં ઉતાવળમાં પડી ગયેલા એક પત્રે, શેઠાણીના આવવાના ખબર આપવાના ઇરાદાથી આવતા મોદીનું ધ્યાન ખેચ્યું અને કંઇક જિજ્ઞાસાથી તેણે તે કાગળને જમીન પરથી તત્કાળ ઉપાડી લીધો એ પછી જે હોલમાં સર દ્વારકાદાસ અને મિસ્ટર જોન્સ વિવિધ વાર્તાલાપ કરતા બેઠા હતા ત્યાં મોદીએ આવી તેમને જણાવ્યું કે "શેઠ સાહેબ, આપની ઇચ્છા પ્રમાણે વ્યવસ્થા કરી દીધી છે." મોદીના આ શબ્દો બોલાઈ રહ્યા એટલામાં તો શ્રીમતી સરલા પણ ત્યાં આવી પહોંચ્યાં અને તેમને આવકાર આપવા માટે પોતાના આસનપરથી ઉઠતાં મિસ્ટર જોન્સે પોતાના હસતા મુખને નીચું નમાવ્યું શ્રીમતી સરલાએ પોતાના મુખમંડળમાં સ્મિતની છટા લાવીને તેનું યોગ્ય પ્રત્યુત્તર આપ્યું તેમજ સત્કારદર્શક બે શબ્દો ઉચ્ચારીને જોન્સ પ્રતિના પોતાની પ્રસન્નતાને પણ વ્યક્ત કરી બતાવી.

હવે મિસ્ટર જોન્સ, સર દ્વારકાદાસ અને શ્રીમતી સરલાદેવીની ત્રિપુટીને અત્યારે એ સ્થાનમાં જ મૂકીને આપણે આપણા પૂર્વ પરિચિત મિસ્ટર શંભુલાલની પાછળ જઇશું, કારણકે, એ સ્થાનમાં પોતાના અગત્યના કાર્યને પતાવીને તે શ્રીમાન્ પોતાની વિક્ટોરિયાને કયા માર્ગમાં લઇ ગયા હતા અને ત્યાં તેમણે શી ચેષ્ટા કરી હતી, એ જાણવાની કેટલાક કારણોથી ખાસ આવશ્યકતા છે.

## સંસાર દર્પણ યાને સુશીલાની કર્મકથા.

( લેખક—મંગળાબાઈ મોતીલાલ—મુંબઈ )

( ૪ )

બેઠા કવેળા નાથ પાસે, દીપ કાઢે મુજ તણા,
આનંદમાં સંધ્યા સમે, બેઠા હતા બેઉ જણા;
વાતો મધુરી ચાલતી, આનંદની સીમા નહિ,
ત્યાં પોસ્ટમેને પત્ર આપ્યો, સ્વામીને પડખે રહી.
તે પત્ર વાંચી લાલ આંખો, થઇ અને વિસ્મિત થયા,
ઝટ પત્ર ફેંકી મુજ ભણી, તે ક્રોધથી બોલી ગયા:

મેં વાત બહુ હતી સાંભળી, કુલટા ગૃહિણી માહરી,
પણ માન્યતા મારી હતી, તું પ્રેમી સાધ્વી છે ખરી. ૩૨

આ પત્રથી સાબીત થયું, ના કોણ માને એ ખરૂં,
તું જારિણી ને નીચ છે, તુજને હવે હું શું કરૂં;
વસ્તુ ચળકતી નીરખીને, હું છેતરાયો છું અરે,
હું કથીર પામી સમજતો તે, શુદ્ધ કુન્દન છે ખરે. ૩૩

મમ નાથની છે અવકૃપા, પ્રતિકુલ સર્વે જન થયા,
દુર્ભાગ્યથી વીપરીત બનનારા, બનાવો રે બન્યા;
મમ પૂર્વ ભવના વૈરી નિશદીન, જાળ નરી ગુંથતા ગયા,
મમ નાથ શ્રવણે આવતી, વાતોથી દઢ વ્હેમી થયા. ૩૪

દુષ્ટાની સાથ ન બોલશો, એમ સ્વામી સૌ આગળ વદ્યા,
દુષ્ટા કરી નહિ હામ તેને, ઘાટ કેં બીજા કર્યા;
એક પત્ર મુજને પાઠવ્યો, હું માંદી છું તું આવજે,
મુજ કાન્તને બીજું કહી બોલાવીયા પોતા કને. ૩૫

જ્યારે ગઇ તે માત પાસે, માંદી તે ના કૈં હતી,
શું ઘાટ રચિયો રે હશે, એ મન થકી હું વિમાસતી;
મુજને કહ્યું, પતિ મેળવી, સમજુત તારી કરી દઉં,
સાબીત જોવા આવજે એમ, એમ નાથને કહી મોકલ્યું. ૩૬

ફોટો મળેલો પોસ્ટમાં, નાથે ધર્યો મુજ આગળે,
મારા બરાબર કાન પકડી, બોલ છે આ કોણ રે?
દેવી નહિ ના સાધવી, વ્યભિચારીના છંદે ચડી,
દુષ્ટા! અરે મમ ભાગ્યમાં, આવી તું ક્યાંથી નીવડી. ૩૭

જોઇ ઉભી આભી થઇ સૌ, વચનબાણો સાંભળ્યા,
આંખો થકી અશ્રુ તણાં, ઝરણાં વહી જાણે ઢળ્યાં;
ગદ્‌ગદ્ સ્વરે હું બોલતી, સઘળો પ્રપંચ જણાય છે,
રે નાથ! માનો સત્ય શું? માયાવી કારસ્થાન છે. ૩૮

માથું ઝુકાવ્યું નમ્ર થઇ, પ્રિય પ્રીતમના ચરણો ગ્રહી,
નિર્દોષ છું તમ ભક્ત છું, અનુરક્ત છું એવું વદી;
તરછોડી નાખી વેણુથી, વેણો કહ્યા કડવા મને,
દુર જા તું તારૂં કાળું કરને, બેશરમે ફટ છે તને. ૩૯

કુલટા તણા અહર્નિશ પ્રપંચો જાણું મમ મનમાં ઘણા,
આજ્ઞા વિના પર પુરૂષને, મળવું શું સતિનો ધર્મ છે;
તેનો પુરાવો ચિત્ર છે આ, દુષ્ટ તારાં કર્મ છે,
ભોળા સ્વભાવી આપણે, ના જાણીયે શું પ્રપંચ છે." ૪૦

# " ફલેચરીઝમ "—અથવા ખૂબ ચાવીને ખાવું

અને

## ખાતી વખતે મનને શાન્ત રાખવું.

( લે. રા. શેઠ ફરામજી ખરસેદજી. )

અમેરિકાના એક ગૃહસ્થ મિ. હોરેસ ફલેચરે ચાવવાને તો એક કળા બનાવી દીધી કે તેની એ પદ્ધતિથી હજારોને લાભ થયો છે. તે પોતે મેદવૃદ્ધિથી પીડાતો હતો, અને તેનું વજન ૨૦૫ શેર જેટલું થઇ ગયું હતું. અને તેને લીધે તેને કેટલીક એવી ગંભીર ફરિયાદો થયા કરતી કે તેનો કોઇ વીમો પણ ઉતારતું નહિ.



શેઠ ફરામજી ખરસેદજી.

તેણે પોતાની શોધ સને ૧૮૯૮ માં શરૂ કરી. તેણે બરાબર ચાવવા ઉપર પૂરતું ધ્યાન આપવા માંડ્યું. આ પદ્ધતિ તેણે પોતે પૂર્ણ અંશે સ્વીકારી અને તે પછી બીજાઓએ પ

તે ઉપાડી લીધી. કાંઈ પણ ખોરાક પૂરેપૂરો ચવાઇ જાય અને તેમાં કાંઇ સ્વાદ બાકી રહે નહિ અને એકરસ બની જાય નહિ ત્યાં સુધી તે ગળે નહિ ઉતારવાનું આ કળા શીખવે છે. કુચા, છોલાં કે ચવાય નહિ તેવો જે પદાર્થ મોઢામાં પાછળ રહે તે થુંકી કાઢવો જોઇએ. આ પ્રમાણે ખોરાક લેવાની રીતને પરિણામે મિ. ફ્લેચરને માલૂમ પડ્યું, કે પ્રથમ જેટલો ખોરાક તે લેતા તેના કરતાં અડધા ખોરાકથી તેની ભૂખ તૃપ્ત થતી, તેનું વજન પણ ઓછું થવા લાગ્યું, અને ત્રણ મહિનામાં તો તે ૨૦૫ રતલથી ઉતરીને ૧૬૩ રતલ થયો; તોપણ તેનામાં શરીરબળ વધતું જણાયું, અને તેનામાં જુવાનીનો જુસ્સો જે પહેલાં તો બિલકુલ નહોતો તે પાછો જણાવા લાગ્યો.

મિ. ફ્લેચરની ચાવવાની કળાના સંબંધમાં કેમ્બ્રીજની યુનિવર્સિટીમાં ધ્યાનપૂર્વક અખતરા કરવામાં આવ્યા હતા. અને સર માઇકલ ફોસ્ટર તે સંબંધમાં જણાવે છે કે—

(૧) સાધારણ રીતે માણસો જેટલો ખોરાક લે છે તે કરતાં ઘણા ઓછા ખોરાકથી ભૂખ તો તૃપ્ત થઇ જાય છે એ નિર્વિવાદ વાત છે.

(૨) ભૂખ ઉપર તત્કાળ અને ધ્યાન ખેંચે એવી અસર એ થાય છે, કે ચાવવાથી સ્વાદેન્દ્રિયની શકિત વધે છે, અને રૂચિને પછી વધારે સાદો ખોરાક પસંદ પડે છે તથા તેને માંસાહાર ગમતો નથી.

(૩) કેમ્બ્રીજના અખતરાથી આ વાત તો ઠીક પુરવાર થયેલી છે, કે આંતરડાંમાંથી નીકળતા મળ ઉપર ચાવવાની કળાની ઘણી અસર છે.

(अ) મળ ઘણો ઓછો થઇ જાય છે.

(ब) મળની દુર્ગંધ ઓછી થઇ જાય છે અને તેની આજુબાજુ ઉપજાવે એવી બો આવતી નથી.

આ બીજી વાતથી એમ સાબીત થાય છે, કે ખાવાની સામાન્ય રીત કરતાં આ પ્રમાણે પૂરેપૂરું ચાવ્યાથી આંતરડાંમાં રહેતા ખોરાકનો સડો ઓછો થાય છે.

મિ. ફ્લેચર દર રોજ બે વાર જમે છે, અને ચાવવામાં પૂરો પોણો કલાક લગાડે છે. બન્ને વાર જમવાનો એ પુષ્કળ વખત ગણાય. દરેક જણે નિશ્ચય કરવો જોઇએ, કે ખોરાકને મોંના અમી સાથે પૂરેપૂરો મેળવી દેવા સારૂ વધારે વખત લગાડવો અને વધારે સંભાળ લેવી. તો પછી પાચનક્રિયાની સાધારણ ફરિયાદોમાંથી ચાવવાની એ રીતને અનુસરનારાઓ હમેશાં છૂટા રહે છે, અને નકામા ખોરાકના કુચાના બોજાથી આંતરડાંની જે શકિત ઓછી થવાનો ભય છે તે શકિત તેમનામાં વધતી જાય છે.

મિ. ફ્લેચર કહે છે, કે પાંચ વરસ ઉપર મેં મારી લાગણીઓની વાત જાહેર કરી હતી કે—"હું ચાળીશ વરસે જેવો હતો તે કરતાં સાઠ વરસે વધારે જુવાન લાગું છું."—તે વખતે મને એવો ભરૂસો નહોતો, કે પચાસ, સાઠ વરસે હું જેવો હતો તે કરતાં પણ પાંસઠ વરસે હું પાછો વધારે તનદુરસ્ત બની શકીશ.

મી. ફ્લેચર સાહેબ બરાબર ચાવવાના નીચે મુજબના સાદા નિયમોની ભલામણ કરે છેઃ—

(૧) શરીરે સાજા અને ભૂખ્યા હોવા સિવાય કદિ જમવું નહિ.

(૨) જ્યારે બહુ કંટાળેલા કે કોપેલા હોઇએ ત્યારે કદિ જમવું નહિ.

(૩) જેનો બરાબર સ્વાદ લાગે તેજ જમવું.

(૪) પ્રવાહી, ઘટ્ટ કે પોચા બધા ખોરાકમાંથી પૂરેપૂરો સ્વાદ લઇ લેવો અને પાછીજ ગળે ઉતારવો. કોઇ પણ ખોરાકના કોળીયાનો પૂર્ણ ભેદ થઇ જાય અને તેનો સ્વાદ પૂરેપૂરો

લેવાઈ રહે નહિ ત્યાં સુધી તે ગળે ઉતારવો નહિ. એમ થયા પછી તો ખોરાક તેની મેળેજ ગળે ઉતરી જશે.

(૫) જમવા વખતે થોડી રૂચિ રહે એમ જમીને ઉભા થવું.

(૬) ઓછું જમવું, પણ તે જેમ બને તેમ વધારે ચાવી ચાવીને જમવું. તેમ કરવાથી તમને આનંદની અને પોષણની બન્ને બાબતમાં ઉત્તમ પરિણામ જણાશે. તમે કેટલું જમો છો, તેના કરતાં કેવી રીતે જમો છો, તે વાત જ તમને ફાયદાકારક થશે.

(૭) જો તમને જમવાનો માત્ર પાંચ જ મિનિટ વખત મળે, અને તે પછી ઘણી વાર સુધી જમવાનો વખત મળે એવું ન હોય, તોપણ જમવામાં ઉતાવળ કરવી નહિ. જાણે આખો એક કલાક જમવા માટે મળેલો છે એમ વિચારીને જમવું.

(૮) દરેક કોળીયો જે તમે ખાઓ તેનો પૂરેપૂરો સ્વાદ લઇ લેવો. યાદ રાખવું જોઇએ, કે સ્વાદ એજ પાચનક્રિયામાં મુખ્ય મદદગાર છે, અને પચવાના પ્રમાણમાં શરીરને પોષણ મળે છે. ઉતાવળે ઉતાવળે અતિશય ખોરાક ગળવો તેના કરતાં થોડો પણ બરાબર ચાવીને ખોરાક ખાવો તે વધારે સારું છે.

(૯) મનની સ્થિતિ અને મનોવૃત્તિ પણ પાચનક્રિયામાં અસર કરે છે. એજ ખરી ચાવવાની કળા છે. એક કોળીયો ચાળીશ કે પચાસ ગણીને ખાવો એનું નામ કાંઇ ચાવવાની કળા નથી. કોઇ પણ કોળીયાનો પૂરેપૂરો મેંદો બની જાય નહિ, અને તેમાં રહેલો સ્વાભાવિક સ્વાદ પૂરેપૂરો લેવાઇ રહે નહિ, ત્યાં સુધી તે ગળે ઉતારવો નહિ, એજ ચાવવાની કળાનો મુખ્ય સિદ્ધાન્ત છે.

ભાવે એવું અને ખરી ભૂખ લાગે ત્યારે જ ખાવું; અને તે પણ ચાવી ચાવીને ખાવું એ ખરી ચાવવાની કળા કહેવાય છે.

મનમાં કાંઇ કંટાળો હોય ત્યારે એ રીતે ચાવી ચાવીને ખાવાથી પણ કાંઇ ફાયદો નથી, જમવા ટાણે મન હમેશાં આનંદમાં રહેવું જોઇએ.

હવે આપણે ફ્લેચર સાહેબે આપણને જે સૂચનાઓ આપી છે તેનું રહસ્ય જોઇશું.

આપણા મોઢામાં ૭ ગ્રંથીઓ છેઃ ત્રણ એક બાજુ અને ત્રણ બીજી બાજુ. એ ત્રણેમાંથી થુંક જેવો પ્રવાહી પદાર્થ નીકળે છે, અને જ્યારે કાંઇ ખાવાનો પદાર્થ આપણે મ્હોંમાં નાખીને ચાવીએ છીએ, ત્યારે એવો પ્રવાહી પદાર્થ વધારે જથ્થામાં નીકળે છે.

એમ પુરવાર થયું છે, કે ચોવીશ કલાકમાં સામાન્ય સ્થિતિમાં, સામાન્ય રીતે એકથી બે શેર થુંક નીકળે છે.

એ ગ્રંથીઓમાંની બે કાન પાસે, બે જીભની નીચે અને બે જડબાં નીચે હોય છે.

(૧) થુંકથી મોઢું અને જીભ નિરંતર ભીનાં રહે છે અને તેથી બોલવામાં અને ચાખવામાં જીભનું કામ સહેલાઇથી થાય છે.

(૨) ખાવાના પદાર્થો દાંત વચ્ચે ચવાય છે. તેને થુંક એકરસ બનાવે છે અને તેથી સ્વાદ સમજી શકાય છે.

(૩) થુંક ખોરાકમાં મળીને તેને નરમ કરે છે તેથી ચાવવાનું તથા ગળવાનું કામ સહેલું થાય છે.

(૪) થુંક ખોરાકમાં મળીને તેમાં રસાયણિક ક્રિયા કરે છે, અને વિશેષે કરીને સ્ટાર્ચ—લુઇ—વાળા ખોરાકને પચાવવાના કામમાં મદદ કરે છે.

(૫) થુંકમાં એક ચીકણો પદાર્થ છે તેથી જેમ જેમ ખોરાક ચવાય તેમ તેમ તે બારીક થતો જાય છે તેથી તે ચીકણો ચીકણો થઇ તેનો એક ગોળો બને છે કે મ્હોંમાં સહેલાઇથી આમતેમ ફેરવી શકાય અને ગળવામાં પણ સહેલ પડે.

કરી શકે નહિ, તો પછી તે ભાર રૂપજ છે, અને હોજરીને નકામી મહેનત છે. એ રીતે ખોરાક લેવા છતાં કાંઇ પણ શક્તિમાં હાંસલ થતું નથી. અને ઉલટું જે કાંઇ પણ થાપણ હોય તે બધી વપરાઇ જવાની ધાસ્તી રહે છે. મનુષ્ય જે ખાય છે તેજ તેનું છે એમ લોકમાન્યતા છે; પણ ખરૂં જોતાં તો મનુષ્ય જેમ ચાવે છે તેવો તે છે, અને જે તે પચાવીને પોતાનું કરે છે તેજ તેનું છે.

સારી રીતે ચાવવાથી વળી જડબાં પણ મજબૂત થાય છે, અને દાંતને યોગ્ય કસરત મળવાથી દાંત પણ ઘણા મજબુત થાય છે. જ્યાં સુધી દાંત સારા, મજબૂત અને પૂરેપૂરા હોય ત્યાં સુધીજ શરીરની તનદુરસ્તી સારી છે એમ સમજવું. દાતનાં ઘણી જાતનાં દર્દો થાય છે, અને તેમાં સડો થાય છે. પણ જો જરા કઠણ ખોરાક ખૂબ ચાવીને ખાવાની ટેવ પહેલેથી પાડીએ તો દાંત કુદરતી રીતે મજબૂત થાય છે, અને શરીર તનદુરસ્ત રહે છે, તથા આપણે લાંબો વખત જીવી શકીએ છીએ. હજી આપણા ઘણા ઘરડાઓ જે જીવે છે તેમના ઘણાખરાના દાંત ઘણુભાગે સારી સ્થિતિમાં હોય છે. દાંતની સારી ને નિરોગી સ્થિતિ એજ લાંબી જીંદગીનું રહસ્ય છે. હાલ આપણામાં ગરમાગરમ અને નરમ તથા ઘીમાં તરબોળ રોટલી ખાવાની સુધરેલી ટેવ પડી છે પણ રોટલી પોચી હોવાથી ચાવવાની મ્હેનત બરોબર આપણે લેતા નથી અને મોમાં નાખી કે તરતજ તે ગળી જઇએ છીએ. વળી રોટની સાથે વધારે ઘી હોવાથી લુંઇ ઉપર થુંકની રસાયણિક અસર પણ થોડી થાય છે. ભાત જેવો ખોરાક જેમાં લુંઇનું પ્રમાણ બહુ હોય છે તેને તો ચાવવાની વાતજ આપણે જાણતા નથી. લુંઇવાળા બધા પદાર્થો ગમે તેવા કઠણ, પાતળા, નરમ, પ્રવાહી હોય તોપણ તેને ચાવીને મોઢામાં થોડી વાર રાખવાજ જોઇએ, અને થુંકના મોટા જથ્થા સાથે મેળવવાજ જોઇએ.



## પ્હેલાં પગલાં.

નાની પગલીઓ ભરજો, વીર !
ધીરે ધીરે સંચરજો, વીર !
હજી ન્હાનાં છે નયણાં, વીર !
હજી પગ તો છે પોપણાં, વીર !
તમ કંકુની પાની, વીર !
તમ મીઠડી ખાની, વીર !
પગલાં કંકુના માંડજો, વીર !
બોલ મીઠડા પાડજો, વીર !
ભરજો ન્હાની પગલીઓ વીર !
ફૂદજો ન્હાની ઢગલીઓ, વીર !
નથી બે દિનનું મ્હાલવું, વીર !
જીંદગી ભરનું ચાલવું વીર !

—કેટલાંક કાવ્યો ભાગ ૨.

# કામિનિયા હેરઓઈલ.

(સંખ્યાબંધ ચાંદ, સર્ટીફીકેટો અને અભીપ્રાયો મળ્યા છે.)

બાલને સુંદર સુવાળા તેજસ્વી તથા કાળા બનાવે છે અને જલદી વધારે છે



મગજ શાંત આનં[illegible] અને ચાલાક કરી દીલને રાહત આપે [illegible]

બાટલીની કિં રૂ ૧-૦-૦ વી પી ૦-૪-૦ ત્રણ બાટલીના રૂ ૨-૧૦-૦ પોસ્ટ ૦-૭

લખો—એંગ્લો ઇન્ડીયન ડ્રગ કેમીકલ કં૦ જુમામસજીદ-મુંબઈ.

એજંટ અમીચંદ દયાભાઈ અને કં૦ મેડીકલહૉલ-ભાવનગર



પુ. ૨ જું. જુન-૧૯૧૮ અંક ૪ થો.

# આપણે કોણ ?

આપણે ઘરની રાણીઓ, પુરૂષોના જીવન રસમોજ કરનારીઓ, આપણાં જીવન કષ્ટ અને બહેન રૂપે નિ:સ્વાર્થવૃત્તિથી બન્ધુઓનાં દુઃખમાં સહેનારીઓ, પત્નિ રૂપે પતિના જીવન માર્ગ સરલ કરનારીઓ, ગૃહિણી રૂપે ગૃહસ્થાશ્રમની ગૃહદેવીઓ, માતા રૂપે સંતાનને પોષનારીઓ, સાસુ રૂપે પુત્રવધૂઓને સંસારના માર્ગમાં પાવરધી કરનારીઓ, કુલવધૂ રૂપે કુટુમ્બને તારનારીઓ, પુત્રી રૂપે પિતાના વંશને દીપાવનારીઓ અને નણંદ રૂપે ભાભીઓનાં આનન્દના કેન્દ્રરૂપ. એમ જુદા જુદા સ્વરૂપે આપણે સંસારનો શણગાર, સૃષ્ટિનો મુગટ અને આ દુઃખાગાર રૂપી સંસારમાં સુખ ખડું કરનારી સાક્ષાત દેવીઓ છીએ. આપણા ઋષિ-મુનિઓના આશીરવાદ જેઆશી 'પુત્રભર સાસરવાસમાં ગૃહિણીપદ પામો' આપ એના ભણકાર પડઘો તમારા કર્ણમાં વાગે છે કે નહીં ? આપણા શીલ, ગુણ અને વર્ત્તનથી આપણે માનવકુલની મોદ, મધુરી, પૃથ્વી અને સાધની આશાઓ, શ્રદ્ધાઓ અને ફલદાતા સિદ્ધિઓ છીએ.

—મ૦ રૌ૦ કુમુદગૌરી એચ. મહેતા.

# પ્રમુદા કે પતિભક્તિ.

( લે.-રા. શુકલ નર્મદાશંકર હરગોવિંદ આશાપોરા. )

(૨)

" લાલાજી ! ઘરમાં જઇ જળના એક બે લોટા ભરી ઝટ આવો ! " પ્રમુદાએ યુવકની બિમાર સ્થિતિ તરફ દષ્ટિ કરતાં કહ્યું.

" હ્યો બ્હેન ! હમણાંજ પુષ્કળ પાણી લઇ આવું છું ! " લાલાજીએ આસમેર દોડતાં જતાં કહ્યું. લાલાજી જાતનો પરદેશી બ્રાહ્મણ હતો, તેનો સ્વભાવ મળતાવડો, આપણો હસમુખો હતો, જેથી પ્રમુદાને તેમજ તેના સહવાસમાં આવનાર જનારને ઘણોજ પ્રસન્ન પડી જતો હતો. કામકાજમાં ઘણોજ હુસીઆર, નિમકહલાલ તેમજ સત્યવાદી હતો. તેને થીજ પ્રમુદાના પીતાએ પોતાને ત્યાં રાખ્યો હતો, જેથી ઘર-સંબંધી વ્યવસ્થા કેમ કરવી તે સર્વ માહિતી લાલાજીને હતી. લાલાજીને નોકરી કરતાં લગભગ સત્તાવીશ વર્ષ પ્રમુદાના પિતાને ત્યાં વ્યતિત થયાં હતાં, તે દરમ્યાન તેની કાર્યકુશળતાથી સર્વ તરફનો પ્યાર તેણે સંપૂર્ણ રીતે મેળવ્યો હતો. પ્રમુદાની માતાનું અવસાન થયા બાદ લાલાજી પ્રમુદાની વધારે સંભાળ રાખતો હતો. લાલાજી ઉત્તર હિન્દુસ્તાનનો રહેવાસી હતો. " લ્યો બ્હેન ! " કહી લાલાજીએ જળથી ભરપૂર લોટો પ્રમુદાના હાથમાં મુકયો. પ્રમુદાએ યુવકના મગજને વધારે શાન્ત કરવા માટે જળનો છંટકાવ કરવા માંડયો, પરન્તુ યુવકની સ્થિતિનો કોઇ પણ પ્રકારે ફેરફાર જોવામાં આવ્યો નહિ જેથી યુવકની સ્થિતિ સંબંધે પ્રમુદાને ઘણોજ ગભરાટ છુટયો. પ્રમુદાએ યુવકને સરીઆમ રસ્તા ઉપરથી લેવરાવી લઇ પોતાના ઘરમાં સ્વચ્છ બિછાના ઉપર સુવરાવ્યો હતો, જોકે બેભાન સ્થિતિમાં આવી પડેલ યુવક કોણ અને કયાં રહે છે, તે સબંધે પ્રમુદાને બીલકુલ ખ્યાલ નહિ હતો, તેમ તે યુવકથી તદ્દન અજ્ઞાન હતી, છતાં ત્હેની પરોપકાર વૃત્તિ કેટલે દરજ્જે આગળ ધસતી હતી, ત્હેનો વાંચનારને સ્હેજ ખ્યાલ આવશે. ત્હેની નિર્મળ બુદ્ધિ સંપૂર્ણ રીતે પ્રદર્શિત થતી પરોપકાર વૃત્તિ ખરેખર પ્રસંસાપાત્ર હતી. ટુંક સમયમાં અનેક ઉપચારો યુવક-દર્દી પરત્વે કર્યાં પરંતુ કોઇપણ પ્રકારથી યુવક-દર્દીની સ્થતિનું સંતોષકારક એકે ચિન્હ જણાતું ન્હોતું, જેથી પ્રમુદાએ ગભરાયેલે ચ્હેરે વિશ્રામાસન ઉપર બેસતાં કહ્યું ! " કેમ રાધા શું કરીશું! મ્હને કંઇપણ સુજતું નથી છેવટનો ઉપાય હવે એજ બાકી છે, કે ડોકટર દત્તને ત્વરિત બોલાવીએ અને યોગ્ય સારવારથી લીધેલ પરિશ્રમ પરોપકારાર્થે ફળીભૂત કરીએ. " " વાહ ! બ્હેન ! તમારૂં કહેવું વ્યાજબી છે, પરન્તુ આ સર્વે નકામી ઉપાધી તમોએ હાથે કરી માથે વ્હોરી લીધી છે ! " રાધાએ સ્હેજ કરડાકીમાં પ્રત્યુત્તર વાળ્યો.

" બ્હેન ! રાધા મારી સાથેના તારા ટુંક પરિચયે પણ કાંઇજ ફેરફાર થવા પામ્યો નથી, તે ઘણીજ અજાયબ વાત છે ત્હારૂં હૃદય વધારે કઠોર છે, ત્હેને તું કોમળ બનાવ, કે જેની અંદરથી શ્રેયોત્કર્ષ વિચારો હમેશાં પ્રગટ થયાં કરે, અને તેજ સ્થિતિમાં વહન કર્યાથી

પ્રત્યેક સદ્‌ગુણો દેદિપ્યમાન થઇ હારા જીવનમાં વિકાસ પામે તે તરફ જરા દૃષ્ટિ કરી નિષ્કામ્ય પરોપકારની સેવિકા થા !" પ્રમુદાએ પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવી કહ્યું.

રાધા—" બ્હેન ! હારૂં કહેવું યથાર્થ છે, હવે પછી તમારા ટુંકા તેમજ ભીકા ઉપદેશને પ્રતિદિન ધ્યાનમાં રાખી ઉચ્ચ વિચારોના લક્ષ્યબિન્દુ તરફ વહન કરીશ."

પ્રમુદાએ ધૈર્યતા રાખી તાત્કાલીક યોજના કરવા માટે લાલાજીને કહ્યું, "લાલાજી! વ્યાપારના મહદ્ કાર્યમાં આજ કાકા (પીતા) રોકાઇ ગયા હોય તેમ જણાય છે, કારણ કે અદ્યાપિ પર્યંત હજુ તેમના આવવાનો કાંઇપણ સંચાર જણાતો નથી, તો જરા દુકાન તરફ જઈ તેડી લાવો!" "સારૂ બ્હેની જાઉં છું!" કહી લાલાજી બજાર તરફ સિધાવી ગયાં, પ્રમુદાએ ટેલીફોન પાસે જઇ ડોક્ટર દત્તને નંબર પૂછ્યો "નંબર ૮૨૦ હું દત્ત છું! શું કામ છે! કહો ?" ડોક્ટર દત્તે ટેલિફોન મારફત પ્રત્યુત્તર આપતાં નંબર પૂછ્યો. "મારો નંબર ૩૨૯!" પ્રમુદાએ ટેલીફોન મારફત પોતાનો કોમળ સ્વર કાઢ્યો. "તમારૂં નામ શું!" દત્તે ધીમા સ્વરે પૂછ્યું. "મારૂં નામ પ્રમુદા." પ્રમુદાએ ત્વરિત પ્રત્યુત્તર આપ્યો.

" ઠીક! બ્હેન! સમજ્યો! મ્હારૂં શું કામ છે તે સત્વર જણાવો" ડોક્ટર દત્તે કહ્યું. દત્તને વધારે સાવચેતીથી સંભળાવવા માટે પ્રમુદાએ પહેલાં ઘંટડીનો અવાજ કરતાં કહ્યું "આપ સર્વે દવાના સાહિત્ય યુક્ત એકદમ મ્હારા બંગલે આવો !"

બ્હેન ! હમણાં જ આવું છું કહી ટેલીફોનની પેટી બંધ કરી દત્ત દિવાનખાનામાં ગયા.

કેશવદત્ત ઘણી જ સુપ્રસિદ્ધ ખ્યાતિ પામેલા ડોક્ટર હતા, જેઓ મહારાજના દાક્ષિણ્ય પ્યાદાજણ હતા, આચાર વિચારમાં પણ તેઓએ ઘણી જ સારી શ્રેષ્ટતા મેળવી હતી, શરીર તંદુરસ્ત તેમજ સ્હેજ શ્યામ હતું, દર્દી પાછળ તેઓ અત્યંત લક્ષ આપતા એટલું જ નહિ પરંતુ કેટલાંક દલીલ દાખલાઓ આપી દર્દીને ઘણી જ ધૈર્યતા આપતા, વિવેકમાં સંપૂર્ણ તેમજ બોલવામાં ઘણાં જ વાચાળ હતા, સૂરતપુરમાં ત્હેમના હાથેથી ઘણાં જ દર્દીઓને આરામ થઇ જતો હતો, જેથી લોકો તરફથી તેઓ ઘણાં જ યશને પાત્ર નિવડ્યા હતા, જો કે ત્હેમણે ખાનગી દવાશાળા કાઢી હતી, પરન્તુ દવાશાળામાં એટલા દર્દીઓ એકત્ર થતાં કે ડોક્ટર દત્તને જમવા જવા સરખો સમય પણ ભાગ્યેજ મળી શકતો. સવારના ૭ વાગ્યાની અંદર ડોક્ટર દત્ત સંખ્યારતાનથી પરવારી સૂરતપુરમાં દર્દીઓની સંભાળ લેવા નિકળી પડતા હતા, ત્યારબાદ આઠથી તે એક વાગ્યાસુધી દર્દીઓને દવા આપવામાં તેમજ તપાસવામાં રોકાઇ રહેતાં હતાં, જો કે પોતે એક અનુભવી કંપાઉન્ડરને રાખ્યો હતો, પરન્તુ વારંવાર પોતે દવાઓ સંબંધે કંપાઉન્ડરને સૂચના કરતા હતાં, આ પ્રમાણે તેમની મહેનતુ લાગણીઓ દર્દીઓના દરદને ટુંક સમયમાં નાબુદ કરતી હતી, ત્હેમની ચાહના લોકોમાં અત્યંત વિસ્તૃત્વ પામી હતી, કારણકે પોતે દરેક રોગની જાતે ચિકિત્સા કરી તેને માટે યોગ્ય ઔષધિનું પ્રીસ્ક્રીપ્શન લખી આપતા અને તેજ દવાથી ટુંક મુદતમાં દર્દીઓને આરામ થઇ જતો હતો જેથી તેમના પ્રત્યે લોકોની શ્રદ્ધા અત્યંત સુદૃઢ થવા પામી હતી. ગરિબ વર્ગને કાંઇ પણ રકમ લીધા સિવાય યોગ્ય સારવાર કરતા. પરોપકારના અનન્ય રહસ્યના સત્ય સુત્રને જાણનાર ડોક્ટર દત્ત હતાં, જેથી દિનપ્રતિદિન લોકોની પ્રીતિ ત્હેમના પ્રત્યે અભિવૃદ્ધ થતી જતી હતી. ત્હેમણે પોતાના ધંધામાં સારો પ્રેમ પ્રાપ્ત કર્યો હતો, તેમજ ત્હેમનો સ્વભાવ ઘણો જ સુશીલ અને મિલનસાર હતો, જેથી ગર પણ સંપૂર્ણ મેળવી હતી. દર્દીઓની ગમે તેવી સ્થિતિ હોય છતાં આજકાલના કેટલાંક ડાક્તરો ફક્ત પૈસો એકત્ર કરવાના જ સ્વાર્થી આશય તરફ દોરાયા કરે છે, તેમ દત્તની બાબતમાં

એટલામાં કાકાજીની શુન્યવત્ સ્થિતિ જોઇ પ્રમુદા બોલી "શું કાકાજી ! આપને મારું સર્વ વર્તન કાંઇ વાંધા ભરેલું જણાય છે?" નહિ ! નહિ ! પ્રમુદા ! ત્હારા વર્તન સંબંધે હું કોઇ પણ પ્રકારે દીલગીર નથી, પરન્તુ આજના વ્યાપાર સબંધે સ્હેજ વિચાર કરતો હતો. કારણકે હાલ રૂ, સોનું, ચાંદી વિગેરેના ભાવ પ્રતિદિન ચડતા જાય છે, નાણા ભીડ પણ ઘણીજ ચાલે છે, ઉદ્યમ વિનાના ઘણા માણસો આમતેમ ભટકયા કરે છે, ખાદ્ય વસ્તુમાં પણ કિંમત ચડી ગઇ છે, લુગડાં લત્તાંની તો વાતજ શી કરવી, એકંદર સર્વ વસ્તુના ભાવ અત્યંત વધી ગયાં છે." ધિરજ કાકાએ પ્રમુદાનું મન શાન્ત કરતાં કહ્યું. "હશે ! કાકાજી ઇશ્વર દયાળુ છે, ત્હેને સર્વની ચિન્તા છે. આપણું વર્તન હમેશાં એવું હોવું જોઇએ કે તે જોઇ પરમાત્મા આપણા પ્રત્યે સતત પ્રસન્ન રહે. એક મહાત્માજીની ટુંક છે તે શ્રવણ કરો" પ્રમુદાએ પ્રસન્ન વદને પરોપકારસૂચક વર્તનને અનુમોદન આપતાં કહ્યું.

"પ્રભુ રાજી, જગત રાજી;
પરોપકારે હૃદય રાજી."

—ચાલુ

# "ફ્લેચરીઝમ"—અથવા ખૂબ ચાવીને ખાવું

અને

## ખાતી વખતે મનને શાન્ત રાખવું.

( લે. રા. શેઠ ફરામજી ખરશેદજી. )

( અંક ૩ જા ના પૃષ્ટ ૭૦ થી ચાલુ. )

માંસાહારી પ્રાણીઓ પોતાના ખોરાકના મોટા મોટા કટકા કરીને ગળીજ જાય છે. તેઓ કદિ ચાવતાં નથી; પણ ઘાસ ખાનારાં પ્રાણીઓ પોતાના ખોરાકને ખૂબ ચાવી ચાવીને અને વાગોળીને ખાય છે. આપણો ખોરાક મુખ્યત્વે કરીને વનસ્પતિનો હોવાથી, અને તેમાં લુઆનો ભાગ વધારે હોવાથી તેને વધારે બારીક ચાવીને ખૂબ થુંક સાથે મેળવવો જોઇએ.

વળી હોજરીમાં જુદા જુદા પદાર્થોને પાચન થઇ હોજરીમાંથી નીકળીને આંતરડામાં જવાનો વખત જુદો જુદો છે. કેટલાક પદાર્થો અરધા કલાકથી બે, અઢી કલાક સુધીમાં પાચન થઇને હોજરી છોડે છે; અને કેટલાક તો ચારથી પણ વધારે કલાક પચવા માટે લે છે પણ એક વખતના ભોજનમાં આવા જુદા જુદા પદાર્થો લેવાતા હોવાથી તેને વધારે બારીકીથી ચાવવામાં આવે તોજ સમાન વખતે અને એકી સાથે હજમ થઇને હોજરીમાંથી આંતરડાંમાં જવાની વકી રહે છે.

એક ઘરડો માણસ એક ડાકટર પાસે દવા લેવા આવ્યો ત્યારે તે ડાકટર સાહેબને દરદીને તપાસતાં માલુમ પડ્યું કે તેના દાંત બધા પૂરેપૂરા અને સાજા હતા. બીજા ઘણા દરદીઓને તેણે જોયેલા, પણ આ માણસની દાંતની એવી સારી સ્થિતિ જોઇને તેને બહુ અજાયબી થઇ. દરદીને પૂછતાં તેને માલુમ પડ્યું કે—તે દરદી બહુજ ચાવી ચાવીને ખાતો હતો. ડાક્તરે પોતાની ખાતરી કરવા સારૂ પોતાની હાજરીમાંજ એ દરદીને એક રોટલાનો ટુકડો આપ્યો અને

સામાન્ય રીતે તે જેમ ચાવતો હોય તેમ ચાવીને ખાવાનું તેને કહ્યું. દરદીએ તે રોટલો ૧૨૦ વખત ચાવ્યો.

કેટલાકને ખાતી વખતે થોડે થોડે કોળીએ પાણી પીવાની ટેવ હોય છે, તે પણ ખરાબ છે એમ કરવાથી મોઢાનું થુંક તેનું કુદરતી કામ કરી શકતું નથી, અને થુંક પાણીથી પાતળું થઇ જાય છે.

કેટલાકને વળી કોળીએ કોળીએ દૂધ પીવાની ટેવ હોય છે તે પણ આ કારણને લીધે ખોટી છે. આપણા હિંદુ રીવાજ પ્રમાણે તો પ્રવાહી પદાર્થો ભોજનના છેલ્લા ભાગમાંજ વાપરવાના હોય છે; તેનો ખરો હેતુ હવે તમે બરાબર સ્પષ્ટ સમજી શકશો.

ઇગ્લંડના એક મહાન પ્રધાન મિ. ગ્લેડસ્ટન કહેતા કે—આપણને ઇશ્વરે બત્રીશ દાંત આપ્યા છે, માટે દરેક કોળીયાને બત્રીશ બટકાં ભરવાં—એટલે કે—તે બત્રીશ વાર ચાવવો જોઇએ.

બીજું એમ પણ સાબીત થયું છે કે—કઠણ અને સુકા પદાર્થ ચાવવાથી વધારે થુંક છૂટે છે. જૂદા જૂદા કઠણ ખોરાકથી વધારે ઓછું થુંક છૂટે છે, અને નરમ ખોરાક ખાવાથી ઓછું થુંક છૂટે છે. પાણી કે કાંજી જેવો નરમ ખોરાક ખાવાથી તો બહુ થોડું થુંક છૂટે છે માટે રોજના ખોરાકમાં દરેક વખતે કાંઇક કઠણ પદાર્થ બાળકોને ખાવા સારૂ આપવાની ટેવ પાડવી જરૂરની છે.

તમને અનુભવ હશે કે—ઘણી વાર આપણે કોઇ ખાવાની ચીજ નજરે જોઇએ, અથવા કોઇ ખાવાની ચીજનું આપણને નામ દે ત્યારે, અગર થોડી વારમાં ખાવાની ચીજો આપણને પીરસાશે એમ જાણતા હોઇએ ત્યારે, આપણા મોમાં પાણી છૂટે છે. આ થુંક ઉત્પન્ન કરનારી ગ્રંથીઓ ઉપર માનસિક અસરનું પરિણામ છે. તેજ પ્રમાણે મનની અસર હોજરીના રસની ગ્રંથીઓ ઉપર પણ થાય છે. તેટલાજ માટે જમવા પહેલાં નહાવાની રીતથી તથા સ્થિર ચિત્તે પાટલા ઉપર બેસવાની રીતથી હોજરી ઉપર મનની સારી અસર થાય છે. બાળકોને જમવાના વખત પહેલાં જમણની તૈયારી કરવાની ટેવ પાડવી એ ઉપયોગી છે.

## ઉપદેશ.

માતાઓએ તેમના બાળકોને ન્હાનપણથી ખૂબ ચાવીને ખાવાની ટેવ પાડવી, અને કાંઇ કઠણ પદાર્થ ચાવવા માટે આપવાની ટેવ હોય તો વધારે સારૂં. પણ અમારા અનુભવમાં તો એમ માલુમ પડ્યું છે કે માતાઓજ બાળકોને પોતાની ઉતાવળને લીધે બહુ ઉતાવળે ખાવાની અને ચાવ્યું ન ચાવ્યું હોય ત્યાંજ ગળી જવાની ટેવ પાડે છે. માતાઓએ પોતાનાં બાળકો સારી તનદુરસ્તીમાં રહે એમ ઇચ્છીને તેમને ન્હાનપણથીજ સારી રીતે ચાવવાની ટેવ પાડવી જોઇએ. અને બાળકો જમે તેટલી વાર બાળકના ભલાને ખાતર તેઓએ ધીરજ રાખવી જોઇએ બાળકોને બરાબર ચાવ્યા વગર ગળી જવાની ટેવ જે પડે છે તે ઘણે ભાગે તો માતાના અજ્ઞાન કરતાં વધારે તો ધીરજની ખામીને લીધે હોય છે એમ અમારો અનુભવ છે. માતાએ પોતે જમે ત્યારે પોતાના બાળકને સામે બેસારી પોતે મ્હોંમાં રોટલાનો કટકો લઇને ખૂબ ચાવવો અને બાળકને ચાવવા કહેવું માતા પોતેજ જો આમ ધીરજથી ચાવશે, તો બાળક પણ તેવી ટેવ શીખશે. માતા પોતે ખરાબ ટેવો પાડીને બાળક પાસેથી સારી ટેવોની આશા રાખે તે તો સર્વે વ્યર્થ છે. બાળકોને સારી ટેવો પડાવવામાં માતાને બહુ જ્ઞાનની જરૂર નથી ? સારી માતાઓ જન્મે છે, બનતી નથી. આવી રીતે આપવામાં આવેલી જરૂરી કેળવણી માતાઓને પોતાનેજ મદદગાર થાય છે.

વળી જમણ ઉપર માનસિક સ્થિતિની પણ ઘણી અસર હોવાનું મિ. ફ્લેગર સાહેબ કહે

છે. એ વાતનો પણ આપણે વિચાર કરવો જોઇએ. આ બાબતમાં હાલ કરાયલા કેટલાક અખતરાઓમાંથી હું તમને એકબે દાખલા આપીશ.

એક વિદ્વાન ડાક્ટરે નીચે પ્રમાણેના અજબ જેવા બે પ્રયોગો કર્યા હતા :—

૧. એક કૂતરાને તેનો ખાવાનો વખત થયો કે તેને તેનો ખોરાક દેખાડયો, એટલે તે કૂતરો ખાવા માટે બહુજ આતુર થયો. હવે પ્રયોગ અર્થે તેની અન્નનળી કાપી નાખવામાં આવી હતી, એટલે ખોરાક તેના પેટમાં જવાને બદલે બહાર નીકળી પડયો. પણ તેની હોજરીની પરીક્ષા કરતાં તેમાં પાચન કરવાના રસો પાચનરસ ઉત્પન્ન કરનાર ગ્રંથીઓમાંથી નીકળીને તૈયાર થયેલા માલુમ પડયા હતા.

૨. બીજો પ્રયોગ એ હતો કે કૂતરાને ખોરાક દેખાડવામાં આવ્યો નહોતો, પણ તેની કાપેલી અન્નનળી વાટે તેના પેટમાં ખોરાક નાખવામાં આવ્યો હતો. ઘણી વાર સુધી તેની હોજરીમાં પાચન કરવાનો રસ નીકળ્યો નહોતો.

આ ઉપરથી આપણને સ્પષ્ટ માલુમ પડે છે કે આપણે આનંદની અને માનસિક શાન્તિથી ખોરાક લેવો જોઇએ. અને તેમ કરીએ તોજ શરીરનાં અવયવો તેઓનું કામ સારી રીતે કરી શકે છે.

આપણી માનસિક સ્થિતિ ખરાબ હોય છે ત્યારે મ્હોં પણ સૂકાય છે, અને થુંક છૂટતી નથી. જે કાંઇ ચાવીએ છીએ તે ચાવવાથી લોટ જેવું થાય છે, અને થુંક સાથે નહીં મળવાથી સ્વાદ પણ દેતું નથી; અને તે ચાવેલો ખોરાક લોંદા જેવો નહીં થવાથી ગળી પણ શકાતો નથી. માટે તે ગળવાને ઉપર પાણી પીવું પડે છે. થુંકની સાથે ભેળસેળ થયા વગરનો ખોરાક પેટમાં જવાથી, અને હોજરીના પાચનરસ પણ ખરાબ માનસિક સ્થિતિને લીધે નહીં જેવા અથવા બહુ ઓછા પ્રમાણમાં હોવાથી, હોજરીમાં પણ પાચનક્રિયા આગળ ચાલતી નથી તેથી ખાધેલો ખોરાક માત્ર બોજારૂપ જ નિવડે છે અને ઉલટું નુકસાન કરે છે.

એક બીજો દાખલો પણ બહુ અગત્યનો અને જાણવા જેવો છે તે એ કે એક ડાક્ટર પોતાની પાળેલી બીલાડીને ખવરાવીને પછી તેની હોજરીમાં ગયેલો ખોરાક પચીને હોજરીમાંથી નીકળીને આંતરડાંમાં જતાં કેટલો વખત લાગે છે તેની તપાસ કરતો હતો. બીલાડીને ખવરાવ્યા પછી તે વીજળી XRays—ના યંત્રથી જોતો હતો. આપણી હોજરીમાં ખોરાક પડયા પછી હોજરીમાં ગતિ થાય છે. એ ગતિ થવાથી હોજરીના રસમાં ખાધેલું અન્ન સારી રીતે મિશ્ર થાય છે. જો એવી ગતિ થાય નહિ તો ખોરાક બધો પાચનરસની સાથે મળી શકે નહિ, અને અપચો થાય. હવે એ ડાક્ટર સાહેબ બીલાડીની હોજરીની હીલચાલ તપાસતા હતા તેમાં તે હીલચાલ એકદમ બંધ પડી. ડાક્ટર સાહેબને તેનું કારણ માલુમ પડયું કે—બીલાડીનો મિજાજ ગયેલો હતો. તેનો મિજાજ પાછો શાંત પડતાં, તેની હોજરીમાં પાછી હીલચાલ થવા લાગી. આ ઉપરથી સમજવું જોઇએ કે જમતી વખતે અને જમ્યા પછી બે ત્રણ કલાક સુધી સારા મીજાજમાં રહેવાની આપણને ઘણી જરૂર છે, નહિતો હોજરી વગેરે તેનું કામ સારી રીતે કરી શકતાં નથી.

આપણે હિંદુઓમાં તો જમવા પહેલાં સ્વસ્થ થઇને પાટલે નીરાંતે બેસવાનો રીવાજ મૂળથીજ છે. મંત્ર વગેરે પઢીને મન શાન્ત રાખી નીરાંતે જમવાનો, તથા જમ્યા પછી પણ અડધો કે એક કલાક નીરાંતે બેસવાનો અથવા હીંચકો હીંચકો ખાવાનો રીવાજ હોય છે, તે યોગ્ય છે. વળી ખાધા પછી પાન સોપારી ખાવાનો રીવાજ પણ વ્યાજબી જણાય છે. સોપારી ચાવવાથી

થુંક ખૂબ છૂટે છે અને તેની અસર હોજરી ઉપર થાય છે. વળી પાનમાં ચુનો અને કાથો વગેરે સાથે હોવાથી દાંતમાં ભરાઇ રહેતા અનાજના રજકણો બહાર નીકળી જઇ દાંત સાફ થાય છે અને દાંતની ખટાશ પણ ચુનાને લીધે મટી જાય છે. આવા સારા હથિયારનો પણ જો અણસમજણથી ગેરઉપયોગ થાય તો તે નુકસાનકારક નીવડે છે.

કોઇ માણસ જમવા બેઠું હોય તે વખતે તેને ઠપકો આપવાનું તેમજ તેને કોઇ કઠણ શબ્દો કહેવાનું, અથવા ખાતાં ખાતાં કોઇને અધુરે ઉઠાડવાનું આપણામાં મોટું પાપ ગણવામાં આવે છે, તેનો હેતુ પણ તમો બહેનોને હવે સ્પષ્ટ સમજાયો હશે. તેની માનસિક સ્થિતિમાં ફેરફાર થતાં, તેની હોજરીની ગ્રંથીઓમાંથી નીકળતા પાચનરસ અને હોજરીના વલોવવાની (Churning) ગતિમાં અડચણ આવે છે અને સંતોષકારક કામ થતું નથી.

ચાવ્યા વગર ગળી જવાની ખરાબ ટેવ બાળકોમાં ન્હાનપણથી પડે છે. નહિ ચવાયેલા કઠણ ખોરાકનો ભુકો કે છુંદો કરવા સારૂ હોજરીમાં કાંઇ ઘંટી, હથોડો કે દાંત જેવાં સાધન હોતાં નથી. હોજરી તો આપણી ચામડી જેવા નરમ પડદાની કોથળી છે. ચાવ્યા વગરના પદાર્થનો ભૂકો કે છુંદો હોજરી કરી શકતી નથી. એવો ખોરાક તો પેટમાં લાંબા વખત સુધી પડી રહે છે, અને તેથી બાળકના પેટમાં દુઃખે છે. કોઇ વાર ઉલટી થાય છે, કોઇ વાર ઝાડો પણ થઇ જાય છે, અને કોઇ વાર તાવ પણ આવી જાય છે, વગેરે દરદો ઉપજે થાય છે. આવાં અનેક દરદો બરાબર નહિ ચાવવાની ટેવને લીધે થાય છે, અને તે સર્વ નુકસાની તેની માતાની અજ્ઞાનતા અને બેદરકારીને આભારી છે.

બાળકોના દાંત પણ વહેલા પડી જાય છે, સડી જાય છે, દુઃખે છે, કે નબળા પડી જાય છે, એ બધાનું મોટું અને મુખ્ય કારણ બરાબર ચાવતાં નહિ શીખવવાનું છે. બાળકોને સખ્ત કે કઠણ ખોરાક ખાવા સારૂ આપવો અને તે બરાબર ચાવવાની ટેવ પડાવવી. ખાધા પછી હર વખત દાંત બરાબર સાફ કરાવવા. ખાધા પહેલાં પણ ખૂબ કોગળા કરાવવા. એવી એવી ટેવો જો તમો માતાઓ બાળકોમાં પડાવશો તો તેમનું જીવન તમે ઘણું સારૂં અને સુખી કરી શકશો. વિલાયતમાં નિશાળમાં ભણતાં નાનાં છોકરાં છોકરીના દાંત તપાસતાં એમ માલુમ પડયું છે કે સાઠ ટકા જેટલાંના દાંત સારી સ્થિતિમાં હોતા નથી. ૩,૦૦,૦૦૦ બાળકોની તપાસમાં ૨,૦૦,૦૦૦ બાળકોના દાંત ખરાબ સ્થિતિમાં હતા. આવી ગંભીર સ્થિતિની હયાતી વાસ્તે સર્વે દોષ માતાને શિર છે.

હવે ટુંકામાં સર્વનું રહસ્ય એક વાક્યમાં કહીશું:—સર્વ કઠણ ખોરાક ચાવો અને પ્રવાહી પદાર્થો ચાવો અને તમારાં વ્હાલાં બાળકોને ન્હાનપણથી કઠણ ખોરાક ચાવવાની અને પ્રવાહી પદાર્થ ચાવવાની ટેવ પડાવો. પ્રજા બાળકના પગ ઉપર ચાલે છે.

(સંપૂર્ણ).

# જ્યોત્સ્ના.

( લેખક—શા. હીરાલાલ રણછોડદાસ. )

( ગતાંકના પૃષ્ટ ૬૩ થી ચાલુ. )

મહાશય શંભુલાલ સર દ્વારકાદાસ પાસેથી વિદાય થઇને વાલકેશ્વરના માર્ગમાં પ્રયાણ કરી ગયા અને તેથી સહજ અનુમાન કરી શકાતું હતું કે, તેઓશ્રી પોતાની સવારી 'સૌન્દર્ય-નિવાસ' તરફ જવાનેજ ઉપડેલી હોવી જોઇએ. એ અનુમાન સત્ય જ સિદ્ધ થયું. કારણ કે, રાત્રીનો મોડો સમય હોવા છતાં તેઓશ્રી ત્યાંજ પધાર્યા હતા અને મિસ્ટર નટવરલાલ સાથે કોઇ એક અગત્યના વાર્તાલાપમાં નિમગ્ન થઇ ગયા હતા. તેઓ મિસ્ટર નટવરલાલને ઉદ્દેશીને કહેતા હતા કે-" વેલ મિસ્ટર નટવરલાલ, જુઓ, તમારી ઇચ્છાથી મેં તમારી સાથે ભાગમાં ધંધો કરવાનું પણ કબૂલ કર્યું અને તે પ્રમાણે 'પાર્ટનરશિપ' માં આપણો ધંધો શરૂ થયાને આજે બે માસ જેટલો સમય પણ થવા આવ્યો છે; તો હવે તમારે મિસ વિમળા સાથેના મારા થનાર લગ્નને 'ડિલે' કરવાની અગત્ય નથી. તમો કહેતા હતા તે પ્રમાણે જ્યારે, મિસ વિમળાનું પ્રથમ વેવિશાળ કરવામાં આવ્યું હતું તે સંબંધના હકોનું રાજીનામું અપાઇ ગયું છે; તો પછી હવે ત્યાર જાતનો વાંધો હોવાનો સંભવ પણ નહિજ હોય. આમ હોવા છતાં આટલી બધી ઢીલ શા કારણથી થાય છે, તે હું સમજી શકતો નથી."

એનો પ્રતિવાદ કરતા મિસ્ટર નટવરલાલ કહેવા લાગ્યા કે-" તમો ભૂલો છો, મિસ્ટર શંભુલાલ, તે માણસે જોકે લક્ષ્મનલાલથી પોતાના હકોનું રાજીનામું આપી દીધું છે; છતાં તેથી મારી જ્ઞાતિ પ્રત્યેની મારી જવાબદારી કાંઇ ઓછી થતી નથી, કારણ કે, તમો જાતિના બહારના. પરંતુ આ લગ્ન કરી આપવાનો મેં તો નિશ્ચયજ કર્યો છે અને તદનુસાર તા. ૨૮ મીને દિવસે તમારાં લગ્ન મિસ વિમળા સાથે હું અવશ્ય કરી આપીશ, માટે આપે નિશ્ચિન્તજ રહેવું."

શંભુલાલભાઇ તો આ ઉત્તરથી, નટવરલાલભાઇની આ મધુર વાણીથી જાણે ખુશ ખુશ થઇ ગયા હોય ની ! એવોજ તેમનો દેખાવ થઇ ગયો અને આનંદને ઝરી ન શકવાથી તેઓ બોલી ઉઠ્યા કે-" મિસ્ટર નટવરલાલ, આજે તો મેં જે બે કાર્યો કર્યાં છે, તે બન્ને કાર્યો ઘણાંજ અગત્યનાં હતાં; એમાંનું એક કાર્ય લગ્નનું હતું તે નક્કી થઇ ગયું છે-અને બીજું તે મનોહરાને આપણી ઇચ્છાને આધીન કરવાની યોજના પણ પૂરી થઇ ગઇ છે. હવે ફક્ત પૈસા ભૂખ્યા રોકડા પૈસા સાથે વળગાડેલા રમાનગરમાંના કારખાનામાં હરામખોર મજૂરોએ જે હુલ્લડની શરૂઆત કરી છે, તેની સમાપ્તિ અને શાંતિ થઇ જાય તો બસ."

આ તથા એવાજ અન્ય વાર્તાલાપમાં રાત્રિના તૃતીય પ્રહરનો સમય થઇ જવાથી મિસ્ટર શંભુલાલે નટવરલાલની રજા લઇને પોતાતાના ગૃહ પ્રતિ જવાની ઇચ્છાથી વિકટોરિયામાં ગાડી હાંકનારને જલ્દી હાંકીને ત્યાં લઇ જવાનો હુકમ આપી દીધો. અસ્તુ.

પ્રસ્તુત વિષયવિભાગના પ્રારંભમાં દર્શાવ્યા પ્રમાણે આગળ વર્ણવેલી ઘટનાને આજે ચાર દિવસનો કાળાવધિ થવા આવ્યો હતો એટલે કે, આજે રવિવારનો દિવસ હતો. આ ચાર દિવસથી શંભુલાલભાઇ બહુજ પ્રસન્ન તથા પ્રફુલ્લિત રહ્યા કરતા હતા અને તેમનો તે આંતરિક આનંદ

તેમના વર્ત્તનથી સ્પષ્ટ જણાઇ આવતો હતો; કારણ કે, તેમણે ઓફિસમાં જવાનું સર્વથા બંધ કરીને As quitto & Lord અને Hoar'& Co આદિ ઊંચી દમના પોષક બનાવનારાઓની પેઢીઓમાં કે પછી Kemp & Co આદિ પર્ફ્યુમરીના મોટા વ્યાપારીઓની શોપોમાં ફરતા દેખાતા હતા આજે રવિવારનો નવરાશનો દિવસ હોવાથી તેઓશ્રીમાને તેમના જેવાજ બેચાર મિત્રો તથા રમાનગરથી આવેલા એકાદ બે મિત્રો કે જેઓ કારખાનાવાળા હતા તેમને પોતાને ઘેર જમવાનું આમંત્રણ કર્યું હતું અને સવારમાં નવ વાગ્યાથી મધ્યરાત્રિ સુધી મોજ કરવાની ગોઠવણ કરી હતી. મોદીને પણ મોજમાં વધારો કરવાના એક સાધન તરીકે આ પ્રાઇવેટ પ્રેધરહુડમાં ભાગ લેવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું.

નવ વાગી ગયા છે. શંભુલાલ આજે અનેક કારણોને લઇ આનંદની પરિસીમા અનુભવતા હતા, કારણકે છેલ્લા પંદર દિવસોમાં તેઓના દરેક પાસા સીધા—જીતના પડયા હતા. કેમકે એક તરફથી તેઓશ્રીના લગ્ન સંબંધનું પણ નકી થઇ ગયું હતું, જ્યારે બીજી તરફથી પોતાનું દિલ જીતનાર મનોહરાને મેળવવા માટેની યોગ્ય ગોઠવણ પણ થઇ ચૂકી હતી, હવે માત્ર રમાનગરમાંનું મજુરોનું હુલ્લડ શાન્ત થઇ જાય અને તા. ૨૯ મી ફતેહમંદ રીતે પોતાનો લગ્ન સંબંધ થઇ જાય એટલે પોતાને સ્વર્ગનું સુખ મળશે એમ તેઓશ્રીની માન્યતા હતી. આ પ્રમાણેના વિચારોમાં તલ્લિન બનેલા શંભુલાલ અત્યારે પોતાના સુવાના ઓરડામાં સ્હાને ન્યાય આપતા બેઠા હતા. નોતરેલા મિત્રોને આવતાં અદ્યાપિ વિલંબ થશે, એમ ધારી તેઓ અત્યારે માણસો પાસે લગ્નકાર્યમાં ઉપયોગમાં લેવાનો સામાન પેક કરાવતા હતા, કારણકે લગ્ન પ્રસંગને-હવે માત્ર એકજ અઠવાડીયાનો વિલંબ હતો, અને તે પહેલાં ડેકોરેશન ઇત્યાદિની ગોઠવણી માટે સામાન ત્વરાથી મોકલ્યા સિવાય ચાલી શકે તેમ નહોતું.

આ પ્રમાણેના કાર્યમાં થોડો સમય થયો હશે, એટલામાં બહારથી એક માણસે આવી શંભુલાલના હસ્તમાં પીળારંગનું એક પરબિડયું અને સહી કરવાની સ્લિપ મુકયાં; શંભુલાલે આતુરતાથી પાસેના ઓરડામાંથી પેન્શિલ મંગાવી તે સ્લીપપર સહી કરી આપી માણસને સોંપી, અને તુરતજ તેમાંનો કાગળ વાંચવા માંડયો, જે નીચે પ્રમાણે વંચાતો હતો.

"I accept youi offer;
Gauherjan."

આ પ્રમાણેનો તાર વાંચી શંભુલાલના આનંદમાં વળી ઓર આનંદ થયો, કારણકે તેમાં ગૌહરજાને તેની ઇચ્છા પ્રમાણે રૂા. ૧૫૦૦૦) માટે માથેરાન આવવાનું કબુલ્યું હતું. હવે આપણે તેઓશ્રીમાનને આ સ્થિતીમાંજ મૂકી, તેમનું મિત્રમંડળ આવી પહોંચે અને આપણને તેઓ વચ્ચેનું સંભાષણ સાંભળવાનો સુયોગ પ્રાપ્ત થાય, તે પહેલાં 'પ્રિન્સેસ સ્ટ્રીટ' માંના એક માળામાં આપણી નજર ફેરવવાની જરૂર છે.

આઠેક વાગ્યાનો સમય થયો હશે, તે વખતે પ્રિન્સેસ સ્ટ્રીટનો નાકાપરના એક ચાર માળના મકાનના ત્રીજા મજલાના એક ઓરડામાં એક યુવક તેના હાથમાંના છાપામાંના એક ફકરા તરફ એકાગ્રતાથી જોઇ રહેલો દષ્ટિગોચર થતો હતો. અત્યારે તેના શરીરપર ફકત એક અધ મલનું પહેરણ અને બંગાલી ધોતીઉં એટલા વસ્ત્રો અને પગમાં પાવડીઓ એટલુંજ આભુષણ હોવા છતાં તે યુવકના ચ્હેરાપરની અતિશય તેજસ્વીતા તેના પ્રત્યે સ્વાભાવિક માનબુદ્ધિ ઉત્પન્ન કરતી હતી. જે ઓરડામાં તે યુવક બેઠો હતો તે ઓરડામાં ચારે તરફ પુસ્તકો સિવાય

અન્ય કોઈજ ફરનીચર દ્રષ્ટિગોચર થતું નહોતું, અને તે પરથી તે યુવકની સાદાઈ અને પાશ્ચાત્ય સર્વ સારનો ઉપાસક નહિ હોવાની કલ્પના નિર્ભયરીતે કરી શકાય તેમ હતું.

આ યુવકની ઓળખાણ આગળપર અમો વિસ્તારપૂર્વક આપવાના હોવાથી, અત્રે એટલુંજ કહેવું બસ થશે કે, આ પુરૂષ અન્ય કોઈ નહિ પણ જ્યોતિકાન્ત પોતેજ હતો.

જે ફકરા તરફ તે એકાગ્રતાથી ધ્યાન રહ્યો હતો તેનું અધ્યયન પુર્ણ થઇ ગયું હોય તેમ તેને તેના હાથમાંનું છાપું જમીનપર ફેંકી દીધું. તે ફકરાના વાંચનથી તેના હૃદયમાં અનેક વિચારો થતા હશે તેમ તેના ચ્હેરાપર વારંવાર ફરતા ચિન્હોપરથી સહજ અનુમાન કરી શકાતું હતું. તે વિચારતો હતો કે:–

જે ભારતવર્ષમાં સુખ અને સંપનુ સામ્રાજ્ય વ્યાપેલું હતું તેની આવી દુર્દશા સંભવે છે? અરે જેના બાળકો સત્યતા અને નિતીને ખાતર પોતાના પ્રાણની આહૂતી આપવામાં પણ પોતાનું ગૌરવ સમજતા હતા, તેનાજ બાળકો આજ ફક્ત પેટના–પોષણને લીધે ગમે તેવું કુકર્મ કરવા સદા તત્પર છે; અને તે શાથી? ગરીબાઇ કે બીજું કંઇ? એજ! એજ! ગરીબાઇએજ દેશનું સત્વ બાળી નાખ્યું છે, હાય! તેનેજ આ દેશના પુરૂષોને નપુંસક, બાયલા કરી દીધા છે. જે પ્રજાને પેટના પોષણ જેટલુ પણ ન મળતું હોય, જે પ્રજાને ફેંકી દેવા લાયકના અન્નપર પોતાનું ગુજરાન ચલાવવું પડતું હોય, તે પ્રજા–બળહિન–સત્વહિન–થઇ જાય તો તેમાં શું આશ્ચર્ય છે? વર્ષો થયાં કુંભકર્ણ જેવી આ પ્રજાની ઘોર નિદ્રા અદ્યાપિ પણ ઉડતી નથી–કયાથી ઉડે? જ્યાં રાત્રિ દિવસ જાગતા દેશોના અસત વિદ્વાન પ્રતિનીધિઓ પોતાની પ્રજાને પોષવા સારૂ, અજ્ઞાન અને બળહિન પ્રજાના સાધનો કળાપૂર્વક ખેંચવા બારે પહોર તૈયાર હોય તેની અસર આ રાંકડી પ્રજા પર કુંભકરણની નિદ્રા લાવે તો તેમાં શું આશ્ચર્ય છે. જે કળાઓવડે આપણા દેશના યુવકોને બાયલા–સત્વહિન કરી દીધા છે, જે કળાઓવડે તેઓએ આપણને સતાધી બનાવ્યા છે, જે કળાઓવડે આપણા દેશનું સત્વ બાળી નાખ્યું છે, તે કળાઓનો નાશ કરવામાંજ આપણું કલ્યાણ છે. કળાને બે બાજૂ છે. કળાનું વસ્તુત સ્વરૂપ ઘણુંજ સુંદર અને દેદિપ્યમાન છે પણ જેવી રીતે તેને યોજવામાં આવે તે પ્રમાણે તે તેનું ફળ આપે છે. કેળવણી અને વ્યાપાર એ બન્ને કળાઓ છે. કેળવણીની કળાની યોજના આપણા પ્રતે કેવા પ્રકારની છે–તેનું ફળ આપણને કેવા પ્રકારનું મળ્યું છે તે તો આપણી જાણ બહાર નથી. તેજ કળાએ આપણા યુવકોને ૨૨ કે ૨૫–વર્ષની ઉમ્મરે ફક્ત ૩૦ કે ૩૨ રૂપીયાની માસિક કિંમતના બનાવ્યા છે. તેજ કળાએ આપણા સ્ત્રીસમાજને સ્વતંત્ર અને સમાન હક્કની ઇચ્છાવાળી બનાવી છે. અને વ્યાપારની કળા–હાય તેજ કળાનુ નિશાન પણ આપણા તરફ કેવી રીતે યોજાયેલું છે કે જેણે ભારતવર્ષની પ્રજાનું જડમૂળ ખેંચી નાખ્યું છે. પ્રચંડ રાજ્યદ્વારી જ્ઞાનનો નેતા લૉર્ડ બર્નહાર્ડીના તે શબ્દોમાં અસત્ય જેવું શું છે? તે સત્યેજ કહે છે કે.—

"The industries depend, therefore mainly on exporation, *work & employment* are *secured* so long as they find markets which gladly accept their *products, since they are paid for by foreign cuntries. • • • • Great commercial cuntries will,

* આ સ્થળે તેનો અર્થ કાચા પદાર્થોનો નથી પણ, બનાવેલી તૈયાર કરેલી વસ્તુઓ છે.

on the one hand, shut their doors more closely to outsiders, and the countries hither on the down-grade will develop home industries, which, under the more favourable conditions of labour and production, will be able to supply good cheaper than those imported from the old industrial States.[1] These latter will see their position in the world markets endangered, and thus it may well happen that an export country can no longer offer satisfactory conditions of life to its workers. Such a State runs danger not only of lossing a valuable part of its population by emigration, but of also gradually falling from its supermacy in the civilised & political world through diminishing production lessend profits."

સુખ, ઉદ્યોગ હુન્નરના શિખરે ચડેલા રાજ્યોએ શું પોતાની વાણિજ્યશક્તિ આપણા ભોગે ઉભી રાખી નથી ? એટલુ તો નિશ્ચિત છે કે જ્યાંસુધી પ્રજામાંથી ગરીબાઇ સર્વાંશે દૂર નથી ત્યાંસુધી પ્રજા ગમે તેટલી ધર્મચુસ્ત હોવા છતાં તે પ્રજામાં કુસંપ, સત્વહિનતા આદિ દુર્ગુણોનો આવાસ રહેવાનોજ, એટલુંજ નહિ પણ તે પ્રજાનું અસ્તિત્વ ટકવુ સર્વથા અશક્યજ છે. આ પ્રમાણે જ્યોતિકાન્તની વિચારમાળા ચાલતી હતી એટલામાં બહારથી ભૃત્યએ આવી તેના હાથમાં કવર આપ્યું. આ કવરમાંનું પત્ર વાંચતાં વાંચતાં તેના ચ્હેરા પરની શાન્તિનો સર્વથા નાશ થયો અને તેને સ્થાને ઉદ્વેગભરેલી સ્થિતિનું ભાન કરાવનાર ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યા. જે ફકરો વાંચી જ્યોતિકાન્તને ઉપરના વિચારો ઉદ્ભવ્યા હતા, તે ફકરો અને આવેલા પત્રની નકલ નીચે પ્રમાણે છે —

## સાંજવર્તમાનનો ફકરો.

તા. ૩૦ મી ડીસેમ્બર આખર થયેલા ત્રણ માસ માટેનો મુંબઇ શહેરની સુધરાઇને લગતો હેલ્થ ઑફીસરનો રિપોર્ટ બહાર પડ્યો છે તે ઉપરથી જણાય છે કે "અનાજના ભાવ પણ ઘણાજ વધી ગયા છે." ખોરાકની ચોક્કસ જણસોની મોંઘવારીને લીધે ગરીબ મનુષ્યોને ઘણાઇ આગમજ જે ખોરાક ફેંકી દેવામાં આવતો હતો, તેની ઉપર ગુજારો કરવો પડે છે. ખોરાક જાત અને જથ્થાની ખામીને લીધે પણ શહેરના મરણ ઉપર સીધી અસર કરે છે.*

## મળેલા પત્રની નકલ.

Mr. Shambhulal Chaganlal,

Request the pleasure of Mr. Jyotikant and family's presence

---

1 આ સ્થિતિએ પહોંચવું એજ આજના વ્યાપારીઓનું અને રાજ્યદ્વારીઓનું લક્ષ્યબિન્દુ હોવું જોઇએ.

* આ બીના સાંજના તા. ૪ થી ના અંકમાંથી અક્ષરશઃ ઉતારવામાં આવી છે, અને તેમાં કલ્પનાનું બિન્દુ માત્ર પણ નથી. લેખક.

at his Villa in Matheran on Tuesday the 26 1918 at 6 P. M. to witness the nupitals of—

SHAMBHULAL CHAGANLAL

with

MISS VIMLA SARABHAI.

And there after to attend at the hatch-party specially arranged for the occassion to be performed by renomed Miss Guabar & Sarawati.

કાગના વાંચનથી જ્યારે જ્યોતિકાન્ત વિચારમાં પડ્યો હતો, ત્યારે પાછળથી આવેલા પત્રના વાંચને તેના જેવા શાન્ત અને વિચારશીલ પુરૂષના હૃદયમાં પણ ક્રોધ ઉપજાવ્યો હતો, આ વખતના તેના ઉદ્‌ગારો શું હશે તે આપણે જાણવાની જરૂર નથી પણ અત્રે એટલુંજ જણાવવું બસ થશે, કે જ્યોતિકાન્તે શંભુલાલના આમંત્રણને માન આપી માથેરાન જવાનો નિશ્ચય કર્યો. તે પોતે જોકે આવા મેળાવડાઓ અને મિટીંગોનો વિરોધી હતો છતા પણ તેને આવા પ્રકારના મનુષ્યોની હીલચાલ પુર ધ્યાન રાખવાનું યોગ્ય ધાર્યું હતું; અને તેથીજ સર દારકાદાસ, લેડી દારકાદાસ, મોદી, જોન્ જેનસ્, નટવરલાલ, આદિની કંપનીમાં જોડાયો.

(અપૂર્ણ.)

# વરધેલીનું પતિ પૂજન

(લેખક—નલિનીકાન્ત)

(ધીર સમિરે યમૂના તીરે રટતી મુખે વનમાલીરે—એ રાગ)

વરધેલી યુવતિ પતિ પૂજન, કરવા વેગે ચાલી રે,
પચરંગી કૈં વસ્ત્ર ધરીને, નિજ અંતરમાં મ્હાલીરે વરધેલી૦
કુંકુમ–ચન્દન કેશર ધારી, અક્ષત લીધા સાથેરે;
સુન્દર મનહર પુષ્પ તણીકૈં, ગૂંથી છાબડી હાથેરે. વરધેલી૦
નાજુક બાળા નીચું જોતી, ધીમું પગલું મૂકેરે;
શીયલ ને મર્યાદ ત્યજી ના, આડી નજરે નિરખેરે. વરધેલી૦
ચન્દ્ર અહા! રજનીને સંગે, કેવો સુખકર શોભેરે,
પ્રિયા સગમાં પ્રતિદિન કૈંકૈં, પૂર્ણ કલાએ વિકસેરે. વરધેલી૦
સ્નેહ ભર્યાં સહચાર જગતમાં, સ્વર્ગ સમું સુખ આપેરે,
વિષમય આ વ્યવ્હાર તણા ત્યાં, ભેદ સકળ ભૂલાવેરે. વરધેલી૦
સુખ અનુપમ એજ સખિ! છે, સ્નેહ રમે જીવલાયાં રે,
હૃદયે અધરે નયન વિષે હા, પતિમુખ કેરી છાયારે. વરધેલી૦
સફલ થયો અવતાર સખિ! આ, લ્હાવ અનુપમ લીધોરે;
ભવ ભવ દેજે જન્મ પ્રભુ! તું, એજ પતિના ઓરે. વરધેલી૦

# વિષ વૉલિશ

## [ એક ઐતિહાસિક કથાનક ]

( લેખક—રા. રા. ચુનીલાલ વર્ધમાન શાહ

### પરિચ્છેદ ૧૧ મો.

### રાજ્ય પ્રાપ્તિ.

જે વખતે કુમારપાળ પાટણમાં આવી પહોંચ્યો, તે વખતે સિદ્ધરાજનો દેહાંત થઇ ચૂક્યો હતો અને ગાદી ઉપર કોને બેસાડવો તેના સંબંધમાં સામંતો, સરદારો અને રાજકુટુંબીઓ વચ્ચે ઘડભાંજ ચાલી રહી હતી. સિદ્ધરાજનો વિશ્વાસુ નોકરવર્ગ સિદ્ધરાજના પ્રતિપન્ન પુત્ર ચાહડદેવને ગાદીપર બેસાડવાની તરફેણમાં હતો, ત્યારે બીજો કેટલોક વર્ગ હકદાર વારસ તરીકે ત્રિભુવનપાળના એક પુત્રને ગાદી આપવાની તરફેણમાં હતો. હેમાચાર્ય તો પહેલેથીજ કુમારપાળના આશ્રયદાતા હતા એટલે આખા પાટણના શ્રાવકો ત્રિભુવનપાળના પુત્રની હિમાયતમાં હતા. બ્રાહ્મણ વર્ગ ચાહડદેવને ગાદીપર બેસાડવાની જરૂર દર્શાવતો હતો, પરન્તુ ક્ષત્રિયવર્ગ તેની વિરૂદ્ધ હોવાથી બ્રાહ્મણ મુત્સદીઓ પોતાનું જોર જણાવી શક્યા નહિ.

છેવટે સૌની પસંદગી ત્રિભુવનપાળના વંશ ઉપરજ પડી, પરન્તુ તેના બે મોટા પુત્રો સિદ્ધરાજનું વિશાળ રાજ્ય જાળવી શકે તેવા પ્રતાપી નહોતા, તેથી ત્રિભુવનપાળના મોટા પુત્રનેજ ગાદી આપવાનો નિશ્ચય તેઓ કરી શક્યા નહિ. પરંતુ રાજમંડળની સભામાં જે સૌથી વધારે યોગ્ય જણાય તેનેજ ગાદી આપવાનો નિશ્ચય કરવામાં આવ્યો. એ પ્રમાણે રાજમંડળની સભા ભરવામાં આવી. ત્રિભુવનપાળના ત્રણે પુત્રો તેમાં હાજર રહ્યા. સૌથી મોટા પુત્રને મુખ્યમંત્રીએ પોતાની પાસે બોલાવ્યો એટલે તેણે તેની પાસે જઇને પૂછ્યું:—" મને શી આજ્ઞા છે ? "

આ પ્રશ્ન ઉપરથીજ સભા તેની નાલાયકાત સમજી ગઇ, અને તેને બેસાડી દેવામાં આવ્યો. બીજા પુત્રને બોલાવીને તેને પૂછવામાં આવ્યું કે " મહારાજ સિદ્ધરાજનું રાજ્ય તમે કેવી રીતે ચલાવશો ? " એટલે તેણે જવાબ આપ્યો.—" આપ જેમ કહેશો તેમ ચલાવીશ " આ જવાબમાં પણ સભાને કાંઇ તેજ લાગ્યું નહિ છેવટે કુમારપાળને બોલાવીને તેને પણ તેવોજ પ્રશ્ન પૂછવામાં આવ્યો એટલે તેણે કહ્યું:—" મારી આ સમશેરવડે મહારાજા સિદ્ધરાજ જયસિંહના રાજ્યનું હું રક્ષણ કરીશ. " આ જવાબથી પ્રસન્ન થઇને મંત્રીઓએ કુમારપાળનેજ ગાદીપર બેસાડ્યો.

એક વાર જેને પ્રાણ બચાવવાને માટે આમ તેમ ભટકવું પડતું હતું, બાવાનો વેશ ધારણ કરવો પડ્યો હતો, કુંભારના નિંભાડામાં સંતાઇ જવાનો વખત આવ્યો હતો, વને વન ભટકવાનો અને ભૂખના દુઃખથી ભીખ માગીને તથા વિષમય ફળ ખાવાનો સમય આવી પહોંચ્યો હતો, તેને રાજ્ય મળ્યું ! કુમારપાળ તેથી જરા પણ ગર્વિષ્ટ બન્યો નહિ. પોતાની દુઃખી અવસ્થામાં



"નહિ મિત્ર! તારું ઋણ હું ચુકાવવાનો યત્ન કરું છું પણ આ રીતે તે ઋણ પૂરેપૂરું ચુકાવી શકાતું નથી એટલો મને અસંતોષ રહે છે."

ચિત્રકાર રા. ત્રિભુવનદાસ પટેલ.

જેઓએ તેને મદદ કરી હતી, તેઓ સર્વને તેણે ન્યાલ કરી નાખ્યા, જેમાં આપણી કથાનો નાયક વિપ્ર વોસિરિ અને સજ્જનકુમાર પણ હતા.

રાજ્યાભિષેકની કચેરીની વચ્ચે વોસિરિને અને સજ્જનને કુમારપાળે પોતાની પાસે બોલાવ્યા. તેઓ બન્ને કુમારપાળની બે બાજુએ નમ્રતા પૂર્વક આવીને ઉભા રહ્યા. કુમારપાળે પોતાના એક હાથમાં એક તામ્રપત્ર લીધું અને બીજા હાથમાં એક લાંબો લેખનો કાગળ લીધો. તામ્રપત્ર વોસિરિને આપતાં અને લેખપત્ર સજ્જનને આપતાં તે બોલ્યો "મારા મિત્રવર્ગો તમો હોઇને જ મારૂં જીવન છે અને એ જીવનને ટકાવવામાં તમે મને સહાય કરી તેથી જ મને આ રાજ્યપ્રાપ્તિ થઈ છે એક રીતે આ રાજ્યપ્રાપ્તિ તે તમારી મિત્રતા અને સેવાનું જ ફળ છે. તેનો સંપૂર્ણ બદલો તો મારાથી આપી શકાય તેમજ નથી, પરંતુ આ ક્ષુદ્ર ભેટ હું તમને આપું છું, તે સ્વીકારો."

સજ્જન સમજ્યો નહિ કે પોતાને શું આપવામાં આવે છે, એટલે તેણે કહ્યું "મહારાજ! મેં તો રાજ્યની સેવા કરીને પુણ્ય બાંધ્યું છે, પણ આપ મને શું આપો છો?"

કુમારપાળે કહ્યું "સજ્જન! જે રાત્રે દધિસ્થળીમાં રાજમહેલમાંથી નાસીને હું તારા નિવાસમાં સંતાયો હતો, તે રાત્રે તું અને વોસિરિ મારો વૃત્તાંત સાંભળતા મધરાત સુધી જાગતા બેઠા હતા. તેથી કંટાળીને તારા પિતાએ એવું કહ્યું હતું કે 'સજ્જન! સધરા જેસંગનું રાજ્ય મળશે તો એને મળશે; તેમાંથી તને કાંઇએ ચિત્રકૂટનો પટ્ટો આપવાનો નથી કે વોસિરિને લાટ દેશ આપી દેવાનો નથી" તે ઉપરથી આજે હું તને ચિત્રકૂટનો જ પટ્ટો અને વોસિરિને લાટદેશ આપી દેવાનું તામ્રપત્ર લખી આપું છું."

"મહારાજ! મા! બાપના એ શબ્દોથી આપને આટલું ખોટું લાગ્યું?"

"નહિ. સજ્જન! પરંતુ એ વૃદ્ધ પુરૂષના શબ્દો કે જે તે વખતે કટાક્ષમાં બોલાએલા હતા, તે અત્યારે ખરા પડવાનો વખત આવ્યો છે અને હું તને ચિત્તોડ તથા વોસિરિને લાટદેશ આપી શકું છું તે સાંભરવાથી મને બહુ હર્ષ થાય છે માટે મારા બન્ને મિત્રો! મારી એ ક્ષુદ્ર ભેટનો સ્વીકાર કરો"

વોસિરિ બોલ્યો "મહારાજ! મેં તો આપની સેવા બજાવીને માત્ર પરભવનું ઋણ ચુકાવ્યું છે, અને વળી આપ આ રીતે મને નવા ઋણના બંધનમાં નાખો છો હો!

"નહિ મિત્ર! તારૂં ઋણ હું ચુકાવવાનો યત્ન કરૂં છું, પણ આ રીતે તે ઋણ પૂરેપૂરૂં ચુકાવી શકાતું નથી એટલો મને અસંતોષ રહે છે!"

"ધન્ય! મહારાજા! ધન્ય!" એવો ઉતાવળે પોકાર કરતો એક બારોટ કચેરીની વચ્ચે આવીને બોલ્યો

(છપ્પો)

'ધન્ય કુમાર નરેંદ્ર! ધન્ય ધન્ય તારી વાણી,
"ધન્ય ત્રિભુવનપાળ! ધન્ય કાશ્મીરારાણી!
"જાયો પુત્ર ઉદાર, ઉડુ ગણમાં શશી જેવો,
"કરતો ઉજળું જગત, એકલો પોતે એવો!
"ધનહીણુ પણ સેવક સુશીલ, મિત્રો નિજ કરૂં બને,
"ભૂલ્યો નહિ, નહિ ભૂલશે, ધન્ય કુમાર નરેંદ્રને!"

આશ્રિટના ધન્યવાદથી રાજસભામાં પ્રશંસાનું જે મોજું ચડયું તે કેટલીકવારે શાંત થયું અને સભામાં સ્વસ્થતા વ્યાપી સજ્જન અને વોસિરિએ કુમારપાળની ભેટો સ્વીકારી અને તેની સાથે વોસિરિને લાટદેશના અધિપતિનો તથા સજ્જનનો ચિત્રકૂટના અધિપતિનો મૂલ્યવાન પોશાક આપવામાં આવ્યો તે તેઓએ ધારણ કર્યો. કુમારપાળના એ બન્ને દરિદ્ર મિત્રો પોતાને એ પોશાકમાં સજ્જ થએલા જોઇને શરમાવા લાગ્યા, પરન્તુ રાજમંડળ તો તેમની સેવાઓને માટે તેમની તરફ પ્રશંસક બુદ્ધિથી નજર કરી રહ્યું હતું ! ધન્ય એ મિત્રતાને અને ધન્ય કુમારપાળ જેવા રાજાને કે જેણે राजा मित्रं केन दृष्टं श्रुतं वा એ લોકકથનીને જુઠી પાડી બતાવી.

(સંપૂર્ણ.)

## વિરહી પત્ર.

(લેખક—રાજકવિ નથુરામ સુંદરજી—વાંકાનેર.)

(સ્વસ્તિ શ્રી સ્નેહપુર સ્થાન—એ રાહ)

(૨)

મળતા તજીને પરદેશ નરનારીને રે; ધિક હું કુરભાગી દૂર ગતિ મારીને રે;
પક્ષિ પશુ પાવસ જોઇ રહેતા સાથે રે, ધિક મુજને વૃથા વિયોગ વેર્યો હાથે રે. ૧૦
લપટાઇ લતા તરૂ સાથ જોઉં આંખે રે, લાગે મુજ કામ કટાર પ્રિય તુજ પાખે રે;
નાગ શ્રવતા જોઉં નીર ઘન વરષ્યાથી રે, ચાલે મુજ નયણે નીર વિરહ દશાથી રે. ૧૧
કરી મોર અધિકા, શોર જોર જણાવે રે, મુજ તનડું તારી તર્ફ તુર્ત તણાવે રે;
કોયલ કરતી બહુ કલેશ લેશ ન જોતી રે, સુણી વચન વિરહની અસ્ત આંખો રોતી રે. ૧૨
ચાતક આ પરિતાપ ઉરમાં કરતો રે, નહી જોતો વાંસ કવાંસ મૂર્ખ ઉચરતો રે;
ગુણી ગાયે રાગ મલ્હાર તાન પ્રસારી રે, સુણી સદ્ય બને દિગમૂઢ બુદ્ધિ મારી રે. ૧૩
સુંદર સુકવિના કાવ્ય વાંચું જ્યારે રે, સો ગણો તુજ વિરહ વ્યથાય સાલે ત્યારે રે;
નથી ગામે પડતું ચેન ધામ ન ભાવે રે, સુખદેણ બગીચા દુઃખ ઉર ઉપજાવે રે. ૧૪
નિરગમવા વખત વિનોદ કોઇ ન સૂઝે રે, લાગેલો વિરહ કટાર ઘાવ ન રૂઝે રે;
ક્યાં જેઉં કહું કોને દુઃખ સુખ નથી થાતું રે, પીડા પામે છે પ્રાણ દિલ દુઃખ ગાતું રે. ૧૫
ધરી ધ્યાન કરૂં છું યાદ સુરતી તારી રે, તદ્વદ દેખું છું તુંજ ભામિની મારી રે;
કરીં વિનય વદું છું વાણી ક્યાં રહી પ્યારી રે, તુજ દિન્ય તિનો સ્નેહ સર્વ વિસારી રે. ૧૬
વ્હાલી મુજ વિણ ક્ષણ માત્ર તું ન રહેતી રે, જાશો નહીં મુજથી દૂર એમ કહેતી રે;
તે તુજ ગઇ પરદેશ મુજને મુકી રે, આ વિષય સુધા રસપાન પાવસ ચુકી રે. ૧૭
હાં ! આવ હવે મુજ અંક દૂર ન જાજે રે, હે સુંબન એક મધુર મૂર્ખ ન થાજે રે;
હરી એમ ભરૂં જ્યાં અંક કોઇ ન દેખું રે, રખડું બનીને વળી રંક ભ્રમણા લેખું રે. ૧૮
એવી અતિ સારી આંહી તુજ વિણ થાયે રે, વિરહાબ્ધિ વચમાં વ્હાણ મુજ અથડાયે રે;
તું નાવિક તે રહી દૂર અધિકી આગે રે; ભટકું છું ભૂલી રાહ મારે ભાગ્યે રે. ૧૯
વળીને આ વાંચી પત્ર વ્હાલી મારી રે, દેખાયે છે દિનરાત ખામી તારી રે;
જલ્દું જોવા તુજ મુખ હું આ ઠામે રે, વિનંતી કરી વારંવાર નથ્થુરામે રે. ૨૦

# આધુનિક સમયની આપણી અભણ અબળાઓ.

( લેખક—સુમન ગાંધી. )

કેળવણીની કિંમત કેટલી છે તે થોડે ઘણે અંશે નાના મોટા સૌ કોઈ સમજવા લાગ્યા છે. અત્યારે ઉચ્ચ કોમમાં કોઈ પણ માણસ પોતાના બાળકને ભણાવવાની આનાકાની નહિ કરતું હોય. દિવસે દિવસે કેળવણીનું ક્ષેત્ર વધતુ જાય છે અને વધતું જશે અને કેળવણીના સરકારોથી માણસની રહેણીકરણીમાં ફેર પડતો જશે પણ જેઓએ કેળવણી લીધી નથી અને જેઓ એવડી ઉમરે પહોંચ્યા છે કે તેઓ એકડે એકથી શરૂ કરી શકે તેમ નથી અને તેઓને ઇચ્છા પણ નથી, તેઓનું જીવન કઇ રીતે પસાર થાય છે અને તેમાં કાંઈ ફેરફાર થઈ શકે તેમ છે કે કેમ તે આપણે જોઇએ.

જે જે સ્થળે સ્ત્રીઓમો ઘણો ભાગ અભણ છે તેઓ ઘરકામમાં, દેવદર્શનમાં અને સારા માઠા પ્રસંગે બીજાઓને ત્યા જવામાં પોતાનો ઘણો સમય ગાળે છે તેમાંથી જો ફુરસદ મળે તો આડોશીપાડોશી ભેગાં થઇ કોઇ અમુક માણસ, અમુક ઘર કે અમુક બનાવોની વાતોચીતો કરે છે અને તે વિષે પોતે પોતાનો મત બાંધે છે દેવદર્શને જવુ જોઇએ, બીજાઓને ઘેર મરણુ થયુ હોય તો ત્યાં જઇ રડવું કુટવુ જોઇએ, યાત્રા કરવા જીંદગીમાં છેવટે એક વખતે પણ જવુ જોઇએ એમ માને છે. અને તે પ્રમાણે તેઓ કરે છે પણ શામાટે તેમ કરવુ જોઇએ? તેમ કરવાનો ઉદ્દેશ અને આશય શુ છે? તે તેઓ બિચારી સમજી શકતી નથી અને સમજવા પ્રયત્ન પણ કરતી નથી. અમુકની વાત સાચી હોય કે ખોટી તેનો વિચાર કર્યા વિના તે વાત બીજાને કહ્યાએ કહ્યા વિના તેઓ રહી શકતી નથી અને આવી રીતે વાત ફેલાવવાથી સામા માણસને કેટલું નુકશાન થાય છે તેનો તો તેમને ખ્યાલ પણ હોતો નથી. "કુટુંબના માણસોમાં ખામીઓ છે, અમુક મનુષ્યમા એમ છે, મારી ભાભીએ મને ફલાણે અવસરે નોતર્યાં નહિ, મારા ભાઇ તો ભાભીના ગુલામ બની ગયા છે, દેવદર્શને જતા ફલાણી બાઇ એક જણ સાથે વઢી પડયા," વિગેરે બાબતો સ્ત્રીઓના મુખમાંથી વારંવાર આપણે કાને પડે છે જે માણસ વિષે તેઓ વાત કરતા હોય તેણે પોતાની વાત સાંભળી હોય અને તે વાત કહેનાર પાસે હાજર થાય અને તેને પૂછે કે આ વાત તમે કરી છે કે નહિ! તો વાત કહેનાર તદ્દન ફરી જશે અને કબુલ નહિ કરે આવી નાહિંમત પ્રકૃતિ ઠામ ઠામ જોવામાં આવે છે આવી સ્ત્રીઓને તેઓની ભૂલ દેખાડવામાં આવે તો તેઓ પોતાની ભૂલ કબુલ કરતી નથી એટલુંજ નહિ પણ અર્થનો અનર્થ કરી સામા માણસને વઢવા દોડે છે અને આંખમાં આંસુ લાવી બીજાઓને પોતાના પક્ષમાં લેવા પ્રયાસ કરે અને જેની આંખમાં આંસુ આવે તે નિર્દોષ હોય એમ માનનારા આપણા ભોળા લોકો તેવી સ્ત્રીઓની વકિલાત કરવા આગળ આવે છે આવી રીતે પોતાનો પક્ષ વધતો જાણી સ્ત્રીઓ તેનો લાભ લે છે કેટલાએક આંસુઓ સામા માણસને ઠપકો આપે છે કે "તે તો મૂર્ખ પણ તુ એ મૂર્ખ?" આથી કરી સામો માણસ મૌન રહે છે, પણ તેથી સામી સ્ત્રી પોતે સાચી છે એમ માને અને પોતે પોતાની શક્તિથી સામા માણસને દબાવી દીધો એમ ધારી વધારે વઢવા માંડે છે

કુથલી કરવી તેજ અભણ અમણાઓના ફુરસદનો આનંદ છે. કોઇ પણ માણસ સારો છે અથવા કોઇ પણ કામ સારૂં છે એવું તેઓની વાતચીતમાં તેઓ ભાગ્યેજ કહેશે કે માનશે. મોહો મોહ લડવું અને જરાતરા બાબતમાં ગાળાગાળી આવવી તે તો અભણ સ્ત્રીઓમાં સામાન્ય હોય છે. જો તેઓના પતિ પણ અણસમજુ હોય તો તેઓ પોતાની સ્ત્રીનું ઉપરાણું લઇ સામા માણસ સાથે લડવા દોડે છે. આવા નાટક મહોલ્લે મહોલ્લે અને ઘેર ઘેર સામાન્ય જણાય છે.

બીજાઓની વાત કરવી, ટીકા કરવી, અને બીજાઓનું બુરૂં કરવું તેમાં અજ્ઞાન સ્ત્રીઓ જરા પણ આંચકો ખાતી નથી. પણ પોતાની વાત હોય તે છુપાવવા તો બહુ પ્રયત્ન કરે છે. પોતાનો સ્વાર્થ સધાતો હોય તોજ આવી સ્ત્રીઓ બીજાનું સારૂ બોલે છે. બાકી બીજાઓના દોષ ગાવા અને તે લોકોમાં ફેલાવવા એજ તેઓનું કર્તવ્ય છે, એમાંજ તેઓનો આનંદ છે અને એમાંજ તેઓનું સુખ છે એમ તેઓ માને છે.

આવી રીતની સ્થિતિ કુટુંબને, ગામને અને દેશને કેટલી નુકશાનકારક છે તેનો ખ્યાલ સામાન્ય જનસમાજને ક્યાંથી હોઇ શકે ! દેશને આર્થિક નુકસાન, નૈતિક નિષ્ઠુરતા, માનસિક મંદતા અને શારિરિક ક્ષીણતા લાવનાર અજ્ઞાન અભણ લોકો જ છે. હિંદુસ્તાનની ત્રીશ કરોડની વસ્તીમાં કેટલા કરોડ માણસો પોતાનો સમય નકામો ગાળે છે તેનો વિચાર કરો. તેટલો જ વખત જો કામકાજ કરવામાં કે હુન્નર ઉદ્યોગમાં ગાળવામાં આવતો હોત તો હિંદદેશની સર્વ જરૂરિયાતો દેશમાં જ પૂરી પડી શકત અને બીજા દેશ ઉપર આધાર બહુ ઓછો રાખવો પડત બીજા દેશો ઉપર આપણે કેટલો બધો આધાર રાખવો પડે છે, તે હાલની લડાઇએ દેખાડી આપ્યું છે. બીજા દેશો જે પ્રમાણમાં હિંદુસ્તાન કરતાં ઘણાં નાના છે તેઓ પોતાના દેશને માટે જરૂરની ચીજો રાખ્યા ઉપરાંત હિંદુસ્તાન જેવા અનેક દેશને તે પુરી પાડે છે તેનું કારણ ? એજ કારણ કે ત્યાંની સ્ત્રીઓ પોતાનાં પતિના ધંધામાં મદદ કરે છે અને કામે જાય છે. કામમાં પ્રવૃત્ત રહેવાથી તેઓના શરીર નિરોગી રહે છે, મન કુમાર્ગે જતું નથી, અને પોતાના નિર્વાહ માટે બીજાઓની ઉદારતા ઉપર આધાર રાખવો પડતો નથી. આપણી સ્ત્રીઓ જ્યારે નિરાધાર બની જાય છે ત્યારે જાતે કામ કરી ગુજરાન મેળવવાને બદલે ભીખ માગવાને ઘેર ઘેર માગવા માટે ભટકે છે, બીજાઓનાં મ્હેણાં ટોણાં, જાતનું અપમાન સહેવું અને બીજાઓના તિરસ્કારને પાત્ર થવું તેમાં શરમ નથી મનાતી, પણ બીજાઓનું કામ કરવું અથવા કોઇ ધરગતું ધંધો કરવો તેમાં હીણપ સમજે છે. ધર્માદાનો લાભ લેનાર પણ પોતાનો સમય કેટલો નકામો ગાળે છે તેનો અનુભવ ઘણે સ્થળે થાય છે. આવી રીતના નિરાશ્રીતોની સંખ્યા વધતી જાય છે. તેઓ પોતે કાવ્ય, ઇતિહાસ, ધર્મશાસ્ત્રો વિગેરેમાં કેવું ઉંડું રહસ્ય રહેલું છે તે સમજી શકતી નથી. મનના ભાવો જીવનમાં કેવું સુખ ઉપજાવે છે તેનો તેઓને સ્વપ્ને પણ ખ્યાલ હોતો નથી. આ સઘળાં કારણોને લઇને તેઓના શરીરના સ્વરૂપ અને આકૃતિ પણ ફરી જાય છે. અભણ સ્ત્રીઓના ચહેરા કેવા બેડોળ, ભયાનક અને દયા વગરના જણાય છે ? વૃદ્ધ ઉમરની સ્ત્રીઓના શરીર સૂકી ગયેલ, બેઢંગી અને નિસ્તેજ જણાય છે તેનું કારણ તેઓના અજ્ઞાન આચારવિચાર અને રહેણીકરણી છે. કેળવાએલ અને સમજુ સ્ત્રીઓના ચહેરા અને શરીર આથી તદ્દન ઉલટા જ જણાશે. અજ્ઞાનતાને લીધે તેઓ તંદુરસ્તીના નિયમો જાણી તથા

પાળી શકતા નથી અને તેથી ઘણી ભયંકર દર્દોના ભોગ બની લાંબો સમય હેરાન થઇ દેહમુક્ત થાય છે. શરિરમાં હૈવન હોવું કે ન હોવું તે તદ્દન જુદાજ કારણને લઇને છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે અજ્ઞાનતાથી કેટલી હાનિ થાય છે તે દરેક સ્ત્રી અને પુરૂષોએ વિચાર કરવો જોઇએ અને તે દૂર કરવા પ્રયાસ કરવા જોઇએ.

આ લખાણથી કદાચ કોઈ બ્હેનની ગેરસમજ ન થાય તેટલા માટે "અભણ અથવા અજ્ઞાન" કોને કહેવી તેનો હું અહિં ખુલાસો કરીશ. વાંચતાં કે લખતાં જેને ન આવડે તે અભણ કે અજ્ઞાન નથી તેમજ જેને વાંચતા લખતાં આવડે તે ભણેલાં કે જ્ઞાની છે તેમ પણ નથી પણ જે સ્ત્રીઓ વાંચતા લખતાં આવડે કે ન આવડે ને છતાં, કાર્યમાં પ્રવીણ હોય અને જેઓને અનુભવજ્ઞાન હોય તે કોઇ અજ્ઞાન નથી એમ સમજવું. અગાઉના સમયમાં સ્ત્રીઓને વાંચતાં લખતાં નહોતું આવડતું છતાં તેઓ અજ્ઞાન નહિ કહી શકાય કેમકે તેઓનું અનુભવજ્ઞાન બહુ હતું.

આ લેખનો ઉદ્દેશ મારી બ્હેનોના દોષો પ્રસિદ્ધ કરવાનો કે તેમને ઉતારી પાડવાનો નથી, પરંતુ તેઓના જીવનમાં જે જે ખામીઓ છે તે તેઓ પોતે જુએ અને જાણે, અને તેનાથી તેઓને કેટલું નુકશાન થાય છે તે સમજે અને સમજ્યા પછી પોતાનું જીવન સુધારે તે છે ખામી જાણ્યા વિના ખામી દૂર થઇ શકતી નથી.

---

# લાજ અથવા પરદા.

( લેખક—અ સૌ. રેણુકાગૌરી )

લાજ એ એક એવી ઉત્તમ વસ્તુ છે કે જે અનેક સ્ત્રીનું ખાસ આભૂષણ છે. લાજ કાઢવાનું કારણ શું. એમ સમજાય છે કે પોતાનાં વડીલો સાસુ, સસરા, પતિ વિગેરેની રૂબરૂમાં એવું કોઇ વર્તન થઇ ન જાય કે જેથી તેઓનું અપમાન થાય, બુરાં કામોથી બચવું એનું નામ લાજ છે હે પ્રિય બહેનો ! લાજ એનું નામ નથી કે ગોટા ઘુમટા કાઢીને ઘરના ખુણામાં ભરાઇ રહેવું. જ્યાંસુધી તમારૂં ચિત્ત સુશિક્ષિત નથી અને તમોએ વિદ્યા મેળવી નથી ત્યાંસુધી તમારી વૃથા લાજથી કાંઇ કુલીનતા આવી જવાની નથી. જ્યારથી આ દેશમાં મુસલમાનો આવ્યા ત્યારથી આપણામાં આ લાજ અને પરદાનો રીવાજ પેસી ગયો છે, કારણ કે તેઓ કુંવારી સુંદર કન્યાઓને પકડી લઇ જઇને તેમને પોતાની સ્ત્રીઓ કરી બેસતા. આ અત્યાચાર થી બચવાને દેશના [illegible]નોએ લાજ અને પરદાનો રીવાજ દાખલ કર્યો છે, જેથી મુસલમાનો કન્યાઓનાં મુખદર્શનની સૌંદર્યનો અનુભવ લઇ ન શકે હાલના શાંતિવાળા રાજ્યમાં એ જાતના રીવાજથી સ્ત્રીઓને નીચે પ્રમાણેનાં નુકશાન થાય છે —

ઉત્તમ હવા અને પ્રકાશ મળતો નથી, તેથી તેઓ નિત્ય બિમાર રહ્યા કરે છે, મોળી કુળી જાય છે, કોઇ પ્રકારની વિદ્યા મળી શકતી નથી અને કોઇ જાતની નવીનતા જોવામાં મોટો અંતરાય નડે છે, ઘડપણ પણ જલદી આવે છે મૃત્યુ પણ જલ્દી થાય છે,

# માતાઓને સંદેશ.

[ લે૦ મુલચંદ ચુનીલાલ ભગત—અમદાવાદ. ]

સ્વતંત્ર ભારતને જન્મ આપનાર સૌભાગ્યવંતા માતૃપદ અંકીત સ્ત્રીરત્નો ! ! !

નિરંતર સ્મરણમાં રાખો કે બચ્ચાંઓ—નાનાં નાનાં વ્હાલુડાં બાલુડારૂપી બાળઆત્માઓ પરમાત્માના અંશો છે. એ બાળકો સ્વતંત્ર જીવાત્માઓ ઉપર તમે તમારી આપખુદ સત્તા ચલાવી તેમની સ્વતંત્રતા છીનવી લેઇ તેમને તમારી મરજી માફક ચલાવો—વર્તાવો એ સારૂ તમોને તે સોંપવામાં આવ્યાં નથી અગરતો તેમના પ્રતિ ઘાતકી રીતે વર્તો અને તેમને તમારા સ્વાર્થ અગર મોજશોખને ખાતર રમકડાં તુલ્ય વાપરો એટલા ખાતર નહી પણ તમે તેમના પર પ્રીતિ રાખો, અને તેમને તેમની પોતાની અંદર રહેલી દિવ્યતા પ્રકટ કરવામાં તમે મદદ આપો એટલા સારૂ તમને સોંપવામાં આવ્યાં છે તો આ દિવ્ય જીવાત્માઓ—ઉગતા જીવનની આશા રાખનારા આ બાળકો પ્રતિ તમારે કેટલો બધો પ્રેમ દર્શાવવો જોઇએ ? તમારામાંથી તેમના પ્રતિ શુદ્ધ સાત્વિક પ્રેમનું ઝરણું કેવું સ્વાભાવિક અને અસ્ખલિતપણે વહેવું જોઇએ ? તમારે તેમના પ્રતિ કેટલી બધી દયા દર્શાવવી જોઇએ અને કેટલી બધી ધીરજથી તેમની સાથે કામ લેવું જોઇએ ? આવી રીતે તેમની આ બાળ જીવાત્માઓની સેવા બજાવવાનો પ્રભુએ તમોને પ્રસંગ આપ્યો છે તે માટે,તમારે તમારી જાતને કેટલી બધી ભાગ્યશાળી ગણવી જોઇએ ? આ સાથે એ પણ સ્મરણમાં રાખવું ઘટે છે કે—તમે વૃદ્ધ નથી અને તેઓ નાના નથી પણ આત્માની અપેક્ષાએ તમે અને એ બાળક બન્ને આખરે સમાન છો માટે તમારે તમારી તેમના તરફની વર્તણુક સ્વાર્થી, નિર્દય જોહુકમી ચલાવનાર સત્તાધીશ જેવી નહીં પણ મદદગાર મિત્ર જેવી રાખવી જોઇએ તમારો કોઇ સ્નેહી કદી નવો કોટ પહેરી આવે તો તમે તેના પ્રતિ કાંઇ જુદા પ્રકારનું વર્તન કરતા નથી તેવીજ રીતે કોઇ આત્મબંધુ—બાળકરૂપે તમારા સંબંધમાં આવે તો તેને તમારો એક જુનો મિત્ર નવા પોશાકમાં તમારી પાસે આવ્યો છે એમ સમજી તેના પ્રતિ સંપૂર્ણ પ્રેમ અને પૂર્ણ દિલસોજીથી તેને વધાવી લઇ તેને પોતાની અંદર ગુપ્ત રહેલી દૈવીશક્તિઓ પ્રકટ કરી તમારા જેવા અગર તેથી પણ અધિક ઉચ્ચ મનુષ્ય થવામાં મદદ કરવી ઉચિત છે.

"બાળકો પ્રભુના દૈવી સંદેશકો—ઉપદેશકો છે. તેઓ આપણી પાસે પ્રેમ—આશા—અને શાંતિના પાઠ ભણાવવા સારૂ મોકલેલાં હોય છે."

નિર્દોષ બાળકો પ્રતિ નિર્દોષ જીવન ગાળો, સ્વાર્થને તિલાંજલી આપી પરમ સેવા ભાવથી તેમની—બાળકમાં રહેલા પ્રભુની—બાળકૃષ્ણ દેવજીની પૂજા કરો. તેમની સેવા એ પ્રભુની સાચી સેવાનું એક અંગ છે, પ્રભુનો તમારા પ્રતિ સંદેશ છે કે—"આ બાળકને મારા સમાન સંપૂર્ણ બનાવો" એટલા વાસ્તે તેમને સત્ય—પ્રેમ અને પવિત્રતાથી અંકિત તમારા શુદ્ધ વર્તનથકી સત્યશીલ—પ્રેમાળ અને પવિત્ર બનાવો એટલે ભવિષ્યમાં તમારા ગૃહમાં—ગામમાં દેશમાં અને આખા ભારતવર્ષમાં બધા બાળકો ઋષિ સમાન જીવન ગાળતા થાય અને પરિણામે આપણી માતૃભૂમિ ભારતવર્ષ તેની પ્રાચીન ભવ્યતા અને ગૌરવવાળા પદને નજીકના ભવિષ્યમાં પ્રાપ્ત કરે !

## ⇝ સીરપ જરીઆન. ⇜

(રજીસ્ટર્ડ.)

### ટીબેટ દેશમાં ઉગતા વેલાઓનું ઉમદા સરબત.

આ સરબત થાકેલા સેજાંને તેમજ વિદ્યાર્થીઓના મગજની ખીલવણીને માટે અતી ઉમદા ઉપાય છે તથા શરીરમાં કોઇ પણ જાતની ગરમીને શાંત કરી તથા સ્વપનાવસ્થા તથા નાદાનીયત વગેરે કોઇ પણ કારણથી ગુમાવેલી શક્તિને પાછી લાવી મગજના ખોટા વીચારોને રોકીને અદભુત શક્તિ આપે છે, તથા સ્રીઓને થતું હીસ્ટીરીઆને રોકી વહીજતાં સખત લોહીને અટકાવે છે. હરસની પીડા અને હરસમાં જતું લોહી અટકાવી લોહી સુધારી ચહેરો લાલ બનાવે છે, તેમજ સ્રીઓની કોઇ પણ જાતની નબળાઇને દુર કરવામાં ફતેહમંદ ઈલાજ પુરવાર થઈ ચુકયો છે. ઓહોળો ફેલાવો હોવાથી સેંકડો ફાયદા હોવા છતાં કીંમત માત્ર રૂ. ૧.

### પરમાની ગોળીઓ.

આ ગોળીઓ સ્રી અને પુરૂષો બન્નેને તરત આરામ કરે છે. વહેતા તેમજ અગન બળતાં નવી તેમજ જડ ઘાલી બેઠેલી ગરમીને તરતમાં આરામ કરે છે તેવાં દરદની ગફલતી રાખવાથી શરીરની પાયમાલી થાય છે. કીંમત રૂ. ૧.

### ચેપી અને જુનું ખરજવું.

સુકું અને પાણી ઝરતાં ત્રાસ આપનારૂં એકઝીમાં તેમજ ચામડીની જુની કીડને અમારી નુવીન જ્વાળામુખીનાં બળના પહાડના રસના ખારમાંથી બનાવેલો મલમ અજાયબી રીતે જડથી નાશ કરે છે. કીંમત રૂ. ૧.

ઠેકાણું:—**ગરમી તેમજ ચામડીનાં ચેપી દરદોનું દવાખાનું**
પાયધુની, નવી મસીદ નીચે, દુકાન ના૦ ૪. મુંબઈ.

---



## તદ્દન મફત ! ! !

હેરત પમાડનારી વીજળીની આશ્ચર્યજનક વસ્તુઓના ૪૪ સુંદર ચીત્રોવાળું પ્રાઇસલીસ્ટ મફત મોકલવામાં આવે છે.

એક નાનકડા ગજવામાં રાખી શકાય તેવા

# વીજળીના દીવા

તેલ કે દીવાસળીની જરૂર વગર ફક્ત એક ચાંપ ખમેડતાંની સાથેજ ઘણીજ ભભકાદાર રોશની થાય છે.

કીંમત રૂ. ૨, ૨ા, ૩, ૩ા, ૪, ૫, અને ૬. પોસ્ટેજ ૬ આના.

**ટી. જી. શાહ—ઈલેકટ્રીક સ્ટોર્સ, અમદાવાદ.**



પુ. ૨ જું. જુલાઇ-૧૯૧૮ અંક ૫ મો.

# સ્ત્રીઓને બોધ.

(હરિગીત)

આનન્દ ભક્તનો અધિકતાથી ભવ્ય થઇને અનુભવો, ત્યાં સ્વાદ સુખ સૌભાગ્યનો ઉત્તમ પ્રકારે અભિનવો;
કરી દુર દુરાચારને અજ્ઞાનતાને પરિહરો, શુભ ધર્મ દાયક આ સુબોધક ભામીની ભુષણ ધરો. ૧
શો ધર્મ સૌમ્ય સતી તણો કેવું પતિવ્રત પાળવું, કેમ નારીએ નીરમળપણાથી નિતિ માર્ગે ચાલવું;
તે જ્ઞાન પુસ્તક વાંચવાથી મેળવો આદર કરો, શુભ ધર્મ દાયક આ સુબોધક ભામીની ભુષણ ધરો. - ૨
માતા પિતાની ભક્તિને ભવવાસમાં શો લ્હાવ છે, સાસુ અને સસરા તણી સેવા તણો શો ભાવ છે;
વિચારીએ ગુરૂધર્મ ને સન્માનના મહિમા ધરો, શુભ ધર્મ દાયક આ સુબોધક ભામીની ભુષણ ધરો. ૩
॥ ભામીની ભુષણ વડે પુનીત થઇ ભવ સેવજો, જ્યાં ધર્મ નીતિ તણી કથા વંચાય ત્યાં પ્રીતે જજો;
સત્સંગ ને શુભ શીખ પાળી નીચ સંગ સદા હરો, શુભ ધર્મ દાયક આ સુબોધક ભામીની ભુષણ ધરો. ૪

# રાણી હંસકુંવરબા અને એમના શિક્ષક.

(લેખક—અ. સૌ. દયાકુંવર માધવરાય જોષી.)

હંસકુંવરબા કાઠીવાડમાંના એક નાના દેશી રાજ્યનાં રાણી છે. તેઓના પતિ ધર્મશ્રદ્ધાળુ અને નીતિજ્ઞ છે. પોતાનાં પત્નિને ધર્મશાસ્ત્રોનું જ્ઞાન સંપાદન કરાવવાને તેમણે એક સારા નીતિવાળા વિદ્વાન બ્રાહ્મણને શિક્ષક તરીકે રાખેલા છે. હાલની પદ્ધતિના પ્રમાણે આ શિક્ષક શિક્ષણનું કામ કરે છે તે ઉપરાંત રહવારમાં પુરાણો અને ઇતિહાસોની કથાઓ કહેવાનું, ગીતાના ઉપદેશામૃત આપવાનું અને શ્રીમદ્ ભાગવતમાંના હરિભક્તિરસથી રંજન કરવાનું પણ કામ કરે છે. અત્રે જે ચિત્રપટ આપવામાં આવે છે તે શ્રીમતી હંસકુંવરબાનું છે. સ્નાનકાર્યથી પરવારી તેઓ એક આરામાસન પર બેઠાં છે અને સામે પવિત્રાસનપર બેસી સદરહુ શિક્ષક ધર્મશાસ્ત્રોનું વાંચન કરે છે. વૈભવશાળી રાજરાણીઓ અને શ્રીમાનોની પત્નિઓનાં અંતરગૃહના શૃંગારનો આ ચિત્રપટમાં સારો ભાસ થાય છે. પવિત્ર બ્રાહ્મણ વિદ્વત્તાપૂર્ણ મધુર વાણીથી આજે રાણી હંસકુંવરને નિત્યકર્મના સંબંધી ઉપદેશ કહી સંભળાવે છે જેનો થોડો ઉલ્લેખ આ નીચે આપ્યો છે.

બ્રાહ્મણ શિક્ષક કહે છે.—

હે રાજેશ્વરી! કાન્તાય શાન્તાય વિગેરે જે પતિસ્તોત્ર મેં આપને સંભળાવ્યું તે પદ્મપુરાણમાં કહેલું છે. આપણા પ્રાચીન વિદ્વાન રાજવંશીઓ અને શ્રીમાનોની ગૃહપત્નિઓનો આ શિષ્ટાચાર હતો. તેઓ સૂર્યોદય પહેલાં પથારીનો ત્યાગ કરી શૌચ વિગેરે કાર્ય આટોપી ગૃહનાં વાસી કામો ઉકેલી સ્નાન કરીને દેવસેવામાં ગુંથાતી. દેવપૂજન અર્ચન પછી તેઓ પોતાના પતિને નમસ્કાર કરવારૂપ આ સ્તોત્ર બોલતી. બાઇ સાહેબ! અહીંઆ હવે હું થોડું ઉમેરીશ. આપના સરખી સાધન-સંપન્નવાળાં રાજશ્રીઓએ પોતાનું નિત્યજીવન કેવી સરસ રીતે વિતાવવું તે અત્રે કહેવાનો સારો પ્રસંગ છે.

"પ્રભાતમાં આપણા આ નાના બાગમાં નાના પ્રકારના પક્ષિઓ કિલરવ કરે છે તે આપ સાંભળતાં હશો એ કેવાં પ્રભાતીયાં ગાય છે? રાજેશ્વરી! આપે પણ મુખમાર્જન શૌચ કરી લઇ વીણા કે એવુંજ આપને પ્રિય હોય તેવું વાજીંત્ર હાથ બજાવવું અને સુંદર પ્રભાતીયાં ગાવાં. ઇશ્વરની આ અનુપમ સૃષ્ટિનાં સૌંદર્યમાં આપ રાજેશ્રી આપના આવાં વર્તનથી કંઇ ઓર આપનાં સંસારનું સૌંદર્ય ઉમેરી શકશો." રાણીએ આ સાંભળી ઉંડો એક શ્વાસ લીધો અને "ભગવદ્ પ્રસન્ન." એટલા શબ્દો ઉચ્ચાર્યા. પછી શિક્ષકનું પ્રવચન વળી આગળ ચાલ્યું—

બાઇ રાજા સાહેબ જાગૃત થયા હોય તો એમની આજ્ઞા સાંભળવી. ત્યારબાદ સ્નાનકાર્ય આટોપી બાગમાંનાં પુષ્પો આપે પોતે ચુંટવાં, માળાઓ પણ આપેજ પરોવવી બાદ દેવાર્ચન કરવું. દેવાર્ચન કરી રહી રાજા પાસે જઇ એમના લલાટમાં કેસરનું અર્ચન કરવું, પુષ્પની માળા આરોપવી, તાજાં ફળ, સુકા મેવો, દૂધ વિગેરે જે કંઇ સવારના અલ્પાહાર તરીકે હાજર રાખવાનો ક્રમ હોય તે નોકરો હજુરીઆઓ નહીં પણ આપે પોતે જાતેજ જઇ તેમને અર્પણ કરવાં અને તેને તેઓશ્રી ન્યાય આપે ત્યાંસુધી આપે હાજર રહેવું બાદ એમની રજા લઇ પોતાના ખાનગી અભ્યાસગૃહમાં આવવું અને પછે આપણા ક્રમ પ્રમાણે આપને જે શાસ્ત્ર શ્રવણ કરવાની અપેક્ષા હોય તે મને આજ્ઞા કરવી. અત્રેથી શ્રવણ કાર્ય થઇ રહ્યા પછે આપે હવે દિવસમાં કરવાનાં કામોની ટીપપણી કરવી. હાલમાં આપણામાં રાજાઓની પત્નિઓ રસોઇ કાર્યમાં ગુંથાતી

 



રાણી હંસકુંવરબા અને તેના શિક્ષક

ચિત્રકાર—રા. ત્રિભુવનદાસ પટેલ.

નથી. અને રસોઇઆઓજ રસોઇનું કામ કરે છે. દેવી ! આ આપશ્રી રાજરૂઢીથી હું બહુ વિરૂદ્ધ છું. મારો એવો નમ્ર મત છે કે રાજાઓને રાણીઓની પત્નિઓએ સ્વહસ્તેજ સ્વયંપાક બનાવી ભોજન કરાવવું. એટલે આ સ્થળે હું નમ્ર રીતે આપને એમ જણાવવા માગું છું કે, આપે પોતે રસોઇ કરવી. ઉત્તમ પ્રકારનાં પાક મિષ્ટાન્નો કરવાં હોય તે આપે રાજા સાહેબ માટે કરવાં અને તેઓશ્રી ફરીને કે અંતર કોઇ કામ પ્રસંગે બહાર ગયા હોય ત્યાંથી પાછા આવે ત્યારે આપે પોતે એમના ભોજન કાર્યની સામગ્રી સાથે તૈયાર રહેવું અને એમને ભોજન કરાવવું. આથી એમના સ્વાસ્થ્યની, આરોગ્યની કાળજીનો ભાર આપના શીરે આવશે અને એમ થવાથી એમના આરોગ્યને કદિપણ ખલેલ પડશે નહિ. પછી મધ્યાન્હનો સમય આવે છે. ઉપયોગી કામકાજ જીવનના ખરેખરા ઉંચા કામો કરવાનો વખત સ્ત્રીઓને અત્યારે મળે છે. આ વેળા તદન અવકાશની છે. રાજા સાહેબ રાજ્યકાર્યમાં ગુંથાયા હોય પ્રજા વર્ગના શ્રીમંત અમલદાર અને નગરજન પણ વ્યાપાર કાર્યમાં રોકાયા હોય ત્યારે રાજેશ્વરી અને નગરજનની પ્રતિષ્ઠિત નારીઓને તદન અવકાશ હોય છે. આ અવકાશની વેળાએ આપ રાજશ્રી ચાહો તો ઘણું કરી શકો. આપના પાટનગરની પ્રજાનાં ગૃહોના આંતરકલેશ સાંભળવાનું, નિવારવાનું અને બહાર નગરોની પ્રજાના સુખને માટે નાના પ્રકારની યોજનાઓ યોજવાનું કામ આ વખતમા થઇ શકે. રાજસાહેબ રાજ્યકાર્યભાર સંભાળે જયારે આપ પ્રજાના ગૃહ રાજ્યતંત્રની સુધારણાનું કામ કરી શકો.

હંસકુંવરબાએ કહ્યું " સારૂં ગને આજે તમારૂં પ્રવચન ઘણુંજ સરસ લાગે છે તમે જોઇ શક્યા હશો, કે તમારા શિક્ષણથી મારી પ્રથમની સ્થિતિમાં ઘણો ફેરફાર થઇ ગયો છે ઇશ્વર ઇચ્છા હશે તો તમારા સરખા વિદ્વાન બાઇની સહાયથી હું મારા સ્વામિનાથના રાજ્યકાર્યમાં તેમજ પ્રજાના ગૃહતંત્રમાં કંઇ ઓર પ્રકાશ પાડી શકીશ " શિક્ષક આગળ ચલાવ્યું:—" પ્રભુ આપને લાંબુ આયુષ્ય અને સદ્બુદ્ધિ આપો ! હે દેવી ! હવે આપણે નિત્યકર્મના વિષય ઉપર આવીએ. આવી પારમાર્થિક કે પ્રજા કલ્યાણની પ્રવૃત્તિમાંથી જે વખત બપોરે મળે તે વખત ચિત્રકલાના શિક્ષણમાં આપે રોકવો. કેટલુંક વાંચન વધારવાનો પણ ક્રમ રાખવો અને જે સખીમંડળ મળવા હળવા આવે એનાં આંતરજીવન જાણી લઇ તેને સુધારવાને અને તેઓ પોતાનાં નિકટનાં બીજાં સહવાસીઓનાં જીવન સુધારે એવો પ્રયાસ કરતાં રહેવું. આમ કરવાથી પણ આપ આપની સત્તા, લક્ષ્મી, બુદ્ધિ અને સદ્ગુણથી ઘણાં દુ:ખીયોનાં દુ:ખ પૈસા બાબતનું, કંકાસ બાબતનું, દુરાચાર બાબતનું, અને રાજ્ય સત્તા તરફથી થતા કોઇ ગુપ્ત અન્યાય બાબતનું વિગેરે દૂર કરાવી શકશો. સાંજના રાજ સાહેબ ન્યાય મંદિરમાંથી પુન: આવાસે આવે ત્યારે તેમના માટે અલ્પાહાર તૈયાર રાખવો. કોઇ પ્રસિદ્ધ સ્થળો જોવા જવાનો, જાહેરમાં ભાગ લેવાનો, ફરવા જવાનો કે દેવ દર્શને જવાનો તેમનો ક્રમ હોય તો તેમને જવા દેવા અને પોતાને જવાનું હોય તો જવું. રાજ સાહેબ પધારે એટલે અતિથિ કે સાધુને ભોજન આપી રાત્રિના પ્રથમ પ્રહરમાં આપના પોતાના હસ્તથી તૈયાર થયેલા સ્વયંપાક અને ભોજન સામગ્રીથી બન્નેએ પ્રસન્ન ચિત્તે રાજ્યપ્રકારોમાર કે દેશદેશાંતરમાં થતી હિલચાલો સબંધી વાર્તાલાપ કરતાં ભોજન કરવું. હે રાજેશ્વરી ! આપનાં સાધનોનો જયારે મારા ઉરમાં વિચાર થાય છે ત્યારે આપનાં જીવન અને ઘણા મોટાં લાગે છે. ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે, કોઇ યોગી પુરૂષ પોતાના યોગમાંથી ભ્રષ્ટ થયો હોય તો તે યોગી આત્મા પોતાનો યોગ પોતાનું તપ પૂરૂં કરી લેવાને ઉત્તમ કુળના એવા રાજવંશમાં અવતરે છે કે કોઇ પવિત્ર શ્રીમાનના કુળમાં અવતરે છે, તેથી દેવી ! હું એમજ માનું છું કે, રાજાઓને ત્યાં, રાજકુળોમાં, પવિત્ર એવા

ધનાઢ્ય શ્રીમંતોને ત્યાં અને પવિત્ર ઉંચા કુળના વિદ્વાન બ્રાહ્મણોને ત્યાં અવતરેલા જીવો ખરે- ખર પૂર્વજન્મના યોગભ્રષ્ટ યોગીઓ હોય છે. આપ પણ એવા કોઇ યોગી મહાત્મા છો. રાજ સાહેબ પણ કોઇ યોગભ્રષ્ટ દેવ છે. અને બધા શ્રીમાનોની ગૃહપત્નિઓ, પુત્રીઓ અને પુત્રે યોગીઓ છે. તે સહુ પોતાનાં તપ યોગ પૂરાં કરવાને એવા સાધન શક્તિવાળા પુરૂષોને ત્યાં આવે છે. શિક્ષકનું આ પ્રમાણેનું બોલવું થતાં હંસકુંવરબાએ ઉત્કંઠે કહ્યું:—

"ઘણું સારૂં કહ્યું. બન્ધુ ! ઘણું સારૂં કહ્યું. ગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને આપેલો એ ઉત્તર મેં વાંચ્યો છે અને વિચાર્યો છે પણ મને તે બાબતમાં શંકા ઉપસ્થિત થઇ છે. ઘણા દિવસ થયાં પૂછું પૂછું થઇ રહી હતી, પરન્તુ વિસ્મરણ થતું હતું આજે ઠીક તમે તે કહ્યું મને સાંભરી આવ્યું." શિક્ષકે વચ્ચમાં જ ઉત્તર આપ્યો. "બાઇસાહેબ ! આપના અંતરનો પ્રશ્ન હું કળી ગયો છું. આપ એમ પૂછવા માગો છો ને કે એવા યોગભ્રષ્ટ યોગીઓ–પવિત્ર આત્માઓ જેઓ રાજાઓ, શ્રીમંતો અને બ્રાહ્મણોને ત્યાં અવતર્યાં હોય છે તેઓ દુરાચારમાં પડી નીતિથી ભ્રષ્ટ ખરાબ સંગતવાળા અને લોકોની નિંદાને પાત્ર થાય એવા આચરણવાળાં કેમ બને છે ? એ રાજાઓ શ્રીમાનો અને બ્રાહ્મણો પૂર્વજન્મના યોગીઓ હોઇ તો તેમનું તેમ થવું ન જોઇએ. આપનો આજ મહદ્ પ્રશ્ન છે ને ! દેવી ! તેનો ઉત્તર પણ એટલો મહદ્, ગહન અને વિવાદાસ્પદ છે માટે તેનું પણ વળી કોઇ સ્થળે વિવેચન કરશું. તે હું આપને નહીં સમજાવીશ પણ તે આ સ્થળે નહિં. વળી બીજે કોઇ પ્રસંગે પૂછજો. વારૂ–ચાલો હવે, ભોજનથી પરવારી રહ્યા પછી શું કરવું તે વાત ઉપર આવીએ. ભોજન સામગ્રીમાં બધી વસ્તુઓ સાત્વિક બળ આપનારી, બુદ્ધિ, વીર્ય અને સ્નાયુને દ્રઢીભૂત કરનારી રાખવી. એટલું કહેવું વચ્ચે ભૂલી જતો હતો કે માદક પદાર્થોનો તો સર્વથા ત્યાગજ કરવો. આપે પોતે તેવા પદાર્થોનું સેવન કરવું નહીં તેમ રાજાસાહેબ ઇચ્છા કરે કોઇ બીજા તરફથી લાલામણ કે આગ્રહ થાય કે કદાપિ મીજલસોમાં તેવો પ્રસંગ ઉપસ્થિત થાય તો પણ તેનો દ્રઢ અંતઃકરણ પૂર્વક પ્રતિકાર કરવો. ભોજનથી પરવારીને હસ્ત પ્રક્ષાલન કરવા માટે ઉંચા પ્રકારનાં સાબુઓ વાપરવાના કેરતાં ચંદન કેસર વાપરવાં. એ પદાર્થોનું આપે મહારાજશ્રીના હસ્તપર લેપન કરવું અને પછી એમના હસ્તને પ્રક્ષાલિત કરવા. આ કાર્ય પણ આપે પોતે તેઓશ્રીની સેવિકા તરીકે કરવું. આ સાયંકાળના કાર્યથી ઉઠ્યાને પછી આપે વાચનાગૃહમાં આવવું, ત્યાં અભ્યાસ કરવો, એ તો આપનો નિયમ છે. રાત્રિના અગ્યાર સુધી વાંચનમાં રોકાઇને દિવસમાં કરેલા કામો વિચારો અને ઇતર પ્રવૃત્તિઓની નોંધ લેવી, તેમાં સારૂં નરસું એ તારવી કાઢવું. આ હકીકત અંતઃકરણ ઉપર હાથ મૂકીને ઇશ્વરને સાન્નિધ્યમાં રાખી કરવી જેથી ખરાબ કૃત્ય અને વિચારોનો નાશ થશે. રાત્રિમાં શય્યા ઉપર જતાં મંગળ ઇશ્વર સ્તવન કરવું. પતિની, પતિના કુટુંબની અને પ્રજાજનની રક્ષા માટે પ્રભુ પ્રાર્થના કરવી. ત્યાર- તર રાજસાહેબનાં શયનગૃહ પ્રત્યે જઇ તેમની શય્યા અને સુખસામગ્રીને ઉત્તમ કળાથી રચવી અને શાંતિ તથા પ્રસન્નતાપૂર્વક શયન કરવું. રાજેશ્વરી ! આટલો નિત્યનિયમિક ક્રમ મેં આપને કહી બતાવ્યો. આમાં એક બાળકોના સંગોપનની વાત રહી ગઇ આપણા કુમારનું વય અત્યારે નવેક વર્ષનું છે. તેમના સંબંધી આપને ચિંતા બહુ ઓછી છે, એટલે મેં કહેલા નિત્ય- નિયમિક ક્રમમાં બાળક સંભાળ માટે કશું આવ્યું નથી, તો પણ યોગ્ય અવસરે તે સબંધી પણ આપણે વાતચીત કરશું, આમ કહી શિક્ષકે પોથીનાં પાનાં સંકેલ્યાં અને પ્રાતઃકથાની સમાપ્તિ કરી રાણીએ પ્રસન્ન મુખે તેમને રજા આપી.

# સુવાવડનું આરોગ્ય, માવજત અને બાળ-મરણની અટકાયત.

( લે૦—એક દુઃખી ભગિનિ. )

મારા શાણા ગણાતા હિંદુ બંધુઓ,

ઘણી સ્ત્રીઓ તેમની સુવાવડમાં દેશી દાઈઓ અને તેમનાં દોઢડાહ્યાં સગાઓ તરફથી થતી ખોટી અનારોગ્ય સારવારને લીધે અકાળ મૃત્યુને વશ થાય છે. કેટલીક નસીબજોગે જીવતી ઉઠે છે તો તે જીંદગી લગી માંદી રહે છે. આ કમબખ્તીમાં કાંઈ સુધારો કેમ થતો નથી? કારણકે તમો તમારી સ્ત્રીઓને હઠીલાઈથી ઘોર અજ્ઞાનમાં રાખો છો તેથીજ આ પરિણામ નીપજે છે કેટલીક દેશી દાઈઓ ચતુર હોય છે તોપણ સ્ત્રીઓનાં જનન અવયવોના શારીરવિદ્યાના જરૂરી જ્ઞાનને અભાવે તેઓ નિરૂપાય છે. તેથી કરીને જે પદ્ધતિ તેઓ ગ્રહણ કરે તે સ્વાભાવિક રીતે આરોગ્ય-રક્ષણના નિયમને અનુસરતી હોતી નથી. આરોગ્યરક્ષણના નિયમ વિરૂદ્ધ એક ક્ષણ પણ સારવાર થાય તો તેથી થતો બગાડ, પછી દિવસો, મહિનાઓ અને વરસો લગી સારી રીતે સારવાર કરવાથી પણ મટી શકે કે સુધરી શકે નહિ.

તમારી સ્ત્રીઓને નિરંતરના મંદવાડમાંથી ઉગારવી હોય તો શહેરમાં અને ગામડામાં સુયાણીનું કામ કરનારી બધી બાઈઓની નોંધ કાયદાસર લેવરાવવી જોઈએ. તે બાઈઓ એ ધંધામાં કુશળ હોવાનાં તેમની પાસે પ્રમાણપત્રો કાયદાસર માગવા જોઈએ.

કોઈ સુયાણીનું કામ કરવાવાળી બાઈની બહેન કે દીકરી કે કોઈ સગી પણ સુયાણીનું કામ કરવાને હકદાર છે એમ માનવાનું હવે સમજાવી શકાય તેમ નથી. જો તમારી દેશી દાઈઓ હાલના ચાલુ જમાનાનું સુયાણીનું કામ જાણતી ન હોય તો તેમને હાલનું જોઈતું જરૂરી જ્ઞાન મેળવવાની ફરજ પાડવાનું તમારું પોતાનુંજ કામ છે અને જો તેઓ તેવું જરૂરી જ્ઞાન મેળવવા અને તૈયાર થવા ના પાડે તો તેમને પડતી મૂકી દેવી એજ ઉત્તમ રસ્તો છે. આટલું શું તમે ન કરી શકો? પણ

પણ વધારે ઉપયોગી અને વધારે પ્રવીણ બનાવી શકવાના નથી. એ કાંઈ તેમને ઘટતી કેળવણીજ નથી, અને તેવી કેળવણી પાછળ ખરચાતો બધો પૈસો બરબાદ જાય છે એટલુંજ નહિ પણ તેમને જોઇતું જ્ઞાન ન આપવાનું પાપ ઉલટું વ્હોરાય છે.

જે પ્રજામાં બાળમરણની સંખ્યાનું પ્રમાણ બહુ મોટું આવતું હોય તે પણ તેની વ્યવસ્થાને લાંછન લગાડનારૂં છે પ્રજાની સ્ત્રીઓને આરોગ્યસંરક્ષણનું અને બાળ-ઉછેરનું શિક્ષણ આપવું જોઇએ. શાળાના બીજા અભ્યાસક્રમમાં આ વિષયને સ્થાન આપવુ જોઇએ, અને તેના શિક્ષણ માટે ખાસ વખત રાખવો જોઇએ. બાલકોની શાસ્ત્રીય રીતે સંભાળ લેવા સારૂ બાળ ઇસ્પિતાલો સ્થપાય તો બહુ સારૂં થાય. આવી ઇસ્પિતાલો માવરોને અને ઉંચા વર્ગની સ્ત્રીઓને એક શિક્ષણ-શાળા થઇ પડે; અને આમાં પુષ્કળ સાધનો સ્વેચ્છાએજ આવી મળવા જોઇએ કે જેથી તેવાં સાધનોનો, નાણાંનો અને વખતનો સદઉપયોગ થાય, તેમજ ગૃહસ્થ સ્ત્રીઓની બુદ્ધિ અને તેમની કુદરતી શક્તિ ઉત્તમ પ્રકારે દીપી નીકળે.

મેં એક બીજે સ્થળે કહ્યું છે તેમ બાળમનોભાવના અભ્યાસથી માણસો દેવ-કોટિના બની શકે છે. આવી ઇસ્પિતાલ સઘળા દરજ્જાના માણસને કામ કરવા માટે ધાર્મિક તથા સામાજિક ભાવના પ્રકટાવવાનુ સાધન બનશે. બાળવયને રોગમાંથી ઉગારવાનું અને તેને મરણમાંથી બચાવવાનું કામ સમગ્ર પ્રજાનું એક સૌથી વધારે ડહાપણભરેલું પગલું ગણી શકાય, અને તે પાછળ વાપરેલી સઘળી શક્તિ અને સમય જરૂર સમસ્ત સમાજની દોલતમાં એક મોટી થાપણ તરીકે જમા કરી ગણાય.

બાલકોની સંભાળ અને માવજત અત્યંત ઉપયોગી છે. પ્રજા બાલકના પગ ઉપર ચાલે છે. બાલક એ મનુષ્યનો પિતા છે. કોઇ નબળા બાંધાનું બાલક વધીને મજબૂત માણસ બની શકશે નહિ. દીકરીઓની તનદુરસ્તીની સ્થિતિ જોયા વગર કોઇ પ્રજા વધારે તનદુરસ્ત બની શકે નહીં. બાલકની જેટલી સંભાળ લેવાય તેટલી ઓછીજ છે. પૂર્વ તરફના દેશોમાં બાળમરણની સંખ્યાનું પ્રમાણ બેહદ છે, પરંતુ એવી બાબતમા પણ આપણે નસીબજોગે બન્યુ માનીને એવી બદી સહન કર્યા કરીએ છીએ, અને આપણી બેદરકારી અને પાપનો આરોપ પ્રભુને પગે મૂકીએ છીએ આપણી સ્ત્રીઓજ આવી વાતમાં છેક અજ્ઞાન છે. તેઓ આપણી જીદગી-ભરની સાથી હોવા છતાં આપણા સનાતનપણાના ગર્વમાં તેમને અંધારામાંજ

રાખીએ છીએ, તેમની જરા પણ ઉન્નતિ થતી નથી, અને તેઓ તો તેમની આખી જીંદગી માત્ર પશુ સમાન છોકરાં જણવાનાં સાંચા જેવીજ ગાળે છે.

છોકરાંની સંભાળ અને જરૂરી માવજતની બાબતમાં કાયદો કરીને રાજ્ય-સત્તાએ વચમાં આવવું ઘટે છે. યુનાઇટેડ સ્ટેટ્સ, ઈંગ્લંડ, ફ્રાન્સ અને જર્મની વગેરે ઘણાં રાજ્યો આવાં પગલાં ભરવાથી સારૂં પરિણામ દેખાડી શક્યા છે

સુવાવડ પહેલાં, સુવાવડ દરમિયાન, અને સુવાવડ પછી પણ માતાની બરાબર બરદાશ કરવી એ પ્રજાની સુખાકારી અને તનદુરસ્તીનો પાયો છે. માટે તે ઉપર પણ રાજ્યસત્તાની દેખરેખ, સહકારિતા અને દીલસોજી હોવી જોઇએ.

સુવાવડી સ્ત્રીની તનદુરસ્તી જાળવવાના ખરાં સાધનો સ્વચ્છ હવા અને પ્રકાશ, પૂરતો આરામ, સારો પણ હલકો ખોરાક, અને આરોગ્ય સ્થિતિ છે. એ સર્વે બાબતોનું અજ્ઞાન, હઠીલાપણું અને બેદરકારીના પ્રતાપે તો ઉપરની દરેક ચીજનો સામાન્ય રીતે સારી પેઠે અભાવજ હોય છે કારણકે જેટલું વિશેષ અના રોગ્ય હોય તેટલું સુવાવડીને સુવાના, બેસવાના અને રહેવાના ઉપયોગ અર્થે અર્પણ કરવામા આવે છે.

કેટલેક ઠેકાણે સુવાવડીના ઓરડાની આજુબાજુ એટલો તો ગંદવાડ અને કચરો હોય છે, તથા તે ઓરડાની સ્થિતિ જ એવી હવા-પ્રકાશ વગરની હોય છે, કે એવી અસ્વચ્છ જગ્યાઓ કોઇ ઢોરની કોડમાં કે જંગલી સ્ત્રીઓના ઘરમા પણ ભાગ્યે જોવામાં આવે છે શહેરમા નાના મોટા સુતિકાગૃહો રાખવાં એ પ્રજાની આબાદીનું ચિહ્ન છે. સ્ત્રીઓને ઘટતા માયાળુપણાથી તેમની સંભાળ લેવાનો એજ ખરો ઉપાય છે. બાળકોની અને માતાઓની બરાબર સંભાળ લેવાથી સમસ્ત પ્રજાને મજબૂત, તનદુરસ્ત અને બળવાન બનાવવાનો દૃઢ પાયો નંખાય છે.

કુદરતી નબળા બાંધાની સ્ત્રીઓ સુવાવડના પ્રસંગથી વધારે નબળી પડી જાય છે, અને તેમા વળી જો આરોગ્યરક્ષણના નિયમો બરાબર જળવાય નહિ તો તેથી તેમને ક્ષય કે એવા બીજા કોઈ રોગ લાગુ પડી જાય છે, અને એ રીતે શહેરની મરણની સંખ્યા વધે છે. આંપણામાં ઘણાઓને બીજી બાઇડી હશે. મારા પોતાનાં સગાવહાલાં ને ઓળખીતામા ત્રીજી અને ચોથી બાઇડી તો હું જોઉં છું તે દેખાડી આપે છે કે એક પુરુષે સંસાર ચલાવતા કેટલી સ્ત્રીના બલિદાન લીધાં છે.

પણ વધારે ઉપયોગી અને વધારે પ્રવીણ બનાવી શકવાના નથી એ કાંઈ તેમને ઘટતી કેળવણીજ નથી, અને તેવી કેળવણી પાછળ ખરચાતો બધો પૈસો બરબાદ જાય છે એટલુજ નહિ પણ તેમને જોઈતુ જ્ઞાન ન આપવાનુ પાપ ઉલટુ વ્હોરાય છે.

જે પ્રજામા બાળમરણની સંખ્યાનુ પ્રમાણ બહુ મોટુ આવતું હોય તે પણ તેની વ્યવસ્થાને લાંછન લગાડનારૂ છે પ્રજાની સ્ત્રીઓને આરોગ્યમ રક્ષણનુ અને બાળ–ઉછેરનુ શિક્ષણ આપવુ જોઇએ શાળાના બીજા અભ્યાસક્રમમા આ વિષયને સ્થાન આપવુ જોઇએ, અને તેના શિક્ષણ માટે ખાસ વખત રાખવો જોઇએ. બાલકોની શાસ્ત્રીય રીતે સભાળ લેવા સારૂ બાળ ઇસ્પિતાલો સ્થપાય તો બહુ સારૂ થાય આવી ઇસ્પિતાલો માવરોને અને ઉંચા વર્ગની સ્ત્રીઓને એક શિક્ષણ-શાળા થઇ પડે, અને આમા પુષ્કળ સાધનો સ્વેચ્છાએજ આવી મળવા જોઇએ કે જેથી તેવા સાધનોનો, નાણાનો અને વખતનો સદઉપયોગ થાય, તેમજ ગૃહસ્થ સ્ત્રીઓની બુદ્ધિ અને તેમની કુદરતી શક્તિ ઉત્તમ પ્રકારે દીપી નીકળે.

જે એક બીજે સ્થળે કહ્યુ છે તેમ બાળમનોભાવના અભ્યાસથી માણસો દેવ કોટિના બની શકે છે આવી ઇસ્પિતાલ સઘળા દરજ્જાના માણસને કામ કરવા માટે ધાર્મિક તથા સામાજિક ભાવના પ્રકટાવવાનુ સાધન બનશે બાળવયને ચેપમાથી ઉગારવાનું અને તેને મરણમાથી બચાવવાનુ કામ સમગ્ર પ્રજાનુ એક સૌથી વધારે ડહાપણભરેલું પગલું ગણી શકાય, અને તે પાછળ વાપરેલી સઘળી શક્તિ અને સમય જરૂર સમસ્ત સમાજની દોલતમા એક મોટી થાપણ તરીકે જમા કરી ગણાય.

બાલકોની સભાળ અને માવજત અત્યત ઉપયોગી છે. પ્રજા બાલકના પગ ઉપર ચાલે છે બાલક એ મનુષ્યનો પિતા છે કોઇ નબળા બાંધાનુ બાલક વધીને મજબૂત માણસ બની શકશે નહિ દીકરીઓની તનદુરસ્તીની સ્થિતિ ઓળગીને કોઇ પ્રજા વધારે તનદુરસ્ત બની શકે નહીં બાલકની જેટલી સભાળ લેવાય તેટલી ઓછીજ છે પૂર્વ તરફના દેશોમાં બાળમરણની સખ્યાનુ પ્રમાણ બેહદ છે, પરતુ એવી આફતમા પણ આપણે નસીબજોગે બન્યુ માનીને એવી બહી સહન કર્યા કરીએ છીએ, અને આપણી બેદરકારી અને પાપનો આરોપ પ્રભુને પગે મૂકીએ છીએ આપણી સ્ત્રીઓજ આવી વાતમાં છેક અજ્ઞાન છે તેઓ આપણી જીદગી ભરની સાથી હોવા છતા આપણા સનાતનપણાના ગર્વમા તેમને અંધારામાજ

આશાવાળી સ્ત્રીના સ્થિતિના પ્રમાણમાં અને જરૂરીઆત પ્રમાણે સોયાણી, લુગડાં, દવા અને સારવાર વગેરેની મદદ કરવામાં આવે છે. પ્રવીણ ડાક્ટરની મદદની ખાસ જરૂર હોય તો તે પણ મફત મળી શકે છે. અને પ્રસુતીને વખતે તે સ્ત્રીને જો દવાખાનામાં રાખવાની જરૂર જણાતી હોય તો તેમ પણ કરવામા આવે છે.

૨. પ્રસુતી થયા બાદ પણ માતાને અને બાલકને અનુભવી ડાક્ટરો અને નર્સની સંભાળ નીચે લાંબો વખત રાખવામાં આવે છે.

૩. બાલકોની દવા કરવાને અને તેની યોગ્ય માવજતને વાસ્તે દવાખાનાં રાખવામાં આવે છે જેથી ખરાબ કેસોમાં બાલકોને દવાખાનામાંજ રાખી દવાદારૂ વગેરેની ગોઠવણ કરવામાં આવે છે.

૪. ધવડાવનારી માતાને પુરતો જરૂરી અને પૌષ્ટિક ખોરાક પૂરો પાડવાની ગોઠવણ કરવામાં આવી છે. આવી રીતે રોજ પાંચસો જેટલી માતાને ખોરાક પૂરો પાડવામા આવે છે. ઉંચા દરજ્જાની સ્ત્રીઓ આવી સંસ્થામા સેવા બજાવે છે.

૫. બાલકોનાં આંખનાં, કાનના, ગળાનાં, અને નાક વગેરેનાં દર્દોને વાસ્તે ખાસ દવાખાનાં ખોલવામાં આવ્યાં છે.

૬. બાલકોને વાસ્તે તદન સ્વચ્છ અને આરોગ્ય દૂધ પૂરૂં પાડવાની ડીપો ખોલવામાં આવી છે.

મિ. ઇ. જે. સ્મીથે 'Maternity and Child Welfare' કરીને એક ચોપડી બહાર પાડી છે તેમાં આ બાબતનો બહુ સારો ચિતાર ચિત્રો સાથે આપેલો છે.

યુરોપની કેટલીક પ્રજામા તો લોકો વરસમાં એક દિવસ "માતાના દિવસનો ઉત્સવ" તરીકે ઉજવે છે, કે જેથી તેમને માતાના ઉપકારો અને માતાના મહિમાનું હંમેશ સ્મરણ રહે. આવું આપણે ત્યા આપણે પણ શું ન કરી શકીએ ? એવા ઉત્સવના દિવસે આપણે માતૃપૂજન અર્થે આખા વરસમાં શુ શુ કર્યું છે તેનુ જમાઉધાર કાઢીને હિસાબ ચોખ્ખો કરવો ઘટે છે, અને આપણી જાતને પૂછવુ જોઇએ, કે તે આખા વરસમાં સ્ત્રીજાતની સેવામાં-તેમની ઉન્નતિ કરવામાં, તેમનુ શારીરિક, માનસિક, વ્યાવહારિક અને નૈતિક બાબતોમા શ્રેય કરવા માટે-મે કઇ ઉદ્યમ કર્યો છે કે કેમ? મે એક પુત્ર તરીકે, ભાઇ તરીકે, પતિ તરીકે, શિક્ષક તરીકે, વકીલ તરીકે કે રાજદ્વારી તરીકે—ટુંકાણમાં એક મનુષ્ય તરીકે—દર રોજ એક કે અરધો કલાક પણ જનસમાજમા સ્ત્રીને માટે તથા તેમના સ્થાનને માટે કદિ કંઇ વિચાર કર્યો છે ? અને

મારા કુટુમ્બની, મારા દેશની, અને મારી જાતિની ઉન્નતિ માટે કદિ કંઇ પ્રયાસ કર્યો છે? એમ પોતાના મનને પૂછવું જોઇએ. 'વનિતા જીવન જનિતા' છે, એ મહામંત્રનું હમેશાં મનન કરો.

નબળા બાંધાની સ્ત્રીઓ એ આખી સમાજની નિર્બળતા સૂચવે છે, અને સ્ત્રીઓનું અભણપણું એ પ્રજાના પછાતપણાની સાબિતી છે, તથા નબળાં બાળકો એ પ્રજાની અધોગતિની નિસ્સંશય નિશાની છે!

હિંદુસ્તાનમાં સ્ત્રીઓનાં અને બાળકોનાં કેટકેટલાં મરણું કયાં કયાં દર્દથી થાય છે એ હકીકત બતાવનારાં કેટલાંક પત્રકો મારા વ્હાલા બંધુઓને તેનો બરોબર ખયાલ આવવા માટે આ નીચે ટાંકવામાં આવ્યાં છે.

### પત્રક 'અ.'

હિંદુસ્તાનમાં બાળમરણ પ્રમાણ નીચેના આંકડાઓથી કેટલું શોચનીય છે?

બાળમરણ પ્રમાણ કાઢવામાં એક વર્ષ અને તેનાથી ઓછી ઉમ્મરનાં મરણજ ગણાય છે ઇંગ્લંડમાં ૧૯૧૬ ના આંકડા પ્રમાણે ૧,૦૦૦ માં ૯૧ બાળક મરે છે. તેજ સાલમાં હિંદના જુદા જુદા ભાગોમાં ૧,૦૦૦ માથી કેટલાં છે તે નીચે લખેલ છે.

| | |
|---|---|
| ઇંગ્લંડ અને વેલ્સ .... .... .... .... .... | ૯૧ |
| બંગાળા .... .... .... .... .... .... | ૨૭૦ |
| મદ્રાસ .... .... .... .... .... .... | ૧૯૯ |
| મુંબઇ .... .... .... .... .... .... | ૩૨૦ |
| પંજાબ .... .... .... .... .... .... | ૩૦૬ |
| સંયુક્ત પ્રાંતો .... .... .... .... .... | ૩૫૨ |
| બહાર .... .... .... .... .... .... | ૩૦૪ |
| બરમા .... .... .... .... .... .... | ૩૩૨. |

ઉપરના આંકડાથી જોઇ શકાશે કે ઇંગ્લંડના કરતા હિંદમાં બાળમરણ પ્રમાણ સાડાત્રણથી ચારગણું છે. ઇંગ્લંડમાં સમાજસુધારકોના પ્રયાસથી અને કેળવણીના પ્રચારથી મરણ પ્રમાણ ઘટતું જાય છે. હિંદમાં તો તેની અત્યારે આશા નથી.

---

### પત્રક 'બ.'

મુંબઇ શહેરમાં એક વર્ષની અંદરની ઉમ્મરનાં બાળકો સને ૧૯૧૩ ની

સાલમાં જુદાં જુદાં દરદથી કેટકેટલી ઉમ્મરે મરણ પામ્યાં તે દર્શાવનારૂં પત્રક :—

કુલ જન્મ ૧૯,૬૪૪ હતા.

| કયા દર્દથી મરણ થયું. | ૩૦ દિવસ સુધીની ઉમ્મરનાં | એક માસથી ૭ માસ સુધીની ઉમ્મરનાં | સાત માસથી બાર માસની ઉમ્મરનાં | કુલ |
|---|---|---|---|---|
| શીતળા ... ... ... | ૩ | ૨૭ | ૨૫ | ૫૫ |
| ઓરી ... ... | ... | ૧૩ | ૫૩ | ૬૬ |
| મેલેરીયા તાવ ... ... | ... | ૫ | ૯ | ૧૪ |
| ઓરયુ તથા રીમીટન્ટ તાવ... | ૨૯ | ૬૪ | ૯૩ | ૧૮૬ |
| ઝાડો તથા મરડો ... ... | ૩૪ | ૧૫૧ | ૪૩૦ | ૬૧૫ |
| અપક્વજન્મ (અધુરે માસે થયેલ જન્મવાળાં) ... | ૧૯૧ | ... | .. | ૧૯૧ |
| અશક્તિ ... ... ... | ૧,૯૦૮ | ૨૫૯ | ૪૦ | ૨,૨૦૭ |
| જ્ઞાનતંતુનાં દર્દ ... ... | ૪૦૨ | ૬૯૪ | ૨૮૨ | ૧,૩૭૮ |
| ફેફસાંના વ્યાધિ ... ... | ૬૬ | ૮૩૩ | ૧,૨૧૪ | ૨,૧૧૩ |
| સઘળાં કારણે ... ... | ૨,૫૯૧ | ૨,૨૦૩ | ૨,૬૯૪ | ૭,૪૮૮ |
| કુલ મરણની સંખ્યા ઉપર ટકા | ૩૪ ૪૬ | ૨૯.૪૨ | ૩૫ ૯૭ | ... |

ઉપરના કોષ્ટક પરથી માલુમ પડશે કે ૧૯,૬૪૪ જન્મેલાં બાળકોમાં એક માસની અંદરની ઉમ્મરનાં ૨,૫૯૧ બાળકો, એક માસથી વધુ અને છ માસથી ઓછી ઉમ્મરનાં ૨,૨૦૩, અને સાત માસથી વધારે અને એક વર્ષથી ઓછી ઉમ્મરનાં ૨,૬૯૪ મળી કુલ ૭,૪૮૮ બાળકો મરણ પામ્યાં છે. તેમાં અશક્તિને લીધે ૨,૨૦૭, જ્ઞાનતંતુના દર્દથી ૧,૩૭૮, અને ફેફસાંના દર્દથી ૨,૧૧૩, એટલે આ ત્રણ દર્દથીજ ૫,૫૯૮ બાળકો મરણ પામ્યાં છે. અશક્તિથીજ પહેલા એક મહિનામાં ૧,૯૦૮ બાળક મરણ પામે છે, એટલે દરેક સો મરણમાં ૭૫ ટકા મરણ માત્ર અશક્તિને લીધે છે. જેમ જેમ બાળક મોટાં થતાં જાય છે તેમ તેમ ફેફસાંના વ્યાધિથી વધુ મરે છે. કુલ ૭,૪૮૮ મરણમાં ૨,૧૧૩ ફેફસાંના વ્યાધિથી મરણ થયાં, એટલે દરેક સેંકે ૨૮ થી ૩૦ ટકા ફેફસાંના વ્યાધિથી મરે છે.

આરોગ્યનું જ્ઞાન ફેલાવાથી, ગર્ભાવસ્થામાં માની સારી માવજતથી, અને બાળકના જન્મ પછી તેની ખંતપૂર્વક બરાબર સંભાળથી આ મરણ પ્રમાણનો ઘણો ભાગ ઓછો થઇ શકે તેમ છે. જ્યાં સુધી તમોએ પ્રયાસ કર્યો નથી ત્યાં સુધી તમોને એમ લાગશે કે આવી મરણની સ્થિતિ ઉપર આપણો કાબુ લાવી શકીએ નહિ, પણ વસ્તુસ્થિતિ તેમ નથી. દરેક વિષયમાં ખંતથી અભ્યાસની જરૂર છે.

## પત્રક 'ક.'

મુંબાઇ શહેરમાં સને ૧૯૦૯ થી સને ૧૯૧૩ ની સાલ સુધીમાં બાલકોના જન્મ વખતે મ્યુનિસિપાલીટી ખાતાની સુયાણીઓએ સુવાવડી બાઇ પાસે આપેલી હાજરી તથા તેને અંગે બજાવેલી ફરજો અને કાર્યની ટુંકી હકીકત બતાવનારૂ સંખ્યાસૂચક પત્રકઃ—

| મ્યુનિસિપાલ ખાતાની દાયણોનાં કાર્ય તથા તપાસની ટુંકી હકીકત | ૧૯૦૯ | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ | ૧૯૧૩ |
|---|---|---|---|---|---|
| ૧. મુએલ જન્મેલા સહિત જન્મેલા બાલકોની નોંધાએલી કુલ સંખ્યા. | ૨૧,૬૪૫ | ૨૧,૫૦૫ | ૨૩,૧૩૫ | ૨૩,૧૮૬ | ૨૧,૨૭૧ |
| ૨. નોંધાએલા કુલ જન્મની સંખ્યામાંથી મુએલ જન્મેલાના ટકા .. | ૮૩ | ૭.૨ | ૭.૧ | ૭.૧ | ૭.૪ |
| ૩. દાઇઓની નોંધ ઉપરથી નીકળતી સંખ્યા ... | ૧૩,૬૭૭ | ૧૨,૭૬૨ | ૧૩,૫૭૮ | ૧૪,૪૨૭ | ૧૩,૬૩૯ |
| ૪. કુલ જન્મમાંથી દાઇઓએ સાચી ઠરાવેલી જન્મ સંખ્યાના ટકા ... | ૬૩ ૧ | ૫૯.૩ | ૫૮.૭ | ૬૨ ૧ | ૬૪ ૨ |
| ૫. દાયણ વિનાની સુવાવડના ટકા | ૧૮.૦ | ૧૫ ૨ | ૧૨ ૭ | ૧૩.૦ | ૧૨.૮ |
| ૬. અભણ અને બીનઅનુભવી દાયણોએ કરાવેલી સુવાવડના ટકા .. | ૫૮ ૩ | ૫૯.૬ | ૬૦.૭ | ૫૯ ૬ | ૬૦.૦ |
| ૭. મ્યુનિસિપાલીટીની દાયણો અને બીજી લાયકાતવાળી દાયણોએ કરાવેલી સુવાવડના ટકા | ૧૧.૩ | ૧૨.૦ | ૧૩ ૨ | ૧૩.૯ | ૧૪.૨ |
| ૮. મ્યુનિસિપાલીટીની દાયણોએ કરાવેલી સુવાવડના ટકા ... | ૪.૫ | ૫ ૬ | ૫.૫ | ૬.૬ | ૮.૭ |
| ૯. તનદુરસ્ત જન્મેલા બાળકોના ટકા ... | ૬૭ ૮ | ૬૮ ૯ | ૭૪.૯ | ૭૩ ૭ | ૭૧.૯ |
| ૧૦. ૩૦ દિવસની અંદર મરી જનારાં બાળકોના ટકા ... ... | ૧૨.૭ | ૧૧.૮ | ૧૧.૫ | ૧૧.૮ | ૧૦.૭ |

આ કોઠક ઉપરથી શહેરની મ્યુનિસિપાલીટી, સેનિટરી એસોસિએશન અને શહેરના આગેવાનો અને વૈદક ખાતાએ શું શું કરવાનું જરૂરનું છે તેનો ખયાલ આવી શકે છે. દરેક સેંકડે હજુ ૬૦ જેટલી સુવાવડ બીનઅનુભવી સુયાણીઓની મદદથી કરવામા આવે છે. ૧૨ થી ૧૮ ટકા સુવાવડ ઘરમેળે થાય છે.

જોકે સેંકડે ૬૮ બાલકો તનદુરસ્ત જન્મે છે છતાં પહેલા મહિનામાં સેંકડે ૧૨ જેટલા મરણ પામે છે.

બાલકના જન્મનું રજીસ્ટર બરાબર રાખવાથી આપણને જોઇતી હકીકતો મળી શકશે દાયણનું કામ કરતી સુયાણીનાં નામ રીતસર રજીસ્ટર થાય તો વધારે હકીકત મળી શકશે.

સને ૧૯૧૩ માં મુંબાઇ શહેરમાં સ્ત્રીઓનાં ૧૪,૦૧૨ મરણ થયાં હતાં. આ સંખ્યામાં બધી ઉમરની સ્ત્રીનાં મરણ આવી જાય છે, પણ

| | | |
|---|---|---|
| ૧૬ થી ૨૦ ની ઉમરનાં મરણ | .... | ૧,૦૪૨, |
| ૨૧ થી ૩૦ ની ઉમરનાં મરણ | ... | ૨,૧૫૯, |
| ૩૧ થી ૪૦ ની ઉમરનાં મરણ | ... | ૧,૧૭૭, મળી |
| | કુલ | ૪,૩૭૮ છે; |

એટલે કુલ મરણ પ્રમાણનો ત્રીજો ભાગ ૧૬ થી ૪૦ વર્ષની ઉમ્મરમાં મરે છે. પહેલાં પાંચ વર્ષમા મરનાર છોડીઓની સંખ્યા ઉપરના મરણ પ્રમાણમાંથી બાદ કરીએ તો અરધા ભાગની સ્ત્રી ૧૬ થી ૪૦ વરસની અંદર મરે છે. તેમાં વળી ૨૦ થી ૩૦ વર્ષની અંદર તો બહુજ મરે છે.

આ આકડાનો પુખ્ત વિચાર કરીએ તો સ્ત્રી તરફની આપણી ફરજ અને સેવા કંઇક અંશે આપણે બજાવી શકીએ તેમ છીએ.

## પત્રક '૬.'

મુબઇ શેહેરમાં એક વર્ષની અંદરની ઉમ્મરનાં બાલકો સને ૧૯૦૮ થી સને ૧૯૧૩ સુધીમાં કયાં કયાં દર્દથી મરણ પામ્યાં તેની સખ્યા બતાવનારૂં પત્રક—

| મરણનુ કારણ | સને ૧૯૦૮ | સને ૧૯૦૯ | સને ૧૯૧૦ | સને ૧૯૧૧ | સને ૧૯૧૨ | સને ૧૯૧૩ | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| શીતળા ... ... | ૨૩૬ | ૧૩૪ | ૨૬૪ | ૯૮ | ૨૭૪ | ૫૫ | |
| ઓરી .. | ૨૩૮ | ૭૭ | ૫૬ | ૨૩૩ | ૮૨ | ૬૬ | |
| સર્વે જાતના તાવ ... | ૨૨૯ | ૧૯૨ | ૨૩૮ | ૨૫૧ | ૨૭૭ | ૨૦૧ | |
| ઝાડા તથા મરડો ... | ૭૬૩ | ૬૧૧ | ૬૭૪ | ૫૮૧ | ૯૦૦ | ૬૧૫ | |
| અપક્વ જન્મ .. | ૧૭૯ | ૧૫૧ | ૧૪૭ | ૧૭૫ | ૨૧૯ | ૧૮૧ | |
| નબળાઇ ... . | ૨,૮૭૨ | ૨,૬૨૬ | ૨,૫૬૭ | ૨,૩૬૪ | ૨,૫૮૧ | ૨,૨૦૭ | |
| શ્વાનતંતુનાં દર્દ ... | ૧,૪૦૩ | ૧,૪૬૬ | ૧,૪૦૨ | ૧,૪૦૦ | ૧,૫૭૦ | ૧,૨૭૮ | |
| ફેફસાંનાં દર્દ . .. | ૨,૫૫૭ | ૨,૨૩૧ | ૨,૨૯૨ | ૨,૩૬૪ | ૨,૮૭૭ | ૨,૧૧૭ | |
| સઘળાં કારણોથી એકંદર | ૯,૦૭૭ | ૮,૦૩૦ | ૮,૨૫૩ | ૮,૧૨૦ | ૯,૬૪૬ | ૭,૪૮૮ | |

આ કોષ્ટક ૧૯૦૮ થી ૧૯૧૩ સુધીનાં છ વર્ષમાં એક વર્ષની અંદરની ઉમ્મરના બાલકોનાં કેટલાં મરણ થયાં તેનો મુકાબલો છે. બારીક નજરથી જોશો તો દેખાઇ આવશે કે એક વર્ષમાં માત્ર મુબઈ શહેરમાંજ ૮,૦૦૦ થી ૯,૫૦૦ બાલકો મરણ પામે છે. વાર્ષિક ૨૦,૦૦૦ બાલકો જન્મે તેમ ધારીએ તો દરેક ૧,૦૦૦ જન્મમાં ૪૦૦ થી વધુ બાલકો મરે છે.

પત્રક 'ઈ.'

મુંબઈ શહેરમાં સને ૧૯૧૨ તથા ૧૯૧૩ ની સાલમાં દરેક કોમમાં બાલકોનાં મરણ તથા જન્મની લેવાયેલ નોંધના દર હજારે મરણનું પ્રમાણ બતાવનારૂં પત્રક—

| જાત અથવા કોમ. | સને ૧૯૧૨ | | | સને ૧૯૧૩ | | |
|---|---|---|---|---|---|---|
| | એક વર્ષની અંદરનાં મરણ. | નોંધાયેલ જન્મની સંખ્યા | જાતવાર દર ૧,૦૦૦ જન્મે થયેલ મરણ. | એક વર્ષની અંદરનાં મરણ | નોંધાયેલ જન્મની સંખ્યા | જાતવાર દર ૧૦૦૦ જન્મે થયેલ મરણ |
| હિંદુ: જૈન ... ... | ૩૩૪ | ૨૭૮ | ૧,૨૦૧·૪ | ૨૯૮ | ૩૭૬ | ૭૯૨·૫ |
| હિંદુ: બ્રાહ્મણ... ... | ૩૪૩ | ૫૪૨ | ૬૩૨·૮ | ૨૫૪ | ૪૨૩ | ૬૦૦·૪ |
| હિંદુ: લીંગેટસ .. | ૪૬ | ૪૧ | ૧,૧૨૧·૯ | ૩૬ | ૩૯ | ૯૨૩·૦ |
| હિંદુ: ભાટીયા ... | ૫૨ | ૧૨૦ | ૪૦૦·૦ | ૪૩ | ૧૨૦ | ૩૫૮·૩ |
| બીજી જાતના હિંદુ ... | ૪,૫૩૨ | ૧૦,૧૬૭ | ૪૪૫·૭ | ૩,૪૩૫ | ૯,૧૮૭ | ૩૭૩·૮ |
| નીચ વર્ણના હિંદુ ... | ૧,૬૯૦ | ૩,૩૦૬ | ૫૧૧·૧ | ૧,૨૬૪ | ૨,૯૦૯ | ૪૩૪·૫ |
| મુસલમાન (જેમાં આફ્રીકાના હબશીનો સમાસ થાય છે). | ૧,૭૫૩ | ૪,૧૫૭ | ૪૨૧·૬ | ૧,૩૮૮ | ૩,૭૫૬ | ૩૬૯·૫ |
| પારસી ... ... | ૨૭૯ | ૧,૩૫૩ | ૨૦૬·૨ | ૨૪૭ | ૧,૩૧૩ | ૧૮૮·૧ |
| યાહુદી ... .. | ૬૮ | ૨૨૫ | ૩૦૨·૨ | ૩૬ | ૨૦૪ | ૧૭૬·૪ |
| દેશી ખ્રીસ્તિ લોકો ... | ૪૫૯ | ૯૯૩ | ૪૬૨·૨ | ૪૦૯ | ૯૭૬ | ૪૧૯·૦ |
| યુરેશીયન ... ... | ૩૩ | ૮૫ | ૩૮૮·૨ | ૨૬ | ૧૧૩ | ૨૩૦·૦ |
| યુરોપીઅન ... .. | ૪૭ | ૨૨૬ | ૨૦૭·૯ | ૩૧ | ૨૦૪ | ૧૫૧·૯ |
| બુદ્ધ લોકો .. | ... | ૧ | ... | ૨ | ૧૩ | ૧૫૩·૮ |
| બીજી તથા અજ્ઞાત કોમ . | ૧૦ | ૧૪ | ૭૧૪·૨ | ૧૯ | ૧૧ | ૧,૭૨૭·૨ |
| કુલ | ૯,૬૪૬ | ૩૧,૫૧૮ | ૪૪૮·૨ | ૭,૪૮૮ | ૧૯,૬૪૪ | ૩૮૧·૧ |

આ કોષ્ટકથી આપણી નજરે એ બીના આવશે કે જુદી જુદી કોમોમાં બાળમરણની સંખ્યા ઓછી વધતી આવે છે. જે કોમમાં આરોગ્યનું જ્ઞાન અને આચાર વધારે છે તેમાં બાળમરણની સંખ્યા ઓછી છે. દરેક કોમે આ આંકડાનો અભ્યાસ કરી પોતાની કોમ માટે શું કરવું તેનો ખયાલ કરવો જોઇએ.

સાચી સ્ત્રી કેળવણી તો એ છે કે સ્ત્રીને આરોગ્યના નિયમો શીખવવા, તેમને પોતાના જીવનમાં તે નિયમો અમલમાં મૂકવા દેવા, અને તેને માટે સાધન અને મદદ આપવી.

સ્ત્રી કેળવણીના ક્ષેત્રમાં કામ કરવાને દરેકને પૂરતો અવકાશ છે.

# સંસાર દર્પણ અને સુશીલાની કર્મકથા.

(લે૦—મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ)

(૫)

નવી માત મધકાથી ઘણી, માડી દશા મારી કરી,
એમ જીવન અમીના પ્રવાહમાં, વિષ રેડીયું દૈવે ભરી,
સુણુજો પછી મારી દશા, કેવી અરે! થઇ માહરી,
મમ કાન્ત બોલ્યા એક દિવસે, સ્નેહની દૃષ્ટિ કરી,
ચાલો જઇ યાત્રા કરીશું, પૂર્વ દોષો વિસરી,
તીર્થ પવિત્ર થકી તરીશું, પ્રેમ અંતરમાં ભરી. ૪૧
દીલ ધડકતે નિર્દોષતાથી, સ્વામી આજ્ઞા મેં ગ્રહી,
ત્યાં શું થશે? શું વીતક વિતશે? તે હું જાણું નહિ,
પહોંચ્યા અમે મથુરા મહિ, જમના પવિત્ર જલ વહી,
ન્હાયા પ્રભુ દર્શન કર્યા, પણ શાન્તિ પામ્યુ ચિત્ત નહિ. ૪૨
આખા દિવસના શ્રમ થકી, ઉંઘે મને ઘેરી લીધી,
મુજ નાથ લખવા પત્ર બેઠા, વાત કોધી ના કીધી,
પૂજારીને બોલાવીને, એક નોટ સોની દઇ દીધી,
ને ગુપ્ત ભેદે પૂત્ર દઇ, મારી વ્યવસ્થા કીધી. ૪૩
વસ્તુ જોઇ મુનિવર ચળે, તો શું ભીખારીનું ગજું!
તે લાલચુ બોલ્યો 'બહુ' હું કરી લઇશ તમ કહ્યુ,
મમ સ્વપ્નમાં ગણગણુ થતાં, કાને સ્વરો કંઇ આવતાં,
ભય પૂર્ણ દેખાવો સીનેમાની, પેઠે ચાલી જતાં ૪૪
બે બાકલી ઝબકી ઉઠી, મુજ નાથ ભાળ્યા મેં નહિ,
તતકાળ ગોરે આવીને, તે પત્રને આપ્યો સહી,
ધ્રુજતાં કરે તે વાંચતાં, આંસુ નયન જાયે વહી,
મુજ શરીર શીતળ તો થયું, લોહી ચડ્યું માથા મહિ. ૪૫

પત્ર.

કુલટા હું ત્હારો દોષ, ક્ષણ પણ એક ના વિસરી ગયો,
તું મૂર્ખ નથી સમઝી જજે, શા કાજ હું છોડી ગયો,
તુજ સંગથી સુખી હું થઇશ, એ લાલચે દુખી થયો.
દુરાચારિણી નિવડી અરે! મુજ જન્મ કોગટ થઇ ગયો. ૪૬
જાણી સુધા પીવા ગયો, જીવન અમર કરી માણીશું,
વિશ સાંપડ્યું હવે ના કદી પ્રિય દંપતી સુખ ભાળશું;
તું તુજ અને હું મુજ પંથે, એવું કરી મન વાળશું,
મુજ અંતરે ઉઠેલ આગ, તે દેહનેય પ્રજાળશુ. ૪૭
નિર્લજ્જ થઇ પર પુરૂષને, આજ્ઞા વિના કાગળો લખ્યા,
તેના સહિત કોઇ પાત્રો, સ્વામીને તેં છેતર્યો;

દેખાડતી ના મુખ મને, જો કાંઇ કદી સ્નેહજ ધર્યો,
પારસમણી જાણી અહી, પણ કાચનો કટકો કર્યો. ૪૮
બંધન નથી મારૂં તને, હું કાન્ત ના તુજ માનતી,
મારા ગૃહે આવી રહેવાની, ન આશા રાખતી,
તુજ નામ કર્યું ના પડે, એ સાવચેતી રાખજે,
વધુ ના લખું બસ એજ, કીધાં કર્મના ફળ ચાખજે. ૪૯
(અપૂર્ણ).

# પ્રમુદા કે પતિભક્તિ.

( લે.–રા. શુકલ નર્મદાશંકર હરગોવિંદ ખારાબોડાઃ )

( ૩ )

" હૃદયમાં છે રહેલું જે ઉગર ઝુપું, છુપાવે શું ?
ઉગાર જોતાં, હૃદય રૂવે, દરદ મુજ દિલનું ધુવે. "

* * * * * * * *

પ્રમુદા માતપિતાના અત્યંત લાલિત્ય વચ્ચે ઉછરેલી હતી, ત્હેને કોઇપણ પ્રકારે કોઇ દુભવતું નહિ, જો કે ધિરજકાકાનો સ્વભાવ ઘણોજ આકળોઃ તીખો અને કંજુસ હતો, પરન્તુ જ્યારથી પ્રમુદાની માતા ભદ્રાદેવીનો આ સંસારમાંથી દેહ–વિલય થયો હતો, ત્યારથી ધિરજકાકાને પોતાનો સ્વભાવ ફેરવી નાંખવાની જરૂર પડી હતી. સર્વ સુખો વચ્ચેના હિતકરી લાલિત્યમાં ઉછરેલી પ્રમુદાના વિચારો સુઘડ, સુદૃઢ અને પરોપકારશીલ હતા. ધિરજકાકા પ્રમુદાના એક પણ વેણનું ઉલ્લંઘન કરી શકતા નહોતા, કારણકે કદાચ પ્રમુદાને તેની વ્હાલી માતાનું સ્મર્ણ થાય. અને તે નિમિત્તે ઘરમાં કલેશ પરિવ્યાપ્ત થાય. ધિરજકાકા પ્રસંગોપાત વાતચીતમાં ચ્હીડાઇ જતા, પરન્તુ પોતાની પત્નિના મૃત્યુ પછી ત્હેમણે પોતાના મન ઉપર ઘણોજ સારો કાબુ રાખ્યો હતો ત્હેમજ દિનપ્રતિદિન પ્રમુદાના સુઘડ આચરણો અને સ્વપ્રયત્ને ભણવાની દક્ષતા જોઇ ધિરજકાકાને પૂર્ણ સંતોષ ઉત્પન્ન થતો હતો. પ્રમુદા ગૃહ–કાર્યમાં કુશળ બને, ' ગૃહ–સંસાર વિના પરિશ્રમે આનન્દમાં ચલાવે, શ્વસુરપક્ષની સર્વવ્યક્તિ તરફથી પ્રીતિપાત્ર નિવડે, કલેશ રહીતની સ્થિતિમાં તંદુરસ્ત રહે અને ત્હેને જોઇ સુખી જીવન ગુજારાય, તોજ પોતાના ભાગ્યને શ્રેષ્ટ માનતો હતો. ધિરજરામના પિતાનું નામ મુકુન્દરાય હતું જેઓ કાઠીયાવાડ માંહેના એક દેશી સંસ્થાનના દિવાન હતા, જ્યાં અત્યંત જાહોજલાલી વચ્ચે લગભગ પંદર વર્ષ રાજ્ય–મંત્રિનું મહાનપદ ભોગવ્યું હતું, પરન્તુ આખર અવસ્થામાં ત્યાં કેટલીક રાજ્યખટપટને લીધે પોતે નોકરી છોડી સ્વર્ણપુરમાં આવી રહ્યા હતા. તેઓ ઘણુંજ સ્વતંત્ર વિચારના હતા, જેથી રાજ્યમાં પણ પોતે પોતાનું ધાર્યું કરતા હતા. તેઓ પરોપકારી–કાર્યમાં પણ અગ્રગણ્ય હતા. તેઓએ સ્વર્ણપુરમાં આવી જ્ઞાતિબન્ધુ સાથે પણ સારો સબંધ જોડયો હતો. ત્હેમણે કામ કરવાની દક્ષતા તેમજ ઉત્કૃષ્ટ ન્યાયદષ્ટિથી પૈસો સારો પ્રાપ્ત કર્યો હતો. સ્વર્ણપુરની ઔદિચ્ય જ્ઞાતિમાં ત્હેમનું સારૂં માન હતું, ત્હેમજ ત્હેઓનો સર્વ તરફથી એક વડીલ તરીકે સત્કાર

થતો હતો. સુવર્ણપુરમાં થોડાજ અરસામાં મુકુન્દરાયે અત્યંત ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. કારણકે મુકુન્દ મ્હેતાએ આંખ મીંચી લોકોપયોગી કાર્યમાં અત્યંત પૈસો - ખરચ્યો હતો. જ્ઞાતિમાં ઉત્પન્ન થતાં વ્યવહારિક બખેડાનું સમાધાન પણ તેઓ કરતા હતા, જેથી લોકોમાં ત્હેમની સારી પ્રતિષ્ઠા થઇ હતી, એટલુંજ નહિ પરન્તુ ત્હેમની ન્યાયદૃષ્ટિએ સર્વ તરફથી અત્યંત ચાહના મેળવી હતી. સુવર્ણપુરમાં વાધા ભરેલી લોકોની તકરારનું નિરાકરણ તેઓ કરતા હતા, જેથી સુવર્ણપુરના રહેવાસીઓએ ત્હેમને "ન્યાયાત્મ" નો શ્રેષ્ઠ ઇલ્કાબ એનાયત કર્યો હતો. ત્હેઓ "ગૃહસ્થ" તરીકે ઓળખાતા હતા જેથી ત્હેઓએ જે મકાન બનાવરાવ્યું હતું તેનું નામે "ગૃહસ્થાલય" આપ્યું હતું. ત્હેમજ ઘણાક જણ "મુકુન્દાલય" પણ કહેતા હતા. "ગૃહસ્થાલય" નો બહારનો દેખાવ અત્યંત ભપકાદાર ત્હેમજ રમણ્ય હતો તે કરતાં પણ અંદર ઘણી સુશોભિત રીતે ત્હેને શણગારવામાં આવેલ હતો.

"ગૃહસ્થાલય" ના આગળના ભાગમાં ચોગાન આવેલું હતું, જેની અંદર ફુલઝાડ રોપેલાં હતાં, મધ્યમાં ફુવારો હતો, જેની આસપાસ લાકડાની બેન્ચો ગોઠવી મુકેલી હતી, તેમજ કેટલાક વિરામાસનો પણ જોવામાં આવતાં હતાં. "ગૃહસ્થાલય" ની અંદર દાખલ થતાં પ્રથમ 'સરસ્વતી' મૈયાની સુંદર છબી જોવામાં આવતી હતી. બેઠકનું દિવાનખાનું ફરનીચર તથા અન્ય આકર્ષક છબીઓથી દિપી ઉઠતું હતું, એક બાજુ ઘણુંજ ઉમદા પુસ્તકોનું કબાટ ગોઠવવામાં આવેલું હતું. દિવાનખાનાથી બીજા ખંડમાં જતાં "લક્ષ્મીદેવી" ની છબી દૃષ્ટિગોચર થતી હતી, એટલુંજ નહિ પરન્તુ હિન્દના મહાન વિરપુરૂષોના ફોટાઓથી આખો હોલ અત્યંત અલંકૃત થઇ રહેલો પ્રદર્શિત થતો હતો. "ગૃહસ્થાલય" ને અગાડીના ભાગમાં સુંદર ગેલેરી આવી રહેલી હતી ચોગાનમાં સીડી મુકવામાં આવી હતી, જે ઉપર થઇ "ગૃહસ્થાલય" ના ઉપરના ભાગના પ્રત્યેક જુદા જુદા ખંડમાં જવાતું હતું. પ્રમુદાએ પોતાની ખ્હેકક "ગૃહસ્થાલય" ની એક બીજી બાજુ તરફ જુદી રાખી હતી, જેના ઉપર "પ્રવત્યાલય" નું બોર્ડ લગાવેલું હતું, તેની અંદર દાખલ થતાં પ્રત્યેક સન્નારીઓના ફોટા લટકાવેલા માલુમ પડતા હતા, કે જેઓની જાહોજલાલી તેમજ કીર્તિ અદ્યાપિ પર્યંત જગતમાં અસ્તિત્વ ધરાવતી માલુમ પડતી હતી. કેટલાક વિરામાસનો પણ ઉત્તરોત્તર ગોઠવી મુકેલાં હતાં, તેમજ સ્ત્રી-ઉપયોગી ગ્રંથોના પુસ્તકો ઘણીજ સ્વચ્છરીતે મુકેલાં જોવામાં આવતાં હતાં. મૃત્યુ પામેલી માતાના સ્મર્ણ ચિન્હ તરીકે ભદ્રાદેવીની સુવર્ણ જડીત છબી પણ મધ્યમાં લટકાવેલી જણાઇ આવતી હતી, તેમજ સાહિત્યકુશળ સાક્ષરોના વિવિધ જાતના ફોટાઓ સર્વનું લક્ષ સંપૂર્ણ રીતે ખેંચતા હતા. "પ્રમુદાના પ્રવત્યાલય" ના મધ્ય ભાગમાં એક સુંદર તેમજ મોટું અને કોતરણીવાળું ગોળ ટેબલ ગોઠવવામાં આવેલું હતું, જેની આસપાસ જુદી જુદી જાતની ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. ટેબલ ઉપર નિત્ય નિયમ પ્રમાણે વાંચવાનાં પુસ્તકો શોભી રહ્યાં હતાં. પ્રમુદાનો જેટલો સાહિત્ય તરફ શોખ વૃદ્ધિ પામતો હતો, તેજ પ્રમાણે સંગીતમાં પણ કુશળ હતી, જેથી સંગીતના પણ સાહિત્યો એકમેર દૃષ્ટિગોચર થતાં હતાં. ઉપર પ્રમાણેની સર્વ અલંકૃત રચનાથી "ગૃહસ્થાલય" અત્યંત દેદિપ્યમાન થઇ રહ્યું હતું. જો કે મુકુન્દરાય મ્હેતા અસલ કાઠીયાવાડના વતની હતા, પરંતુ લાંબા સમયના પરિચયે સુવર્ણપુરના સર્વ રીતરિવાજોથી પારંગત થઇ ગયા હતા, જેથી અજાણ્યા માણસો ત્હેમના સહવાસમાં આવેથી ત્હેમને સુવર્ણપુરના વતની દેખતા હતા. મુકુન્દરાય મ્હેતાએ જ્ઞાતિભોજનમાં, દેવમંદિરમાં ત્હેમજ પરોપકારી કાર્યોમાં નિરાધારની સંસ્થામાં પુષ્કળ પૈસો વાપર્યો હતો, જેથી ટુંક સમયમાંજ તેઓએ સુવર્ણપુરમાં નામાંકિત અને આબરૂદાર ગૃહસ્થ તરીકે નામ

ત્હાડ્યું હતું, વળી ત્યાંની ગવર્નમેન્ટ ઓફીસોમાં પણ ત્હેમનો ઘણો સારો બોજ પડતો હતો. સુવર્ણપુરમાં દુકાળ વખતે લોકોએ નાસભાગ કરવા માંડી હતી, જેથી સર્વને ત્હેમણે અટકાવી નિરાધાર વર્ગ માટે પુષ્કળ પૈસા એકઠા કરી એક ફંડ ઉભું કર્યું હતું, જેમાં ત્હેમણે સારી રકમ એનાયત કરી હતી, તેમજ "દુકાળ સંસ્થા" નું સર્વ કામ હાથમાં લઇ પોતાની ખાસ દેખરેખ નીચે ચલાવતા હતા. હરકોઈ સરકારી કામમાં પણ ત્હેઓ તન તોડી મહેનત કરતા હતા, જેથી સરકારી અમલદારોની પણ ત્હેમણે અત્યંત પ્રીતિ સંપાદન કરી હતી. સુવર્ણપુરના રેસીડેન્ટ સાહેબે તેમને એક ઉત્તમ જગા સારા દરમાયાથી આપવા કહ્યું હતું, પરન્તુ જીંદગીની આખર અવસ્થા પ્રભુ–સ્તવનમાં ગાળવાનો ત્હેમનો અંતિમ ઇરાદો હોવાથી ત્હેમણે સાહેબની માગણી સ્વીકારી ન્હોતી. કેટલાક સરકારી ગુંચવાડા તેમજ વાંધા ભરેલા કેસોમાં ત્હેમનો અભિપ્રાય લેવાતો હતો, જેમાં ત્હેઓ ખાસ ન્યાયદૃષ્ટિથી અભિપ્રાય આપતા હતા. આ પ્રમાણે તેઓ સતત્ વફાદાર રહી લોકોના હિતમાં આગળ વધતા હતા તેઓ સ્વભાવે અત્યંત શાન્ત હતા જેથી તેમના પ્રત્યે લોકો તરફનો પ્રેમ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો હતો. તેઓની નજર ઘણીજ બારીક હતી, જેથી સર્વ કાર્ય બારીકીથી કરતા. દુકાળના સમયમાં ત્હેમણે અત્યંત પરિશ્રમ લીધેલો હોવાથી નામદાર બ્રિટીશ સરકારે રાવબહાદુરનો માનવંતો અને શ્રેષ્ટ ખિતાબ એનાયત કર્યો હતો. રાવબહાદુર મુકુન્દરાય મ્હેતા ન્યાયાત્મની કીર્તિ સર્વત્ર પ્રસરી રહી હતી, જેથી પરદેશમાં પણ ત્હેમને સારૂં માન પ્રાપ્ત થતું હતું.

મુકુન્દરાયને અન્ય રાજ્યકર્તાઓ તરફથી મંત્રિ–પદનું નિમંત્રણ કરવામાં આવતું હતું, પરન્તુ તેઓ સાફ ના પાડતા હતા. રાવબહાદુર મુકુન્દરાય મ્હેતા ન્યાયાત્માનો દેહ–વિલય થયાને આજે લગભગ બે વર્ષ થઇ ગયાં છે. આખા સુવર્ણપુરમાં ત્હેમની ખોટ જણાઇ આવતી હતી. ત્હેમની ઉત્સુક ઉદારતાથી થયેલાં કામો ત્હેમના મૃત્યુ પછી કિર્તિ–ચિન્હની અસ્થિરતા બતાવતાં હતાં. પ્રમુદાએ વૃદ્ધ પિતામહનું સુખ અનુભવ્યું હતું. મુકુન્દરાયનો અપરિમિત પ્રેમ પ્રમુદા પ્રત્યે હતો. મુકુન્દરાયના મૃત્યુ પહેલાં ફક્ત બે ત્રણ મહિનેજ પ્રમુદાની દયામયી હિતસ્વી માતા "ભદ્રાદેવી" દેવલોક પામી હતી. ભદ્રાદેવી સ્નેહાળ, નમ્ર, મિલનસાર અને અનેક સદ્ગુણોયુક્ત હતી. મુકુન્દરાય, ધિરજરામ ભદ્રાદેવી અને પ્રમુદાને સુખી જોઇ અત્યંત આનંદમાં રહેતા પરન્તુ ભદ્રાદેવીના અવસાનથી ત્હેમને અત્યંત આઘાત થયો હતો, કારણકે પોતાના કુળ-દિપક વધુનું વર્તન ઘણુંજ સારી રીતે યાદ આવતું હતું. ભદ્રાદેવી ગૃહ–કાર્યમાં ઘણીજ પ્રવિણ જ્યારે આચાર વિચારમાં પણ સુજ્ઞ હતી. ત્હેની મમતા ઘણીજ આકર્ષક હતી, જેથી સુવર્ણપુર-વાસીઓ ત્હેને દયામયી ભદ્રાદેવી કહેતાં હતાં ત્હેની ઉદારવૃત્તિ પણ હદ પાર હતી, જેથી સ્ત્રી–મંડળમાં ત્હેની કિર્તિ પ્રચંડ પ્રસરી રહી હતી. તે નિરાભિમાની હતી, તેમજ ત્હેને મોટાઇનો બીલકુલ ફાંકો હતો નહિ, જેથી તે સમગ્ર શહેરમાં નમુનેદાર લેખાતી હતી ધિરજરામ તથા ભદ્રા વચ્ચે અત્યંત સ્નેહ હતો. ભદ્રાદેવી ધિરજરામની આજ્ઞાનું કોઇપણ કાળે ઉલ્લંઘન કરતી નહોતી પતિમાંજ પોતાનું સુખ સર્વસ્વ સમાએલું છે તેમજ માનતી હતી. ધિરજરામને ભદ્રાદેવીના માયાળુપણાનું સ્મર્ણ થતાં પુષ્કળ આંસુ કાઢતો હતો. ભદ્રાદેવી મહાન ભયંકર રાજ્ય–રોગ–"ક્ષય" ના કરાળ મુખમાં આવી પડી હતી, જોકે અનેક ઉપચાર માટે ત્હેને પંચગીની, માથેરાન, મહાબળેશ્વર ત્હેમજ અન્ય સારી હવાના સ્થળોમાં ડાક્ટરની સારવાર નીચે મુકવામાં આવી હતી, પરંતુ થોડા સમય સારૂં જણાતું બાદ પછી પહેલાંની જેવી સ્થિતિ અવલોકવામાં આવતી હતી. ભદ્રાદેવીની સ્થિતિ સુધારવા માટે મુકુંદરાયે પુષ્કળ પૈસો વાપર્યો હતો, પરંતુ નિમિત્તની અવધી પુરી થતાં ભદ્રાદેવી દુષ્ટ રોગને ગ્રાસ થઇ હતી.

ભદ્રાદેવીના અવસાનને સમયે મુકુન્દરાય હયાત હોવાથી પ્રમુદાની સર્વ પ્રકારની સંભાળ રાખવા માટે તેમને સૂચવવામાં આવ્યું હતું, જો કે મૃત્યુ શય્યાપર સુતેલી ભદ્રાને ધિરજરામે બીજી સ્ત્રી નહિ કરવા બદલનો દિલાસો આપ્યો હતો, એટલુંજ નહિ પરન્તુ ભદ્રા અસાર સંસારનો ત્યાગ કરે તે વખતના તેણીના ક્ષમાસૂચક દૃષ્ટિપાત પાસે ત્હેણે સોગન લીધા હતા. આ પ્રમાણે પોતાના પ્રત્યેનો ધિરજરામનો સાત્વિક પ્રેમ જોઇ ભદ્રાદેવીની આંખમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં હતાં. " તમો ફરી પરણી સુખી થજો અને પ્રમુદા...ને...સભાળજો " એ વાક્યો ઉચ્ચારતી ભદ્રાદેવી સર્વની ક્ષમા ચહાઇ સર્વસ્વનો ત્યાગ કરી ગઇ હતી, તે ધિરજરામને હરદમ યાદ આવતું અને હૃદયમાં સાલ્યા કરતું હતું. જ્યારથી ભદ્રાની તબીયત વધારે બિગાર થતી ગઇ,-ત્યારથી ત્હેનું હૃદય ઘણુંજ વિહ્વળ થઇ ગયુ હતું. વ્યાપાર રોજગાર સર્વ છોડી ઘણો વખત સ્નેહમયી ભદ્રા પાસે વ્યતિત કરતો હતો. ભદ્રાની તબીયતનું સંતોષકારક ચિન્હ જ્યારથી દેખાતું બંધ થયુ, ત્યારથી ત્હેના પગ ઢીલાં થઇ ગયાં હતાં. સ્ત્રી અને પુરૂષ એ ભાગ્યચક્રની ઘટમાળમાં પ્રદર્શિત થતાં સુખ દુખ ભોગવનાર પાત્રો છે, અને તેમાં મુખ્યત્વે કરીને સદ્દગુણી સ્ત્રી એ પુરૂષની ઉત્કૃષ્ટ ભાગ્યદેવી છે અને પરમાત્મા તરફની શ્રેષ્ટ બક્ષીસ છે એમ ધિરજરામ સંપૂર્ણ રીતે જાણતો હતો. સ્ત્રી એ પુરૂષની ઉત્તમ અથવાં તો કનિષ્ટ ભાગ્યદેવી છે એમ ધિરજરામ સર્વસ્વ જાણતો હતો, એટલુંજ નહિ પરન્તુ-" એક સદ્દગુણી સ્ત્રી, પરમાત્મા તરફથી સમર્પિત થએલી સર્વોત્કૃષ્ટ બક્ષીસ અને અલૌકીક પ્રસાદ છે " એમ માનતો હતો, અને તેજ પ્રમાણે ભદ્રાના સદ્ગુણો ત્હેની કિર્તિમાં અત્યંત શોભા આપી રહેલા હતા, જેથી ભદ્રાના મૃત્યુથી નહિ પુરી શકાય તેવી ખોટ ત્હેને માલુમ પડી આવતી હતી.

ધિરજરામનો ગૃહ-સંસાર નમુનેદાર ચલાવવામાં ભદ્રાની અત્યંત જરૂર હતી, ત્યારે ભદ્રા ધિરજરામને સદાને માટે છોડી સ્વર્ગમાં અદૃષ્ય થઇ ગઇ હતી. " मनसाचिन्तितम् कार्यं दैव्यं अन्यत्र धारयेत्"-મન કંઈ ચિંતવન કરે છે ત્યારે પરમાત્મા વળી કોઇ બીજીજ પ્રવૃત્તિ કરે છે એ કહેવત અનુસાર ધિરજરામની ઉચ્ચ આશા ધુળધાણી થઇ ગઇ હતી. ભદ્રાની આંખમાં શુદ્ધ પ્રેમ અને નેમ બેઉ પ્રદર્શિત થતાં હતાં, એટલુંજ નહી પરન્તુ ત્હેની હસમુખી અને વિલક્ષણ મુખાકૃતિ ઉદાર ઐશ્વર્યની સાક્ષિની આપતી હતી. મુકુન્દરાયે ભદ્રાની પાછળ પુષ્કળ દ્રવ્ય ધર્માદા તેમજ નિરાધાર સંસ્થામાં આપ્યું હતું અને ભદ્રાની કિર્તિ જગતમાં અસ્તિત્વ રહે તે ખાતર એક " ભદ્ર-ભુવન " બંધાવ્યું હતું, જેમાં ગરીબ, અપંગ, લુલા, આંધળા અને નિરાધાર વર્ગને રાખી અન્ન પોષણ વસ્ત્ર વિગેરે આપવામાં આવતું હતું. જેમ જેમ પૈસાનો સારો ઉપયોગ થતો હતો, તેમ તેમ પુષ્કળ પૈસો વ્યાપાર મારફતે પ્રાપ્ત થતો હતો. મુકુન્દરાય શ્રેયોત્કર્ષ કાર્યાર્થે ઘણાજ ઉદાર હતા, જેથી સારે રસ્તે પૈસો વાપરવામાં જરા પણ સંકોચ કરતાં નહીં. " ભદ્ર-ભુવન " માં ભદ્રાની ઓઇલ પેઇન્ટીંગ કરાવેલી અને સુવર્ણજડીત મ્હોટી છબી સુવર્ણપુરના રેસીડેન્ટ સાહેબના હાથે ખુલી મુકાવેલી હતી. ભદ્ર—ભુવનમાં રહેનાર નિરાધાર માટે પ્રત્યેક પ્રકારની કરેલી સગવડ ઘણીજ ઉત્તમ જણાઇ આવતી હતી, તેની મુલાકાત સાંજ સવાર મુકુન્દરાય લેતા હતા. અને અવલોકવામાં આવતી અડચણો વિના વિલંબે દુર કરતા હતા. "ભદ્ર-ભુવન " માંના સર્વ પ્રત્યે મુકુન્દરાય ઘણીજ મમતા દર્શાવતાં હતાં. રોગથી પીડિત ઇન્સાનોની અત્યંત સારવાર કરતા અને અન્ય વર્ગને સમિત શિક્ષણ અપાવતાં હતાં, જ્યારે " ભદ્ર-ભુવન " ખુલ્લુ મુકવામાં આવેલું, ત્યારે જગતના સર્વ લોકો પ્રિય વર્તમાન પત્રોમાં દયામયી ભદ્રાદેવીના યશોગાન ગવાઇ રહ્યા હતાં, એટલુંજ નહી પરન્તુ પત્રકારોએ તેણીના આત્માની

સ્વર્ગમાં શાન્તિ ઇચ્છવા સાથે રાવબ્હાદુર મુકુન્દરાય મ્હેતા ન્યાયાત્મને સ્તુત્ય પ્રયાપિ પ્રગટ હતા ધન્યવાદ આપ્યો હતો.

મુકુન્દરાયની પાછળ ધિરજરામે ": મુકુન્દ-વિદ્યાલય ' શ્રેષ્ઠ પદ્ધતિનું બંધાવરાવ્યું હતું, જેમાં ગરીબ વર્ગના બાળકોને વિના ખર્ચે ભણાવવામાં આવતાં હતાં, ત્હેમજ હુન્નર ઉદ્યોગ માટે એક અતિ સુંદર " મુકુન્દ-ટેકનીકલ—ઇન્સ્ટીટયુશન કરાવ્યું હતું. ધિરજરામનો સ્વભાવ કંજુસ હતો તેમ મુકુન્દરાય મ્હેતા સારી પેઠે જાણતાં હતાં જેથી પોતાના મૃત્યુ અવળ ઉપરોક્ત કાર્ય માટે જોઇતો પૈસો ત્રાયતને ત્યાં મુકયો હતો. ગરિબ વર્ગને નિભાવનાર સુવર્ણપુરમાં મુકુંદરાયનું નામ ઘેર ઘેર પ્રચલિત થઇ રહ્યું હતું. ભદ્રાદેવી સ્વર્ગવાસી થયાં પછી ધિરજરામના સંબંધ માટે ઉપરાઉપરી કન્યાઓ આવતી હતી, પરંતુ મુકુન્દરાયે તે બદલની સર્વ મુનસફી ધિરજરામને સુપ્રત કરેલી હતી. સ્નેહમયી ભદ્રાનો અનન્ય પ્રેમ ધિરજરામના હૃદયમાંથી તદ્દન નાબુદ થયો નહોતો એટલે સગપણ કરવા આવનાર ગૃહસ્થોને દિલાસો આપી રવાને કરતો હતો. જો કે દયામયી ભદ્રાદેવીએ પુનઃ પરણવા માટે અવસાન સમયે સૂચના કરી હતી, છતા તેની સ્નેહાળ મમતાથી ત્હેનુ હૃદય દ્રવતું હતું ધિરજરામનું વય આશરે ચાલીશેક વર્ષનું હતું ત્હેના શરીરનો બાંધો મજબુત હતો જ્યારે સ્વભાવે કંજુસ તથા રહેજ બાબતમાં ચ્હીડાઇ જનારો હતો, ત્હેણે ઇંગ્રેજી તથા બીજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો, પરંતુ ત્રુજ પૈસા કમાવા અર્થે કોઇના તાબામાં રહી નોકરી કરવા ખુશી ન્હોતો જેથી ઉપરોક્ત ચાલતાં આવતાં વ્યાપારી ધંધામાં જોડાયો હતો. રૂના સટ્ટા વગેરેમાં તેમજ મોતી પારખવામાં ત્હેની ઘણીજ સારી નજર પડતી હતી જેથી તે મારફતે ધિરજરામને અઢળક દ્રવ્ય પ્રાપ્ત થતું હતું, કંજુસાઈના કર્મ યોગે કરી જરાવાર ક્રોધ સાથે નજીવી બાબતપર ચ્હીડાઇ જતો હતો. પૈસાની ધીરધારમાં ત્હેનું નસીબ સારૂ ખીલી રહ્યુ હતું એટલુંજ નહી પરંતુ સુવર્ણપુરના સર્વ વ્યાપારીઓ તરફથી ધિરજરામને ત્યાંની " કોમરશીયલ—એસોસીએશન " ના મેનેજીંગ મેનેજર તરીકેનો ઓનરરી હોદ્દો સુપ્રત થયો હતો. ધિરજરામનો ચ્હીડીયો સ્વભાવ જોઇ કેટલાએક એવું પણ બોલતા કે ત્હેમના કોઇએ ગુણ પ્રમાણે નામ પાડયું નથી.

સુવર્ણપુરના મધ્ય અને રળીયામણા ભાગ ઉપર ચાર રસ્તાના ચોકમાં ઊંચી મ્હેલાતની વિશાળ અને ભપકાબન્ધ દુકાન આવી રહી હતી. ગામમાં મુકુન્દરાયને લીધે ધિરજરામની પણ પ્રતિષ્ટા સારી જામી રહી હતી. ત્હેની દુકાનપર હમેશાં વ્યાપારિયોની ઠઠ રહ્યા કરતી હતી. દુકાનમાં ચાલતું કામ ધિરજરામે સર્વ ઇંગ્રેજી ઢબ પ્રમાણે કરી નાંખ્યું હતું. ધિરજરામને ત્યાં મહેતા મુત્સદ્દીઓની છુટ હતી. મનહર મ્હેતાને લાયકી પ્રમાણે સારો દરમાયો આપતાં હતાં. મનહર મ્હેતા સુવર્ણપુરનાજ રહેવાસી હતાં, ત્હેમનું વય આશરે સત્તાવન વર્ષનું હતું, પરન્તુ શરીરનો બાંધો મજબુત હોવાથી બે પાંચ ગાઉ માપી કાઢવામાં પાછા હઠે તેવાં ન્હોતાં. સ્વભાવે ઘણુંજ શાન્ત અને આગળ પાછળની સર્વ જાહોજલાલી સંબંધેના અનુભવી હતાં ધિરજરામની દુકાનનો સર્વ કારભાર મનહર મ્હેતા ઉપર અવલંબી રહેલો જોવામાં આવતો હતો. મનહર મ્હેતા વ્યાપારના કામમાં અત્યંત કુશળ હતાં, ધિરજરામના પિતા સાથે મનહરમ્હેતા એક મૈત્રીનો દાવો ધરાવતાં હતાં, જેથી ધિરજરામના ઘર સાથે ત્હેમનો ઘણોજ નિકટ સંબંધ જોડાઇ રહ્યો હતો. વ્યાપારાર્થે મનહર મ્હેતા ધિરજરામને ઘણુંજ મદદરૂપ થઇ પડયાં હતાં. મનહરમ્હેતાની સ્થિતિ પહેલાં જોઇએ તેવી સારી નહિ હતી, પરન્તુ ધિરજરામના પિતા મુકુન્દરાય ન્યાયાત્મની સાથે-જોડાયા બાદ ત્હેમની દશા ફરી ગઇ હતી. મનહર મ્હેતાના સાત્વિક

સદ્ગુણો ઉપર મુકુન્દરાયનો પ્રેમ અવિછિન્ન રહ્યો હતો, જેથી મનહરમ્હેતા ભાગ્યદેવીના ઉત્તમ પ્રસાદવડે અત્યંત ભાગ્યશાળી બન્યા હતા. મુકુન્દરાયના મૃત્યુથી મનહરમ્હેતાનુ હૃદય શોકાગ્નિથી બળી રહ્યું હતું, પરન્તુ ધિરજરામે તેની શાન્ત્વનતા કરી હતી. મનહરમ્હેતા સંતોષી હતા એટલુંજ નહિ પરન્તુ સમય આવે પોતાના કાર્યની સુઘ દક્ષતા દર્શાવતા હતા. મનહરમ્હેતાને વડીલોપાર્જીત દોલતમાં કરજ સિવાય કાંઇજ ન્હોતું, જો કે ન્યાયાત્મ મુકુન્દરાયની ઉદાર મદદથી સર્વ કરજ પતી ગયું હતું, કારણકે કોઇ કોઇ વાર મુકુન્દરાયના પૈસે મનહર-મ્હેતા વ્યાપાર કરતા અને ઇશ્વર ઇચ્છાએ મનહર મ્હેતાને તેમાંથી સારો લાભ પ્રાપ્ત થતો હતો. પ્રમુદા મનહરમ્હેતાને કાકા કહેતી હતી, ત્હેમજ મનહર મ્હેતા સાથેના નિકટ સંબંધથી પણ બીલકુલ અજાણી ન્હોતી.

પ્રમુદાની પહેલા યુવક તરફની દયાની શીલોસુફી ધિરજરામને બીલકુલ ગમી ન્હોતી, પરન્તુ નાઇલાજે પ્રમુદાના વિચારાનુસાર ચાલવું પડતું હતું. પ્રમુદા ધિરજરામ પાસેથી ઉઠી યુવકની સ્થિતિ અવલોકવા ગઇ ત્યારે ધિરજરામ એક દીર્ઘ નિશ્વાસ નાંખી પોતાના મનનું સમાધાન કરતો હતો. પ્રમુદા હસતી હસતી ઉતાવળે પગલે ધિરજરામ પાસે આવી બોલી ઉઠી "કાકાજી" ચાલો ! ચાલો ! " પેલા યુવકની તબીયત જરાજ કાંઇક સુધરી ગઇ હોય તેમ જણાય છે ! " ચાલો ! ત્યારે બ્હેન ! કહી બેઉ જણ યુવકના દિવાનખાનામાં આવ્યા. ધિરજરામ અને પ્રમુદાને આવતાં તેગજ રાધાને શૂન્ય સ્થિતિમાં બ્હેરેલી જોઇ પલંગમાં બ્હેસ થએલા યુવકે તેનો એક હાથ કપાળ ઉપર થાબડ્યો અને બોલ્યો. મહાશયજી ! આપ સર્વેએ મારા પ્રત્યે અત્યંત કૃપા કરી પરિશ્રમ વેઠયો છે, તે માટે ક્ષમા ચાહું છું. હુ કયાં બ્હેઠો છું ત્હેમજ અત્રે કેવી રીતે આવ્યો તેની મને કાંઇ પણ ખબર નથી ! હું પાપાત્માનો દોષ માફ કરજો ! પરન્તુ આપ મ્હને ઉ......ઠ......વ......ા......ડ......ન......ને......ર્યો ......યુવકનો શ્વાસ એકદમ રૂંધાઇ ગયો, ત્હેનાથી જરાપણ આગળ બોલાયું નહી, અને પૂર્વવત્ સ્થિતિમાં બિછાનામાં પાછો પડી ગયો. સૌ કોઇ શુ થયું ત્હેની બારિક તપાસ કરવા પાસે ગયા, અને યુવકને જગાડવાનો મહાન પ્રયત્ન કરવા લાગ્યા પરન્તુ તેમા ફતેહમંદી પ્રાપ્ત થઇ નહી જેથી પ્રમુદાએ લાલાજીને એકદમ બુમ મારી દવાની શીશી મગાવી અને ડોક્ટર દવાના કહેવા પ્રમાણે એક ગ્લાસમાં દુધ સાથે દવા આપી. દવા પીવરાવ્યા બાદ દશ મીનીટ યુવક તદ્દન સુખરૂપ હોય ત્હેમ ઘસઘસાટ નસકોરાના અવાજ સાથે ઉંઘતો દેખાયો. પ્રમુદાએ જાણ્યું કે હવે યુવકની તબીયત તદ્દન સારી થઇ ગઇ છે, કારણકે દર્દી જ્યારે ઝપાટાબંધ ઉંઘે છે ત્યારે તેનો રોગ નાબુદ થઇ ગયો મનાય છે. પ્રમુદા પોતાની નિવૃત્તિનો વખત વ્યતિત કરવા માટે એક પુસ્તક લઇ બ્હેઠી, કે જેનું હેડીંગ " એક નમુનેદાર સ્ત્રી " તરીકેનું પ્રદર્શિત થતુ હતું.

પ્રમુદા વાંચનામાં તલ્લીન થઇ ગઇ હતી, ધિરજરામ તથા રાધા આડી અવળી વાતોના ગપાટા મારતાં હતા, અને યુવક ગાઢ નિદ્રામાં ઘોરતો હતો, તેવામા ટનટનના રણકારા સાથે ઘડી-આળમાં અગ્યાર વાગ્યા કે સરીયામ રસ્તા ઉપરથી ઘણીજ કરૂણાજનક અને હૃદયભેદક ભયા-નક લાય ! લાય ! દોડો ! દોડો ! ની બુમનો અવાજ " ગૃહસ્થાશ્રમ " માં બ્હેઠેલાં ધિરજરામ, પ્રમુદા અને રાધાના કાને અથડાયો. અચાનક નિરાધાર બુમ સાંભળી પ્રમુદા ચોંકી ઉઠી અને બોલી ! કાકાજી ચાલો ! ચાલો ! " નિરાધારની વ્હાર કરવા સત્વર ચાલો ! " યુવક ગાઢ નિદ્રામાં છે, એટલે તેના સંબંધી કાંઇજ ઉચ્ચાટ નથી લાલાજીને સાથે લઇ સૌ સત્વર તૈયાર થઇ

બહાર દોડી આવ્યા અને જુએ છે તો "ગૃહસ્થાલય" નજીકનાજ ઘરમાં અગ્નિએ ભયંકર સ્વરૂપ પકડ્યું હતું. અગ્નિની પ્રચંડ જ્વાળાઓ ઘરની ચોમેર ફરી વળી હતી. તાત્કાલિક ચાંપતા ઉપાય લેવા માટે ધિરજરામે બઝારગેટ ઉપર પોલીસને ખબર કરવા લાલાજીને મોકલી દીધો હતો તે અગ્નિથી બળતા ઘરમાં વસવાટ કરતાં ફક્ત સ્ત્રી પુરૂષ આવરદા નિમિત્તે અગ્નિના મુખમાંથી બચવા પામ્યા હતાં. ઘરમાંથી કોઇ પ્રકારનો સરસામાન કે જર ઝવાહિર પૈસો વિગેરે બહાર કહાડી શકાયું નહોતું. ઘરધણી છેટે ઉભો ઉભો થરથર ધ્રુજતો ગાંડા જેવો થઇ ગયો હતો, ત્યારે તેની સ્ત્રીએ ઘણીજ સમયસુચકતા વાપરી લાય! લાય! ની પ્રચંડ કરૂણાજનક અને નિરાધાર બુમોથી આખો મહોલ્લો ગજાવી મુક્યો હતો, પરંતુ નિરાધારની તાત્કાલિક મદદ અર્થે કોઇ ફરક્યું નહોતું. સ્વર્ણપુરવાસીઓ લાયની બાબતમાં ઘણુંજ બેદરકાર હતા એટલે કે લાય થતી હોય ત્યાં જઇ એકદમ તેને હોલવવાના કાર્યમાં પ્રવૃત્ત થતા નહોતા પરંતુ છેટેથી આગ કરે તેમ કરોની બુમો પાડી આઘા ઉભા રહી તમાસો જોતા હતા. કારણકે–સ્વર્ણપુરમાં લાયનું જોર વિશેષ હતું જેથી હરદમ લાયની બ્યુગલનો અવાજ સાંભળી ત્યાંના લોકોના કાન બ્હેર મારી ગયા હતા. ધિરજરામ તથા પ્રમુદાને આવતા જોઇ નિરાધાર સ્ત્રી ચોધાર આંસુ સાથે રડતી બુમ પાડી ઉઠી "મ્હારી વ્હાલી! પુત્રીને કોઇ બચાવો કોઇ બચાવો! હાયરે! દૈવ કોપ્યો રે મ્હારૂં નસીબ ફુટી ગયું! નિરાધારની વ્હાર કરો!" "ગૃહસ્થાલય" ના નજીકના ભાગમાં અગ્નિએ દેખાવ દીધાથી ધિરજરામના હોસકોસ ઉડી ગયા હતા, પરન્તુ સહનશીલતા રાખી આગળ ધસ્યો અને તાત્કાલિક ઉપાય લેવા માંડ્યા. આવી પ્રચન્ડ લાય ધિરજરામના જોવામાં આવી ન્હોતી જેથી કદાચ પ્રમુદા અગ્નિ જોઇ બ્હી જાય તેમ ધારી પ્રમુદાને પોતાની પાસે બોલાવતો હતો, દરમ્યાન નિરાધાર સ્ત્રીને આવતાં જોઇ પ્રમુદા બોલી ઉઠી! કાકી! કાકી! "જરાપણ ગભરાશો નહિ. નિમિત્ત પ્રમાણે થયાં કરે છે." અગ્નિને બુઝાવવા માટે બઝાર ગેટ ઉપર ખબર કરવા લાલાજીને ક્યારના મોકલી દીધા છે જેથી હમણાંજ થોડા વખતમાં પાણીના બંબાઓ આવી પહોંચશે"! "બ્હેન! પણ મ્હારી પુત્રીને કોઇ ઘરમાં જઇ બહાર કાઢો! હાયરે! મારી વ્હાલી પુત્રી અગ્નિના મુખમાં ભસ્મિભૂત થઇ જશે"! "કાકી! કંઇ ફિકર કરશો નહિ! રાધા મ્હારે ત્યાં આવી હતી અને ત્હેને મેં અત્યાર સુધી રોકી હતી! જુઓ કાકી આ અમારી પાછળ છેટી ઉભી ઉભી ધ્રુજે છે"! પ્રમુદાએ છેટે ધ્રુજતી ઉભેલી રાધા તરફ આંગળી બતાવી કહ્યું. રાધા સજીવન સ્થિતિમાં સુખ રૂપ જાણી રડતી અને બુમ પાડતી સ્ત્રીને સ્હેજ દિલાસો મળ્યો. અગ્નિના કરાળ મુખમાં ભસ્મિભૂત થતું કોનું ઘર છે તે જણાવવાની જરૂર છે. તે ઘર "ગૃહસ્થાલય" અધિષ્ટાતા ધિરજરામના અધ્યક્ષ મુનીમ મનહર મ્હેતાનું હતું. ખરેખર મનહર મ્હેતાને સુખ ભોગવવાની ઉત્તમ તક આવી ત્યારે દૈવ્ય કોપથી અગ્નિએ સર્વસ્વ ત્હેમની પાસેથી ખૂંચવી લેવા પ્રયત્ન કર્યો "ઇશ્વરની ગતિ ન્યારી છે." રસ્તા ઉપર છેટે ઉભો જે પુરૂષ ધ્રુજતો હતો ત્હે મનહર મ્હેતા સિવાય બીજો કોઇજ ન્હોતો અને જે નિરાધાર સ્ત્રી રડતી હતી તે મનહર મ્હેતાની ધર્મ પત્ની "ગૌરી" હતી અને નિરાધારને વ્હાર કરવા પ્રમુદા સાથે તત્પર થઇ આવી ઉભેલી હતી તે મનહર મ્હેતાની વ્હાલી પુત્રી રાધા હતી. રાધાએ તેણીનું ઘર અગ્નિથી બળતાં જોઇ ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યું હતું, પરંતુ પ્રમુદા તેણીને વારંવાર સાન્ત્વન કરતી હતી.

(અપૂર્ણ)

| સર્વ હક સ્વાધિન | શ્રીસુખ દર્પણ. | ચિત્રકાર, રા. ત્રિભુવનદાસ પટે |
|---|---|---|



"કાકી! કંઇ ફીકર કરશો નહિ, રાધા મ્હારે ત્યાં આવી હતી અને ત્હેને મેં અત્યારસુધી રોકી હતી! જુઓ કાકી, આ અમારી પાછળ છેટે ઉભી ઉભી ધ્રુજે છે.'



પુ. ૨ જું. ઑગષ્ટ-૧૯૧૮ અંક ૬ ઠ્ઠો.

## ગુણિયલ સતી.

(ગઝલ-કવાલિ.)

જગમાં સતી નારી સદા, ઘરબારને શોભાવતી
પતિને પ્રફુલ્લિત પ્રેમદા, કરી હરખડી ખેલાવતી.
રહે સંપી સૌ કુટુંબમાં, નિતિ નેમ પ્રેમ હૈયે ધરી,
કરી વશ સકળ સબધીને, સદ્ગુણ સૌમાં લાવતી.
નીજ બાળકોને કેળવી, શુભ આચરણ શીખવાડતી,
નહિ કલેશ તો લવલેશ પણ, નરમાશથી સમજાવતી.
આવી પ્રિયા પતિને સદા, સુખ શાન્તીમાં ઝુલાવતી;
ચાજો ઘરોઘર હિંદમાં, સૌ નારીઓ ગુણીયલ સતી.

છ. બી. પવાર—ધોળકા

# પ્રમુદા કે પતિભક્તિ.

( લે.—રા. શુકલ નર્મદાશંકર હરગોવિંદ ખારાબેડા. )

( ૪ )

પ્રમુદાની ઉમ્મર વધારે નહોતી, પરંતુ હિંમત ઘણીજ હતી. " પાણીનો બંબો આવી પહોંચે તે અરસા પણ જેટલી બને તેટલી આપણે મહેનત લેવી જોઇએ ! " પ્રમુદાએ ધિરજરામ તરફ દૃષ્ટિ કરતાં કહ્યું. થોડીવાર પ્રમુદા આસપાસ ફરી એક લાકડાની સાગડી શોધી લાવી, ચણીયાનો કચ્છ મારી બોલી—કાકાજી ! " મ્હારી કાંઇપણ ફીકર કરશો નહિ ! " જુઓ ! મારાથી બનતો પ્રયત્ન કરી મારી ફરજ બજાવું છું. આમ વાતચીત થતી હતી તેવામાં એક જડભરત જેવો તાજો કંધમાંથી બેબાકળો ઉઠેલો માણસ હાથમાં મોટી બે લાકડાની સાગડીઓ લઇ ત્યાં આવી પહોંચ્યો. થોડીવાર સ્હેજ આડું અવળું જોઇ બળતા ઘરની પાસેના ઘરની અગાસી ઉપર કૂદકો મ્હારી ચડી ગયો ! અને એકદમ બે સાગડીઓથી બળતા ઘર ઉપર પ્રહાર કરવો શરૂ કર્યો. પ્રમુદા પણ ધૈર્ય રાખી બળતા ઘરની પાસેના બીજા મકાન ઉપર ચડી ગઇ, અને સાગડીનો પ્રહાર ચાલુ રાખ્યો થોડીવારમાં અગ્નિની જે જ્વાળાઓ પ્રચંડ અને બિહામણી લાગતી હતી તેનું જોર સ્હેજ કમી થતું જણાયું. પ્રથમ અગ્નિની જ્વાળાઓ નાબુદ કરવાનું માત્ર એટલુંજ, કે અગ્નિનું જોર વિશેષ વધવા પામે નહિ અને તે પરિણામે બળતા ઘરની પડોસના ઘરો અગ્નિના પ્રચંડ ઝપાટાથી બચે. નવો આવેલ માણસ જે અગ્નિ હોલવવાના મહદ્ કાર્યમાં પ્રવર્ત હતો તે ઓળખી શકાતો નહોતો. બ્યુગલ સાથે " ફાયર એન્જીન " આવી પહોંચ્યું. અગ્નિ ઉપર વૉટર પાઇપોનો પ્રહાર પણ શરૂ થઇ ગયો, તેમજ અન્ય આવેલ માણસો પણ અગ્નિ શાન્ત કરવાના કાર્યમાં રોકાણા. એક તરફથી વૉટર પાઇપ છોડનારાઓને શાબાસીના પોકારોથી ઉત્તેજન અપાતું હતું. સ્વર્ણપુરના રેસીડેન્ટ સાહેબ પણ ત્યાં આવી પહોંચ્યા હતા અને અન્ય લોકોને કામે લગાડતા હતા, તેમજ મનહર મ્હેતાને અત્યંત દિલાસો આપતા હતા. મનહર મ્હેતાનું ઘર બે મજલાનું હતું તેમજ લાવ ઉપરનાજ ખંડમાં વધારે જણાતી હતી. જો તાત્કાલિક મદદ નહિ આવી પહોંચી હોત તો અગ્નિ વધારે અને વધારે ભયંકર સ્વરૂપ બતાવી બીજા કેટલાક ઘરોનો નાશ કરત કારણકે પવન પણ ઘણોજ જોરથી વાતો હતો જેથી પડોસના ઘરમાં પણ અગ્નિની પ્રચંડ જ્વાલા ઉત્પન્ન થતાં વાર લાગે તેમ ન્હોતું.

સર્વ તરફની મદદ સત્વર આવી પહોંચતાં મનહર મ્હેતાનું ઘર દૈવ્ય કોપાગ્નિથી તદ્દન ભસ્મિભૂત થતું અટક્યું હતું, ઘરના ઉપરના મકાનને વધારે નુકશાન થવા પામ્યું હતું, જો કે પૈસો, ઘરેણું તેમજ કિંમતિ દસ્તાવેજો વિગેરે ઘરના નીચલા ભાગમાં ઘણીજ સહિસલામત રીતે જળવાઇ રહ્યું હતું, છતાં ઘર માંહિનો ઘણોક પરચુરણ સામાન અગ્નિમાં ભસ્મિભૂત થઇ ગયો હતો. પ્રમુદાએ તેમજ નવા અપરિચિત પુરૂષે અગ્નિને પ્રચંડ સ્વરૂપ પકડતાં અટકાવી હતી; લાવ તદ્દન શાંત થઇ ગઇ એટલે આવેલ સર્વ ગૃહસ્થો મનહર મ્હેતાને આશ્વાસન આપી પોતપોતાને રસ્તે પડતા હતા. અગ્નિ હોલવાઇ ગયાના બ્યુગલ સાથે ફાયર એન્જીન ઉપડ્યું, તેમજ ગૃહસ્થાલય માંહિ રહેનાર જનવર્ગ સિવાય સર્વ વિખરાઇ ગયા. ધિરજરામે મનહર મ્હેતાને દિલાસો

આપતાં પૂછ્યું વારુ ! ત્યારે તમારો રમણુલાલ ક્યાં છે ? રમણુલાલ નાટક જોવા ગએલો છે મનહર મ્હેતાએ પ્રત્યુત્તર આપ્યો. એટલું ઇશ્વર ઇચ્છાએ સારું થયું કે રાધા તમારે ત્યાં હતી, અને રમણુલાલ નાટક જોવા ગયો હતો, નહિંતર મારું જીવન તદ્દન શ્યામ થઇ જાત, મનહર મ્હેતાએ સ્હેજ દમ ખાઇ કહ્યું. રમણુલાલ મનહર મ્હેતાનો એકનો એકજ પુત્ર હતો, જેથી તેને મોટે ચઢાવવામાં બાકી રાખી નહોતી. ભણવા તરફ તેનું લક્ષ બિલકુલ ન્હોતું, પરન્તુ ગામમાં હમેશાં આથડ્યા કરતો હતો, ત્હેને નાટક જોવાનો ઘણોજ શોખ હતો, જેથી સતત્ નાટક જોવા-માંજ તે તલ્લિન રહેતો. મનહર મ્હેતા આડકતરી રીતે ઘણીજ શિખામણ દેતા હતા, પરન્તુ રમણુલાલ કોઇનું કહેવું માનતો નહોતો. અયોગ્ય મિત્રના સહવાસથી ત્હેની ચાલચલગત પણ બગડી જતી હતી, જો કે મનહર મ્હેતા તેને વારંવાર ઠપકો દેતા હતા, પરન્તુ રમણુલાલ તેનું ધાર્યું કરતો હતો. અગ્નિથી બળી ગએલ ઘરની સંભાળ રાખવા માટે લાલાજીને મુકી ધિરજરામ સર્વ સાથે "ગૃહસ્થાલય" માં આવ્યો. હાલ યુવકની શું સ્થિતિ છે તે જોવા માટે પ્રમુદા ઉતા-વળા પગલે અંદરના દિવાનખાનામાં દાખલ થઇ ચોમેર જોવા લાગી, પરન્તુ બિછાના ઉપર સુતેલ યુવકને નહિ જોવાથી તુરત જ્હાર આવી બોલી ઉઠી "કાકાજી, કાકાજી, બિછાને ઉપર યુવક જણાતો નથી, તે બિચારો અત્યારે મોડી રાત્રે, કયાં અને કેવી રીતે ચાલ્યો ગયો હશે ? ત્હેમજ અત્યારે ત્હે કયાં ગાડઅડીઆં ખાતો હશે ?" "ત્હેને સારું થઇ ગયું હશે જેથી ત્હે ઘર તરફ ચાલ્યો ગયો હોય એમ જણાય છે, પછી તો હરિઇચ્છાએ જે બન્યુ હોય તે ખરું." ધિરજરામે પ્રત્યુતર આપ્યો. કેમ ! દેવજી મ્હારાજ ! "બિછાના ઉપર બેશુદ્ધ થઇ પડેલો યુવક ક્યાં, કેવી રીતે અને કયારે ચાલ્યો ગયો ?" પ્રમુદાએ જરા ઠપકો આપતાં કહ્યું. "બ્હેન ! બા ! "માફ કરો મને તે સબંધે બિલકુલ ખબર નથી કારણ કે આખા દહાડાના પરિશ્રમથી ગાઢ નિંદ્રા દેવીને આધિન થવાથી સુઇ ગયો હતો" દેવજી મ્હારાજે નમૃતા પૂર્વક ઉત્તર આપ્યો. દેવજી મ્હારાજ દક્ષિણ ક્રીઆવાડનો બ્રાહ્મણ હતો, ત્હેને તપખીર ઘસવાની અને સુંઘવાની ઘણીજ ટેવ હતી. શરીરે પુષ્ટ અને કામ કરવામાં ઘણોજ મ્હેનતુ હતો. રસોઇના કામમાં ત્હેણે શ્રેષ્ટતા મેળવી હતી, ધિરજરામના પિતા મુકુંદરાય જ્યારે દિવાન તરીકે હતા, ત્યારથીજ દેવજી મ્હારાજ ત્હેમની પાસે હતો. દેવજી મ્હારાજે મળતા પગારમાંથી થોડોક પૈસો બચાવ્યો હતો, પરન્તુ ત્હેની ન્યાતમાં કન્યાની ઘણીજ અછત હતી, જેથી ત્હેઓ પુષ્કળ પૈસા એકત્ર કરવાની મહદ્ આશા તંતુ દોરાયાં કરતાં હતાં. જો કે મુકુન્દરાયે ત્હેને સારી કન્યા ગોતી પરણાવી દેવા કહ્યું હતું, પરન્તુ ત્હેમના અવસાનથી દેવજી મ્હારાજની આશા ધુળધાણી થઇ ગઇ હતી. કારણ કે ધિરજરામનો કંજુસ સ્વભાવ દેવજી મ્હારાજ સારી પેઠે જાણતો હતો. યુવકના અચાનક નાશી જવાથી પ્રમુદાને અત્યંત ગ્લાનિ ઉત્પન્ન થતી હતી, ત્યારે ધિરજરામનું હૃદય આનન્દથી ગુપ્ત રીતે ઉછળી રહ્યું હતું. પ્રમુદાના મનને શાન્ત્વન કરી ધિરજરામ સર્વ સાથે રાત્રી વ્યતિત કરવા સુવાના ખંડમાં ગયો, ત્યાં સર્વ નિંદ્રાદેવીને આધિન થઇ ગએલા પ્રદર્શિત થતા હતાં ત્યારે પ્રમુદાએ બિછાનાની આસપાસ બારીક દ્રષ્ટિથી નજર કરી, તો યુવકની હસ્તલિખિત એક કાગળની નાનુક ચબરખી માલુમ પડી, જેમાં ત્હેના ઉદ્દગારો નીચે પ્રમાણે પ્રદર્શિત થતાં હતાં.

"હૃદયમાં છે, રહેલું જે ઉગાર છુપું, છુપાવે શું ?
ઉગર જોતાં, હૃદય રૂવે, દરદ મુજ દિલનું ધુવે"

વાંચવાની સાથેજ પ્રમુદા ધરણી ઉપર ઢળી પડી, પરન્તુ પરમાત્મા સિવાય ત્હેની ખબર કોણ લે તેમ હતું !

અને કવચિત્ કોઇ શંભુલાલ તથા વિમળા જેવાં પ્રેમી (?) પાત્રો લગ્નના વિધિથી એક સાથે જોડાવા માટે અને ત્યાંજ 'હનીમૂન' કરવા માટે આવે છે, અર્થાત્ માથેરાનનાં 'વિજિટર્સ'ના ત્યાં આવવાંના ઉદ્દેશો ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. અસ્તુ: આપણો રે માત્ર શંભુલાલ અને વિમળા તેમજ તેમના લગ્નસમારંભમાં તેમના નિમંત્રણથી પધારેલ લાક અન્ય પાત્રો સાથેજ હોવાથી હવે આપણે મિસ્ટર શંભુલાલના બંગલામાં પ્રવેશ ત્યાંની કેટલીક વિલક્ષણ ઘટનાઓનું જ અવલોકન કરીશું.

શંભુલાલનો બંગલો સ્ટેશનથી દશ મિનિટના રસ્તાપર વૃક્ષોની ઘાટી ઘટાના મધ્યમાં હતો અને આસપાસના બીજા બંગલાઓ દૂરના અંતરપર આવેલા હોવાથી એકાંતનું ત્યાં તો સ્વતંત્ર સામ્રાજ્ય હતું કે, બહારના ખુલ્લા ચોગાનમાં બેસીને અમે તેવી ચેષ્ટાઓ કરવામાં તો પણ ત્યાં કોઇ જોઇ શકે તેમ નહતું. બંગલાના મધ્યભાગમાં એક મોટો હૉલ હતો અને જમીનપર કૉન્સ્ટેન્ટીનોપલની બનાવટના બે મોટા ગાલીચા પાથરીને ચારે તરફ ભીંતની અડ ઉત્તમ કારીગરીની ખુરસીઓ તથા કોચ ઇત્યાદિ હારબંધ ગોઠવી દેવામાં આવ્યાં કારણકે કલકત્તાવાળી મિસ ગોહેરજાનના તથા મુંબઇનીમિસ સરસ્વતીના સંગીતનો જલ્સો હોલમાંજ થવાનો હતો. દીવાલોપર રાજા રવિવર્માનાં તેમજ કેટલાક પાશ્ચાત્ય કુશળ ચિત્રક શૃંગારિક ચિત્રો થોડા થોડા અંતરે ટાંગેલાં હતાં અને તે ચિત્રો અત્યંત સુંદર ફ્રેમોમાં ર હોવાથી આકર્ષક લાગતાં હતાં. છતમાં હિન્કસના ચાર મોટા લૅમ્પો લટકાવેલા હતા વચ્ચે 'અલાદીન્' નામક કિટસન્ લેમ્પ પણ રાખવામાં આવ્યો હતો.

એ હોલની બન્ને બાજૂએ બબ્બે વિશાળ ઓરડા હતા, એટલે એક બાજૂના બે વિ ઓરડામાં શંભુલાલ, નટવરલાલ અને મિસ વિમળાનો નિવાસ હતો અને બીજી બાજૂના બે રડામાં મિસ ગોહર અને સરસ્વતીને ઉતારો આપવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. કં નમાં એ બંગલાથી થોડા અંતરપર એક બીજો નાનો બંગલો હતો, તેમાં સર દ્વારકાદાસ, દ્વારકાદાસ, મેસર્સ જ્યોતિકાન્ત અને મોદી આદિ નિમંત્રિત અતિથિઓને ઉતરવાની ગો કરાવેલી હતી. મિસ્ટર જોન્ જોન્સને 'જિમખાના હોટેલ' નામક એક પારસી ગ્રહસ્થની મ કીના અર્થાત્ રેલના હોટેલમાં રહેવા તથા ખાવાપીવાની વ્યવસ્થા કરી આપવામાં આવી કારણકે તે યૂરોપીયન હોવાથી આ સઘળા નેટિવોના મધ્યમાં એને રહી શકાય તેમ નહે છતાં પણ આશ્ચર્ય તો એ હતું કે મિસ્ટર જોન્સ, નામ માત્રને માટેજ હોટેલમાં રહેતો હતો, ઘણો ખરો વખત તો તે સર દ્વારકાદાસ અને લેડી દ્વારકાદાસના સહવાસમાંજ વીતાડતો હ

આ પ્રમાણે શ્રી પાંચ શંભુલાલભાઇના લગ્નસમારંભની સર્વ કાંઇ વ્યવસ્થા થઇ ગઇ અને લગ્નકાર્યને માત્ર ૨૪ કલાકનોજ વિલંબ હતો. આ પ્રસંગપર નોતરેલા સર્વે ગ્રહસ્થો એક પછી એક આવી ગયા હતા, તેમજ શ્રી પાંચની ઑફિસમાંના ઘણા ખરા કલાર્કો પણ કાજને માટે આવી પહોંચ્યા હતા પણ શાન્તિપ્રસાદનું નામ ને નિશાન જણાતું નહતું, તે સહજ અનુમાન કરી શકાતું હતું કે તે ઇચ્છાપૂર્વકજ નહિ આવ્યો હોય. ઑફિસના સ કલાર્કોને લગ્નના આગલા દિવસે આવવાની સૂચના કરી દેવામાં આવી હતી. અતિથીમંડળ એક વ્યક્તિ આપણું ખાસ લક્ષ ખેંચતી હતી. કારણકે તે વ્યક્તિને પણ જો કે ઉતારો તો મિ જોન્સની સાથેજ 'જિમખાના હોટેલ' માંજ આપવામાં આવ્યો હતો છતાં તે ઘણું ખરું વિમળાના સહવાસમાંજ દૃષ્ટિગોચર થતો હતો. મિસ્ટર જે. ફ્રેન્કલિન્ શ્રી પાંચ શંભુલા ઑફિસમાં વડા અધિકારીનું સ્થાન ભોગવે છે, અને લગભગ ઑફિસના તેમજ અન્ય ખ

એના સર્વે પરત્વેના ખાનગી કાર્યો તેમને હસ્તક થતાં હોવાથી શ્રી પોપ તેને લગભગ પોતાના વડીલ બન્ધુ સમાન માનતા હતા; કારણ કે મિસ્ટર ફ્રેન્કલિન્ પણ તેમના કહેવા પ્રમાણે ઇંગ્લાન્ડમાં એક ઉંચ્ચ અને ખાનદાન કુટુંબના વારસ હતા એટલે એવા એક ખાનદાન પુરૂષ સાથે માનબુદ્ધિપૂર્વક વર્તવું જરૂરી છે એમ શંભુનાથનું નિશ્ચિંત માનવું હતું. મિસ્ટર જે. ફ્રેન્કલિન એજ આપણી આ વાર્તામાંની નવીન વ્યક્તિ છે; તે એક કદાવર બાંધાનો અને સામાન્ય પુરૂષો કરતાં ઉંચાઇમાં કાંઇક વધારે પણ સુંદર આકૃતિવાળો લગભગ ૨૫-૨૬ વર્ષની ઉમરનો યુવક હતો. સંધ્યાકાળનો સમય થવા આવ્યો હોવાથી અને ડિનરટાઇમને કાંઇક વિલંબ હોવાથી મિસ્ટર ફ્રેન્કલિન્ 'પ્રોસ્પેક્ટ પોઇન્ટ' પર આમ તેમ ચક્કર લગાવતાં દ્રષ્ટિગોચર થતા હતા. (અપૂર્ણ)

---

# સંસાર દર્પણ અને સુશીલાની કર્મકથા.

(લેખક—મંગળાબાઇ મોતીલાલ ફકીરચંદ પ્રેમચંદ.)

(૬)

ચેતન રહીત થઇ હું પડી ના કંઇ સમજ મુજને પડે,  
જાગ્રત થઇ શું થઇ દશા ? મારૂં હૃદય તો બહુ રડે;  
નિર્દય કસાઇ ને કસાઇમાં નહિ અંતર દીસે,  
જ્યાં ના હૃદય ત્યાં દેવ પુજા વ્યર્થ છે મંદિર વિષે. ૫૦

તે ભ્રષ્ટ ગોરે સાથ આવી મ્હાલવા કરી માગણી,  
તને એકલી કંગાળ મુકીને ગયો ત્હારો ધણી,  
હું રોષથી સામી થઇ બસ તું હરામી ચુપ થા,  
ઇશ્વર તણા આ સ્થાનમાં બદદાનતી તું દૂર જા. ૫૧

યમ દમ અને સમનો નિધિ બ્રાહ્મણ ખરો તે જાણવો,  
જે હૃદય પ્રભુને પુજતો તે દેવ પૂજક માનવો;  
તું શું બને નિર્લજ્જ ઘાતી અધમ માનવ રાક્ષસી,  
તુજ અંતરે ક્યાંથી કુડી પશુ વાસના આવી વસી. ૫૨

મારા જીવનમાં એક પણ દુષ્કૃત થયું નથી તે છતાં,  
શાને પ્રભુ ! આ આફતો પડતી હશે સહવા વૃથા;  
આવી ચડ્યો ત્યાં દેવનો દુત મુક્તિ બંધનથી થઇ,  
આ ગોર નાઠો તે સમે આવી બલા આવી ગઇ. ૫૩

તે ભાઇ ધર્મિ અતી હતો મુખથી દિલાસો દઇ કરી,  
મુજ બ્હેન છે તું ધૈર્ય ધરની ના હવે મન ગાભરી,  
થઇ શાંત વાત કહે મને પ્રારંભથી તું જ આદરી,  
શું કહું પતીનો પત્ર વાંચ્યો કથની છે મુજ દુખભરી. ૫૪

તે બંધુ સમજી સૌ ગયો છે ધન્ય તેની સન્મતી,  
પતી પ્રેમની થઇ ભોગ હું ના અન્ય મારી મતી હતી;

ઝટ ઘેર તેને લઇ ગયો સુજને દિલાસો દઇ અતી,
મમ ભાગ્યમાં સુખ ના લખ્યું ભાભી અહેખી ર્યાં હતી. ૫૫
એ ભ્રાત ભગિની સમ ગણે પણ ના ગમે તેને અરે,
સહુ લોકમાં તે બોલતી આડો સંબંધ બેઉ ધરે;
એ વાત આખા ગામમાં પ્રસરી ગઇ ધીરે ધીરે,
થતી લોક નિન્દા ભ્રાતની ને માહરૂં અંતર ચીરે. ૫૬
પર માતને પીતા તણી પુત્રી ગણો નીજ બ્હેન છે,
પણ રહી બન્ને ના એકઠાં તે બ્હેન ભાઈ રહી શકે;
આ પણ સમાજ વિચીત્ર છે વીચારવાનું છે ઘણું,
પછી ભ્રાતની સંમતિ લઇ શરણું ગ્રહ્યું આશ્રમતણું. ૫૭
આશ્રમ મહિં વિશ્રામ નીરાધારને નિતો મળે,
ઉપકારવશ તેનાં હૃદય સ્થાપક પ્રતિ નીચાં વળે;
પણ મારા મનથી નહિ ઉદ્વેગ લવલેશ ટળે,
પતિ વિરહની પીડા થકી મુજ રંક હાડ બધું બળે ૫૮
હું વખત વિચારતી આ જીન્દગી શા કામની,
મુજ કાન્તના શુદ્ધ પ્રેમ વિણ આ જીન્દગી છે નામની!
એકી ટસે જોઇ કહું તસવીર લઇ મુજ સ્વામની,
ઠીક થાત જો હું તજાઇ હોતે જેવી સીતા રામની. ૫૯

ચાલુ

---

# વ્યવહારમાં સ્ત્રીઓનો હિસ્સો.

( વડોદરા સૌ. શારદા બ્હેન )

વ્યવહારમાં સ્ત્રીઓનો હિસ્સો શું છે? તે વાત ભૂલી જવાય છે. અને સ્ત્રીઓ તો ઉપભોગ કરવાનું સાધન, લાગણીવાળા નોકર અથવા નવરાશનું રમકડું ગણવામાં આવે પુરૂષનું કાર્ય સફળ થતું નથી. તમે શું કરો છો, સભામાં જઇને શેનાં ભાષણ કરો ગહન વિષયોમાં તમારાં મન રોકાયેલાં છે એ સંબંધી તમારી પત્ની કે બહેનો કે માતાઓ કેવળ અજ્ઞાત હોય છે. સ્ત્રીઓ કંઇક જાણવા માગે કે માથું ઉંચું કરે તો તેને તમે દાબી દ્યો છો. સ્ત્રીઓ પણ મનુષ્ય છે એ વાત તમને યાદ રહેતી નથી એટલે તેને તો રેંઢસી નાખવામાં–કચરી નાખવામાંજ તમે મ્હોટાઇ માનો છો. સત્તાનો મદ એવો તો વસમો છે, કે એકવાર હાથમાં આવી તે કોને છોડવી ગમે? પુરૂષ અને સંસ્કારી સ્ત્રી સાથે મળીને કોઇ પણ બાબતનો વિચાર કરશે તો નિ:સંશય તે વધારે સારી રીતે કરી શકશે જુદાં રહીને તેમ નહિ થાય. એક આંખવાળા મનુષ્ય કરતાં બે આંખવાળો મનુષ્ય વધારે સારી રીતે જોઇ શકશે. સ્ત્રી તરીકેનાં, તમારી સહચરી તરીકેનાં અને તમારાં સંતાનોની માતા તરીકેના જે અમારા પોતીકાં હક છે તેજ અમે માગીએ છીએ. અને તે હકના બદલામાં જે ફરજો અમારે અદા કરવાની છે, તેમાં પાછી પાની

કરીશુ નહિ. કારણકે ચારિત્ર્યનું ખરૂ લક્ષણજ સેવક-દેવકમાં છે અને તેની ખીલવણી એજ કેળવણીનું લક્ષ્યબિન્દુ છે. ભારતવર્ષનું પ્રાચિન ગૌરવ, પ્રાચિન વિભૂતિ, સ્વતંત્રતા, સામાજીક બંધનોના ત્રાસમાંથી છુટકારો એ સર્વનો ઉપાય કેળવણીજ છે. રાષ્ટ્રીય પુનરૂદ્ધારનું સાધન એજ છે કે સ્ત્રી અને પુરૂષે સાથે રહીને સંપથી કાર્ય કરવુ.

હૃદયના ઉંડા ખુણામાં જોતાં સ્ત્રીઓને કેળવણી આપવાની પુરૂષોની ઇચ્છા છેજ નહિ. તેઓ બીએ છે, ગભરાય છે...જ્યાં હજુ કેળવણીની શરૂઆત થઇ નથી તે પહેલાં તો તેમને બીક લાગે છે કે રખેને પોતાની સ્થિતિ ઉતરતી થઇ જાય. રખેને તેઓ પ્રભુ મટી સેવક થઇ જાય. ખરૂં જોઇએ તો એમ છે કે તેમનામાં અદેખાઇજ છે બાકી જે માર્ગે પુરૂષોની બુદ્ધિનો-આત્માનો વિકાસ થવો હોય તે માર્ગ અબળા માટે શુ કરવા બંધ રાખવો ? આત્માનો વિકાસ કરવાની જરૂર તો સ્ત્રી-પુરૂષ બન્નેને સરખી છે. જો કાલિદાસ, ભવભૂતિ, શેક્સપીઅર, બાઇરન, બેકન વિગેરે મહાન સાહિત્યગુરૂઓનાં લખાણોથી તેમને લાભ થતો હોય તો તેનાથી સ્ત્રીઓને હાનિ થશે એમ શા માટે ધારવુ ? દુનિયાના વ્યવહારમાં, નોકરી ને ધંધામાં, વેપારમાં, રોજગાર કરવામાં અને કુટુંબની જવાબદારી ઉપાડવામાં આ શિક્ષણને લીધે પુરૂષો અયોગ્ય નથી થતા તો સ્ત્રીઓને ઘરસંધો કરવામાં, બાળક ઉછેરવામાં, પુરૂષોને ઉની ઉની તાજી રસોઇ જમાડવામાં તેવું શિક્ષણ શા માટે આડે આવે. કદાપિ કોઇ દાખલા અપવાદ રૂપ બનશે કે જેમાં કેળવણીનો દુરૂપયોગ થતો જણાશે, પણ તેના મૂળ કારણો બીજાં ઘણાં હશે.

સ્ત્રીઓને સુશિક્ષિત કરવા માટે સરલ માર્ગ એ છે કે, પ્રાથમિક શાળાઓની સંખ્યામાં વધારો કરવો, માધ્યમિક શાળાઓ નવી કાઢવી અને તેને અંગે સ્ત્રીઓને માટે ટ્રેનિંગના વર્ગ ઉઘાડવા તે સાથે પરગામની છોકરીઓને અગવડ ન પડે તે માટે જરૂરીઆત પ્રમાણે બોર્ડીંગો કાઢવી એ સૌ જરૂરનુ છે. સારાં પ્રતિષ્ઠિત કુટુમ્બોમાં પૈસા લઇને બોર્ડર્સ રાખવાની પદ્ધતિ આપણા દેશમાં કાઢવાની ઘણી જરૂર છે. સ્ત્રી કેળવણીનો પ્રચાર કરવાના આ માર્ગ અસરકારૂ જણાય છે."

હવે આ કામ ઉપાડી લેનાર સ્ત્રીઓ મળવી જોઇએ. પ્રતિષ્ઠિત કુટુંબની સ્ત્રીઓ જો પહેલ કરશે તોજ બીજા બહાર પડી શકશે. જો બાળલગ્ન રહેશે તો બાળવિધવાઓ પણ રહેવાની. જો તેમને ફરી ગૃહસ્થાશ્રમ માંડવાની ઇચ્છા ન હોય તો, તેમની શક્તિનો-બુદ્ધિનો ઉપયોગ કરવાનો તેમના માબાપોએ માર્ગ કરી આપવો જોઇએ. એટલે પ્રસંગ આવે જનસમાજની સેવા કરી તેઓ ઉપયોગી જીવન ગાળી શકે. વિધવાનુ જીવન એક મોટી મિલ્કત છે. તે વ્યર્થ ફેંકી દેવા માટે નથી. ઉલટુ તેમનું જીવન દેશને વધારે ઉપયોગી, કિંમતી અને પૂજનીય છે. ભારતમાતાનું તે પણ સંતાન છે અને તે માતાની સેવા તેમણે કરવાની છે. આ ભાવના જાગૃત કરીને વિધવાઓ માટે અને અનાથ સ્ત્રીઓ માટે આશ્રમો કાઢવાની જરૂર છે.

---

## સ્ત્રી-જગત.

એક વીરમાતા—દીલ્હી ખાતે જાણીતા બેરીસ્ટર મી. આસફઅલીને ઇન્ડીયન ડીફેન્સ એક્ટની રૂએ હાલ પકડવામાં આવ્યા ત્યારે તેમનાં માતાએ જણાવ્યું હતું કે 'હું ૨૦ વરસની વયે વિધવા બની છું તે પછી ૩૦ વરસ દરમીયાન મેં આજે પહેલુંજ સુખ જોયું છે.

મારી દીલગીરી એટલીજ છે કે મારા બેટાને દેશ સેવાનું જે કામ થોડા વખત છોડવાની ફરજ પડી છે ને કામ ઉપાડી લેવાને હું બુઢી અને કમજોર હોવાથી અશક્ત છું અને માંગે બીજો કોઇ બેટો નથી જે તેના પગલે ચાલે. હું ખાત્રીથી કહું છું કે મારા છોકરો રાજ્યબંધારણના નિયમાનુસાર હિંદના છુટકારા માટે પોતાથી બનતુ કરતો હતો અને તેની દેશસેવા માટે કોઇપણ બોજ મોટો ગણાશે નહિ. મારા બુઢાપાની એક પુરી આશાને પ્રજાસેવા દેશને માટે સોંપી દેવાને મારી જીંદગીમાં આ પહેલો કીર્તિવંત દિવસ છે "

**અખીલ ભારત સ્ત્રી મહામંડળ**—અખીલ ભારત સ્ત્રી મહામંડળની શાખા મુંબઇમાં ખોલવામાં આવી છે, આવી શાખા ઉત્તર અને પુર્વ હીંદના મુખ્ય શેહેરોમાં પણ ખોલવામાં આવી છે આ મંડળ તરફથી સ્ત્રીશિક્ષિકા તૈયાર કરવાનું મુખ્ય કાર્ય થાય છે.

**સ્ત્રીઓના હક માટે હીંદી સ્ત્રીઓની માગણી**—હોમરૂલ લીગની બાનુઓની શાખા તરફથી અમદાવાદ ખાતે ગયા ગુરૂવારે એક સભા મળી હતી. જે વખતે, સુધારાની યોજનાની રૂએ જે જે હકો પુરૂષોને મળે તે બાનુઓને પણ મળવા જોઇએ, એવો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. આ બાબત બની શકે તે માટેના પ્રયાસો કરવાને વીનંતીઓ હીંદી અગાઉના કોંગ્રેસના પ્રમુખ અને " ઓલ ઇંડીઆ કોંગ્રેસ કમીટીના સભાસદોને કરવામાં આવી હતી.

## સ્વીકાર.

**શ્રીમણિભદ્ર**—આ વાર્તા પ્રભુશ્રી મહાવીરના સમયની ઘટના છે. જેમાં રત્નમાળા નામનું સ્ત્રી પાત્ર જે ટેક અને સ્ત્રી ધર્મને વળગી રહેલ છે તે ખાસ દરેક સ્ત્રી વર્ગને મનનિય છે. વાર્તા ઘણી રસમય અને બોધક હોવા સાથે છાપા ઝળકદાર છે, અને વચ્ચે વાર્તાને અનુકુળ ચિત્રો મુકીને તેને આકર્ષક કરેલ છે. જે શ્રમ અસંશયપાત્ર તેમ આવકારદાયક છે. કિંમત રૂા. ૧-૮-૦ છે. આ ગ્રંથ મેસર્સ મેઘજી હીરજીએ નવયુગ જૈન સાહિત્ય પ્રગટ કરવાનું શરૂ કરેલ છે તેના બીજા કિરણ તરીકે બહાર મુકેલ છે અને તે પ્રકાશક પાસેથી ઠે. નં. ૫૬૬ પાયધુની મુંબઈ. એ સિરનામે લખવાથી મળી શકશે

કવિતાકલાપ—રા ચાંપશી વીઠલદાસ ઉદ્દેશીના ભિન્ન ભિન્ન વિષયો ઉપર આંતરભાવે લખાએલાં ૬૭ કાવ્યનો આ ગ્રંથમાં સંગ્રહ છે. રા ઉદ્દેશીના કાવ્યો આ માસિકમાં પ્રકટ થયેલાં છે. ને તેમનો સાહિત્યપ્રેમ પ્રસિદ્ધ છે એટલે તે,માટે વિશેષ લખવું નિરર્થક છે. કેમકે તેમનાજ કહેવાં પ્રમાણે કાવ્ય એ બુદ્ધિનો વિષય નથી પણ હૃદયનો વિષય છે, એટલુ જ નહિ પણ કાવ્ય એ છે કે જે જીવનને ઉન્નત, પવિત્ર અને જાગૃત બનાવી, જીવનમાં રસ રેડી કઠણ હૃદયને કોમળ બનાવે, પ્રપંચી આત્માને નિર્દોષ અને હસતા બનાવે, અને દુઃખીને દીલાસો તેમ સુખીને ચેતવણી આપી શકે. આ શક્તિ કોઇ પણ કાવ્યમાં કેટલા ગણે છે તે વાચકના હૃદય ઉપર આધાર રાખે છે. કેમકે અત્યારે મોટો ભાગ સરલ રચના અને રૂઢ શબ્દોના અલંકાર તરફ વધારે આકર્ષાય છે. કિંમત ૦-૧૪-૦ પાકું પુંઠું. મળવાનું ઠેકાણું—કર્તા ચાંપશી વીઠલદાસ ઉદ્દેશી નંબર ૧૦૨/૦૪ લોઅરસીતપુર રોડ—કલકત્તા.

પુસ્તક ૨ જું, અંક ૮ મો તથા ૯ મો. [illegible]: મે. મંગળભાઈ મોતીલાલ–મુંબઈ.

# સ્ત્રી સુખ દર્પણ



ગીતિ.

દર્પણ સીતા સુખનું, ગૃહ મંદિર શોભાવે પતિ સંગે;
પુષ્પ પાંખડી અર્પી, જીવન સફલ નીજ કરતી ઉછરંગે.

તંત્રી, શેઠ દેવચંદ દામજી–કુંડલાકર. વ્યવસ્થાપક, ગુલાબચંદ લલ્લુભાઈ શાહ–ભાવનગર.

## વિષયાનુક્રમણિકા.



## સૂચના.

ચોતરફ ઇન્ફ્લ્યુએન્ઝાના ઝેરી તાવે ત્રાસ વર્તાવી મુકેલ તે પ્રમાણે અત્રે પણ ત્રાસ વર્તાયો હતો. એટલુંજ નહિં પણ આ માસિકના તંત્રીના બેન, બનેવી અને ભાણેજ સ્વર્ગસ્થ થતાં અનિવાર્ય કારણો વચ્ચે ઓકટોમ્બરનો અંક બહાર પડતાં ઢીલ થઇ, અને ઓકટોમ્બર-નવેમ્બરનો અંક એક સાથે બહાર પાડવા ફરજ પડી છે. હવે અત્રે શાંતિ હોવાથી હવે પછીના બધા અંકો નિયમિત બહાર પડશે.

વ્યવસ્થાપક.


વાર્ષિક લવાજમ-હિંદ માટે પોસ્ટેજ સાથે, રૂપીઆ ૩-૦-૦ છુટક અંકના આના ૦૬

## વિષયાનુક્રમણિકા.



## સૂચના.

ચોતરફ ઇન્ફલ્યુએન્ઝાના ઝેરી તાવે ત્રાસ વર્તાવી મુકેલ તે પ્રમાણે અત્રે પણ ત્રાસ વર્તાવ્યો હતો. એટલુંજ નહિં પણ આ માસિકના તંત્રીના બેન, બનેવી અને ભાણેજ સ્વર્ગસ્થ થતાં અનિવાર્ય કારણો વચ્ચે ઓકટોબરનો અંક બહાર પડતાં ઢીલ થઇ, અને ઓકટોબર–નવેમ્બરનો અંક એક સાથે બહાર પાડવા ફરજ પડી છે. હવે અત્રે શાંતિ હોવાથી હવે પછીના બધા અંકો નિયમિત બહાર પડશે.

વ્યવસ્થાપક.

વાર્ષિક લવાજમ–હિંદ માટે પોસ્ટેજ સાથે, રૂપીઆ ૩–૦–૦ છુટક અંકના આના ૭.



૨ જું. ઓકટોબર-નવેમ્બર ૧૯૧૮ અંક ૮–૯ મો.

# નૂતન વર્ષનો સંદેશ.

1. બાળકોનાં જીવનને વૃથા જવા દેવું એ દેશની કાચી નીપજનો દુર્વ્યય કર્યા બરાબર છે.
2. બાળકનો પ્રશ્ન એ આખી પ્રજાનો પ્રશ્ન છે.
3. હિંદમાં, દરેક કલાકે ૪૦૦ થી વધારે બાળકો મરણને શરણ થાય છે. જેમાંના અડધાં કરતાં વધારેનું મૃત્યુ અટકાવી શકાય તેમ છે.
4. પ્રતિ દિવસે શીતળાના વ્યાધીના ૨૭૫ કરતાં વધારે શખ્સો ભોગ થઇ પડે છે.
5. પ્રતિ દિવસે વિષજ્વર (મેલેરીઆ, વિગેરે) ૧૫ હજારથી વધારે મનુષ્યોને રામ શરણ પહોંચાડે છે.
6. પ્રતિ દિવસે મરડો અને સંગ્રહણીના દરદો એક હજારને ઉપાડી જાય છે.
7. પ્રતિ દિવસે ફેફસાંના દરદોથી એક હજારથી વધારે મનુષ્યો પંચત્વ પામે છે.
8. પ્રતિ દિવસે હજારો મનુષ્યો ચેપી રોગો (પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, કોલેરા,)ના ઝપાટામાં ફસાઇ જાય છે.

સખત નમ્ર વિનંતી કે આગામિ વર્ષમાં આવા અટકાવી શકાય તેવાં મૃત્યુની સામેના જબરદસ્ત યુદ્ધમાં બાથ ભીડવા આપ બનતા ભગીરથ પ્રયાસ કરો અને ફતેહમંદી મેળવો !!!

ફરામજી ખરસેદજી.

## "નૂતન વર્ષે દેવીને પ્રાર્થના."

આર્યદેવી ! :—આર્ય સન્તાન છો, સન્તાન ભીના છો;
તો હિન્દ ભીનું કરી, રસમય... ........કરો.
આર્યસ્ત્રી ! :—આર્ય શસ્ત્ર છો, કુલ્ફગતણી છો,
તો હિન્દને લાલ કરી, ઝળવત્ કરો.
આર્યગૃહિણી ! :—ગૃહ રક્ષિણી છો, ઉપવન માલિકા છો;
તો હિન્દ રક્ષિણી બની ભારતવન શોભાવો.
હે ભાર્યે ! :—શીયળવતી છો, ભારત ભવિતવ્યતા છો;
તો ભદ્ર વિચારે, ભારત ગગન ગજાવો.
હે નારી ! :—નીતિ ભંડાર છો, સત્ય શૃંગાર છો,
તો વિજયવાવટે, સર્વને..........તારો.
હે સુન્દરી ! :—સૌન્દર્ય શીરતાજ છો, મુકુટમણી છો,
તો મનુ મસ્તકે બીરાજી, પ્રકાશવત્ કરો.
ઓ પુત્રિ ! :—વિશ્વની લાડિલી પુત્રિ છો, લાલિત્ય પ્રપૂર છો,
તો વિશ્વપિતા સહાયિનીબની વિશ્વને તારો.
પૂજ્ય માતા ! :—તારણહારિણી છો, જગદુદ્ધારિણી છો,
તો તવ પુત્ર દોષો ક્ષમી, પય વાત્સલ્ય પાઓ.

હિન્દના પ્રત્યેક કુટુમ્બની પુત્રિ, ગૃહિણી અને સહચારી સુખી હો ! જેથી તેમની પ્રજા નિરંતર સુખી રહે. ગત્ વર્ષના દોષોનું દલન કરી, નૂતન વર્ષના ઉચ્ચતમ ભાવોનું હૃદયપટમાં સિંચન કરો ! એજ અભ્યર્થના.—મુસાફીરઃ—

ગુલાબચંદ સુબાચંદ બાવિસી-ચુડાવાળા.

## ફીજીમાંની હીંદી સ્ત્રીઓની સ્થીતિમાં સુધારો કરવાનું પગલું.

એવી ખબર મળી છે કે ફીજીમાંની હીંદી સ્ત્રીઓની સ્થીતી તરફ દીલસોજીથી ખેંચાઇને ઓસ્ટ્રેલીયામાંના આગેવાન બાનુઓનાં મંડળોએ સાથે મળીને પોતાને ખર્ચે પોતાના પ્રતિનિધિ તરીકે મીસ ગાર્નહેમને મોકલ્યાં છે, જેઓ તે સબબે હીંદથી ફુલોની રજા ઉપર ફીજી ખાતે ગયાં છે. લખતથી બધાઇ ફીજીમાં કે મજારોએ જવાની રૂઢીને સબબે પુરૂષો તથા સ્ત્રીઓની સંખ્યાના પ્રમાણમાં જે મોટો ફેરક પડી જાય છે તેને પરીણામે સ્ત્રીઓની માઠી સ્થીતી થઇ પડે છે તેમાંથી તેઓને ઉગારવા માટે કેવાં વહેવારૂ પગલાં ભરવાની જરૂર છે તે ઉપર ધ્યાન આપવા માટે તેઓ ત્યાં કેટલાક મહિના સુધી રહેશે. ફીજીની સરકારે તેમનાં કામમાં દરેક સગવડના કરી આપવાને ઓફીસરોને હુકમ દીધો છે.

# એક ઉચ્ચ કોટીનું આદર્શ સ્ત્રીજીવન.

## સ્વર્ગસ્થ નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ.

'So wise, so young, they say, do never live long'

A perfect woman, nobly planned,
To warn, to comfort, and command,
And yet a spirit still and bright
With something of an angel light

ભાવનગરનાં નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા, સી. આઇ., ચાલતા નવેમ્બર માસની તા. ૯ મી શનીવારે માત્ર ઓગણત્રીશ વર્ષની યુવાન વયે સ્વર્ગવાસ થયાનો દુઃખદ પ્રસંગ બન્યો છે તેની ખેદકારક નોંધ લેતાં અમને અતિશય દુઃખ એટલા માટે થાય છે, કે તેમના વિયોગથી અત્રેના નામદાર મહારાજા સાહેબે એક સલાહકાર સહયોગી રત્ન ગુમાવેલ છે એટલું જ નહિ, પણ ભાવનગરની સમગ્ર પ્રજાએ બાહોશ રાજ્યરત્ન ખોવા ઉપરાંત સ્ત્રી સમાજને એક ઉપકારક કાર્યદક્ષા નેત્રીનો વિયોગ થયો છે.

નામદાર નંદકુંવરબાનું જીવન કેવળ જગતસેવામાં જ નિર્માયું હોય તેમ તેમના જીવનક્રમની શ્રેણી તપાસતાં સુસ્પષ્ટ થાય છે. એટલે એવા એક બહુમૂલ્ય માતાનો વિયોગ તેના સેવા કર્મનો લાભ લેતા સર્વ કોઇને સાલે તે સ્વાભાવિક છે પરંતુ તેમના વિયોગથી કેવળ અશ્રુ સારી ન બેસી રહેતાં તેમના કાર્યક્ષેત્રનો જનસમાજને વિશેષ પરિચય થવા પામે, અને તેથી તેમની ઇચ્છાઓ અને આકાંક્ષાઓને બને તો અવકાશ આપી સમાજ તેમની ચિરસ્મરણીય સ્થાયી શ્રેણીદ્વારા આગળ વધી સ્વહિત સાધી શકે તેટલા માટે તેમના જીવનક્રમને અત્રે ઉતારી લેવા દુરસ્ત ધાર્યું છે.

સ્વાભાવિક રીતે લક્ષ્મી કે સત્તાનું સૌભાગ્ય પ્રાપ્ત કરનારનું જીવન જાણે કે તેના ઉપભોગમાંજ મશગુલ રાખી પૂર્ણ કરવાનું નિર્માણ થયું હોય તેમ ઘણે ભાગે અત્યારે જોવાય છે પણ નામદાર મહારાણી નંદકુંવરબાને આ સર્વ સંપત્તિ, સૌભાગ્ય અને સત્તાનો યોગ જે મળ્યો હતો તે કેવળ જનહિત માટેજ ખર્ચાએલ હોય તેમ તેમના જીવન પરથી સ્પષ્ટ થાય છે.

મહારાણીશ્રી નંદકુંવરબાનો જન્મ રાજકોટ નજીકના ખીરસરા તાલુકાના દરબારશ્રી ભાવસિંહજીને ત્યાં સને ૧૮૮૯ ના એપ્રિલ માસની ૧૮ મી તારીખે થયો હતો. રત્નો હમેશાં ખાણમાંજ ઉપજે છે અને સુરમ્ય પુષ્પોનો ઉદ્ભવ ઘોર નિર્જન વનમાં કે સુરમ્ય સરોવરમાંજ દૃશ્ય થાય છે તેમ એક નાના ગામડામાં ઉછરવા છતાં મહારાણીશ્રી નંદકુંવરબાના બુદ્ધિબળ, શિક્ષણપ્રેમ અને વિચારવિશાળતા તેમની બાલ્યવયથી જ પ્રકાશમાં આવવા લાગ્યાં હતાં. અને તેની ભાવિ સુવાસ રેલાતાં સને ૧૯૦૫ ના ઓગસ્ટ માસની ૨૩ મી તારીખે ભાવનગરના નામદાર મહારાજા સર ભાવસિંહજી કે સી. એસ. આઇ., સાથે તેમનું પાણિગ્રહણ થયું હતું ત્યારપછી પૂર્ણ તેમના ઉત્સાહી જીવન પર શિક્ષણના અનેક પાસ આપાયા તે તેમના

## "નૂતન વર્ષે દેવીને પ્રાર્થના."

આર્યદેવી ! :—આર્ય મન્તાન છો, સન્તાન ભીના છો,
તો હિન્દ ભીનું કરી, રમમય... ........કરો.
આર્યસ્ત્રી ! :—આર્ય શસ્ત્ર છો, કુકુમવર્ણા છો,
તો હિન્દને લાલ કરી, ઓળવત્ કરો.
આર્યગૃહિણી ! :—ગૃહ રક્ષિણી છો, ઉપવન માલિકા છો,
તો હિન્દ રક્ષિણી બની ભારતવન શોભાવો.
હે ભાર્યે ! :—શીયળવતી છો, ભારત ભવિતવ્યતા છો,
તો ભદ્ર વિચારે, ભારત ગગન ગજાવો.
હે નારી ! .—નીતિ ભંડાર છો, સત્ય શૃંગાર છો,
તો વિજયવાવટે, સર્વને............તારો.
હે સુન્દરી ! —સૌભ્ય શીરતાજ છો, મુકુટમણી છો,
તો મનુ મસ્તકે બીરાજી, પ્રકાશવત્ કરો.
ઓ પૂત્રિ ! '—વિશ્વની લાડિલી પૂત્રિ છો, લાલિત્ય મપૂર છો,
તો વિશ્વપિતા સહાયિનીબની વિશ્વને તારો.
પૂજ્ય માતા ! :—તારણહારિણી છો, જગદુદ્ધારિણી છો,
તો તવ પુત્ર દેપો ક્ષમી, પય વાત્સલ્ય પાઓ.

હિન્દના પ્રત્યેક કુટુંબની પુત્રિ, ગૃહિણી અને ગૃહરાણી સુખી હો ! જેથી તેમની પ્રજા નિરંતર સુખી રહે. ગત વર્ષના દોષોનું દલન કરી, નૂતન વર્ષના ઉચ્ચતમ ભાવોનું હૃદયપટમાં સિંચન કરો ! એજ અભ્યર્થના.—મુસાફીરઃ—

ગુલાબચંદ સુખચંદ બાનિસી-ચુડાવાળા.

---

## ફીજીમાંની હીંદી સ્ત્રીઓની સ્થીતિમાં સુધારો કરવાનું પગલું.

એવી ખબર મળી છે કે ફીજીમાંની હીંદી સ્ત્રીઓની સ્થીતી તરફ દીલસોજીથી એ ચાહને ઓસ્ટ્રેલીયામાંના આગેવાન બાનુઓનાં મંડળોએ સાથે મળીને પોતાને ખર્ચે પોતાનાં પ્રતિનિધિ તરીકે મીસ ગાર્નહેમને મોકલ્યાં છે, જેઓ તે સબબે હીંદથી ફ્લોની રજા ઉપર ફીજી ખાતે ગયાં છે. હખતથી બધાઇ ફીજીમાં કામદારોએ જવાની રૂઢીને સબબે પુરૂષો તથા સ્ત્રીઓની સંખ્યાના પ્રમાણમાં જે મોટો ફરક પડી જાય છે તેનું પરીણામે સ્ત્રીઓની માઠી સ્થીતી થઇ પડે છે તેમાંથી તેઓને ઉગારવા માટે કેવાં વહેવારૂ પગલાં ભરવાની જરૂર છે તે ઉપર ધ્યાન આપવા માટે તેઓ ત્યા કેટલાક મહિના સુધી રહેશે. ફીજીની સરકારે તેમનાં કામમાં દરેક સગવડતા કરી આપવાને ઓહેદારોને હુકમ કીધો છે.

સ્ત્રી તેમજ બાળકોનાં અકાળ મરણો અટકાવવાને આટલી સમયાનુકુળ ગોઠવણ કરવા પછી હવે તેના અગત્યના માર્ગે સ્ત્રીસમાજનું લક્ષ ખેંચવા અને તેના લાભને વધારે બહાર મૂકી પ્રજાજનમાં તેની-ઉપયોગિતા થવા માટે તેઓ નામદારે વિચાર કર્યો, અને તેજ વર્ષના માર્ચ માસની ૧૫ મી તારીખે 'સ્ત્રી આરોગ્ય મંડળ' ની ભાવનગરમાં સ્થાપના કરી તેમાં તેઓ નામદાર મુરબ્બી (Patroness) તરીકે ધ્યાન આપવા લાગ્યાં, તેમજ ઉપરોક્ત ખુલ્લાં મુકાએલ ખાતાંઓમાં વખતોવખત જાતિમુલાકાત લઇ તેના હેતુ જેમ વધારે વિશાળતાથી અને ઉદાર રીતે બર આવે તેમ ભલામણ કરતાં અને ઓર્ફનેજમાં આવેલાં નિરાધાર બાળકોના પાલનપોષણ માટે માતતુલ્ય માયાળુ દૃષ્ટિ ફેરવીને તેમના માતૃ-પ્રેમની ખામી તરફ ઉંડી દીલસોજી દર્શાવતાં રહેતાં હતાં.

સ્ત્રી ઉન્નતિ માટે સ્ત્રી મંડળોજ તૈયાર થવા-પોતાની સુધારણા માટે પોતાના મંડળમાંજ સમાજ, બળ અને ઉત્સાહ જાગ્રત કરવા અને તે દ્વારા સમાજને સ્ત્રીત્વ શક્તિના પૂર્વના ઇતિહાસોમાં રહેલું સત્ય પુરવાર કરવાને સ્ત્રી કેળવણીનો બહોળો, વિકાસ થવા માટે તેઓ નામદારને પુરતી ખંત હતી એટલુંજ નહિ, પણ સ્ત્રી હિતના અર્થે ચલાવતાં સ્ત્રી મંડળો, ગુજરશાળાઓ અને કન્યાશાળાઓ ચાલતાં જોવાને તેઓ હમેશાં હોંસ રાખતાં.

આપણે ઉપર જોઇ ગયા તેમ તેમણે સ્ત્રી આરોગ્ય મંડળ સ્થાપના સાથે ભાવનગરમાં સ્થપાએલા ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં તેઓ નામદાર બહુ ખંતથી ભાગ લેતા અને તજ ભાવનગરની તેમજ મહાલોની સ્ત્રી શિક્ષણ સ્થાનોની મુલાકાતો લેતાં તથા સુશિક્ષિત બહેનોમાં છૂટથી બેસીઉઠીને બિનજરૂરી મોટાઇ કે માનમાં રોકાઇ ન રહેતાં સર્વ પ્રજાજન અને સ્ત્રી મંડળમાં તેઓ નજીકના ઉપકારક પુણ્યાત્મા તરીકે પૂજ્ય થઇ પડ્યાં અને નીકટ પરીચયથી સેવાભાવનાનાં વવાએલાં બીજનાં સુંદર ફળો જણાવા લાગેલાં નજરે જોઇ આનંદ માનવા લાગ્યાં.

આવી એકસામટી સેવા દુનિયામાં ચોતરફ ફેલાતાં લંડનની ધી સોસાયટી ઓફ ધિમેજરનાલીસ્ટે તેઓશ્રીને પોતાના મંડળના વાઇસ-પ્રેસિડેન્ટ તરીકે નીમ્યાં કે જે માન અત્યાર સુધી હિંદુસ્તાનમાં કોઇ પણ મહારાણીને મળ્યું નથી.

કેળવણીના ઉત્કર્ષ તરફ તેમનો ચાહ સામાન્યત વિશાળ હતો. તેથી તેઓ આ રાજ્ય માંજ નહિ પણ ઇતર રાજ્યો-હિંદના કોઇ પણ ભાગ અને છેક પૂર્વ દેશમાં પણ આ રીતે સર્વને પ્રિય થઇ શક્યાં હતાં. અને તેમની ઉદારતાનો લાભ મેડલો તેમજ સ્કોલરશીપો દ્વારા બીજાં કેટલાંક રાજ્યમાં કંઇ પણ ભેદ વગર અપાય છે.

**બ્રિટિશ રાજ્ય પ્રત્યેની લાગણી.**

જ્યારે ભયંકર જગત્ વ્યાપિ મહાયુદ્ધની યુરોપમાં શરૂઆત થઇ, ત્યારે લોકોમાં અનેક પ્રકારની વિચિત્ર ગપો ફેલાવા લાગી અને અજ્ઞાન મનમાં અશાંતિને સ્થાન મળવાનાં કારણો ઉત્પન્ન થવા લાગ્યાં, એટલે નામદાર મહારાણીશ્રી નંદકુંવરબાએ પોતાના તરફથી ' બ્રિટિશ અને હિંદી વિક્રમ ' નામનું અઠવાડિક પત્ર સને ૧૯૧૪ ના ડીસેમ્બર માસની ૧ લી તારીખથી શરૂ કર્યું; અને તેમાં લડાઇને લગતી ભરૂસાપાત્ર ખબરો માતૃભાષા ( ગુજરાતી ) માં આપવા સાથે દર પખવાડીયે રણભૂમિનાં જુદાં જુદાં ચિત્રો પ્રગટ કરીને તે પત્ર કંઇ પણ લવાજમ વગર છૂટથી ચોતરફ ફેલાવ્યું.

એટલુંજ નહિ પણ લડાઇને લગતા ટુંકા ખબરો બહોળા છૂટથી સરલ રીતે ફેલાવવા માટે " વિક્રમનું બચ્ચું " એ નામક સાપ્તાહિક સચિત્ર પોસ્ટકાર્ડ કાઢવાં શરૂ કરી તેની હજારો પ્રત ચોતરફ ફેલાવવી શરૂ કરી હતી

બ્રિટિશ રાજ્ય તરફની પોતાની સેવા બજાવવાને તેમજ બ્રિટિશ રાજ્ય તરફ પોતાની સેવા બજાવવામાં ઘાયલ થયેલા હિંદી સિપાઇઓની સેવા બજાવવા માટે તેઓ નામદારશ્રીના અતિશય ઉત્સાહને લીધે ભાવનગર શહેરમાં સને ૧૯૧૬ ના જાન્યુઆરી માસમાં ' ધી ભાવનગર વૉર હોસ્પિટલ ' ખોલવામાં આવી. પોતાની માતૃભૂમિના હિંદી યુવાનોએ બ્રિટિશ રાજ્યની આવા કટોકટીના પ્રસંગે બજાવેલી સેવા માટે તેઓ નામદાર મગરૂરી ધરાવતાં, અને તેથી તેઓ નામદારે ઘાયલ થઇ ભાવનગરમાં આવતા સિપાઇઓને લાવવા વાસ્તે એક 'મોટર એમ્બ્યુલન્સ'ની બક્ષીસ કરી હતી. અને ભાવનગર વૉર હોસ્પિટલની મુલાકાત વખતોવખત લઇ દરેક મોલ્જરોની સગવડતા ઉપર પૂરતું ધ્યાન આપતાં.

જે સૈનિકો ભાવનગર વૉર હોસ્પિટલમાં આવતા તેમના પ્રત્યેની લાગણી અને જાતિ દેખરેખની વાત આપણે આગળ જોઇ ગયા. તે ઉપરાંત તેવા સોલ્જરો પૈકી સાજા થતા સોલ્જરોને વધારે તંદુરસ્તી મળે ત્યાં સુધી રહેવા પોતાના બગીચા નજીક વિશાળ તળાવને કીનારે ટેકરી ઉપર 'ધી નંદકુંવરબા કોન્વેલેસન્ટ હોમ' ( આરોગ્ય ગૃહ ) બંધાવી ત્યાં રાખવાની ગોઠવણ કરી.

મુંબઇ શહેરમાં વૉર ફંડની મદદ અર્થે ધી જાયન્ટ લકી બૅગની યોજના કર્યાનું નામદાર મહારાણીશ્રીના જાણવામાં આવતાં તેઓ નામદારે પોતાની પ્રજા તરફથી પણ આવી કાંઇક હિલચાલ વૉર ફંડને માટે થાય તો ઠીક એવી ઇચ્છા દેખાડવાથી તેઓ નામદારની ઇચ્છાનુસાર અહિં ભાવનગરમાં પણ એક લકી બૅગ ખોલવાની યોજના કરવામાં આવી હતી, અને આ લકી બેગ ખુલ્લું મુકવાની ક્રિયા પણ તેઓ નામદારે પોતેજ સને ૧૯૧૬ ના ડીસેમ્બરની ૨૮ મી તારીખે કરી હતી.

કે જે રીતે રાજભક્તિ તેમજ પ્રજાધર્મના રહસ્ય આદિન પ્રકરણો લોકોમાં તાજાં કરી રાજસેવા એ મનુષ્ય ધર્મ છે એ વાત લોકોમાં સુદૃઢ કરી વર્તમાન લડાઈમાં મિત્રરાજ્યો તરફ લોકોની લાગણીને જાગ્રત કરવાનું બન્યું, અને તેની ભજવાતી કથામાં થતી આવક લડાઈના ફંડમાં મોકલીને ફંડને વિશેષ સહાનુભૂતિ અર્પવાનો પ્રસંગ તેઓ નામદાર લેતા હતાં.

લડાઈના હિલચાલમાં પ્રજામતને કેળવવા ઉપરાંત તેમાં શૌર્ય પોષવાને રણભૂમિના પ્રસિદ્ધ નાયક 'ફીલ્ડ માર્શલ અર્લ કીચનર'નું જીવનચરિત્ર તેઓ નામદારે લખીને તેમની અંગ્રેજી તેમજ હિંદીમાં હજારો પ્રતો ફેલાવી. કે જે ચરિત્ર માટે અંગ્રેજી પત્રોએ પણ તેઓ નામદાર-શ્રીની એકી અવાજે તારીફ કરી હતી, ને જેના ફેલાવાથી પ્રજામાં શૌર્યના રક્ત વધુ જોસથી વહેતાં થયાં છે.

વર્તમાન યુદ્ધ એ ધર્મયુદ્ધ હતું, એ વિચારને સુદૃઢ કરવા સાથે ધર્મ પ્રત્યે પ્રજા-વૃત્તિ અડગ રાખવા તેઓ નામદારે ઇંગ્લાંડની હાસ્પિટલોમાં સારવાર થતા હિંદી સૈનિકો વાસ્તે શ્રીમદ્ ભગવદ્ગીતા અને રામાયણના ગ્રંથો વગેરે વારંવાર મોકલતાં અને ભાવનગરથી જે ઇમ્પીરીયલ સર્વીસ લાન્સર્સ મેસોપોટેમીઆ અને ઇજીપ્તમાં ગયેલું તેમના માટે ગરમ કપડાં વગેરે મોકલતાં રહેતાં એટલુંજ નહિ, પણ જે જે હિંદી લડવૈયા મેદાનમાં કુશળતા અને અતિશય બહાદુરી બતાવી વિક્ટોરીઆ ક્રૉસ, મીલીટરી મેડલ, વગેરે માન મેળવતા તેમના ફોટા પ્રગટ કરી ફેલાવતાં રહેતાં કે જેથી બીજા હિંદી ભાઇઓને આર્યગૌરવ માટે ઉત્સાહ વધે.

નામદાર લેડી વીલીંગડને પોતાની યશસ્વી કારકીર્દીમાં મુંબઇ શહેરની પ્રજા અને ખાસ કરીને સ્ત્રી પ્રજાને વાસ્તે જે મહાન્ અને ઉપયોગી કામો કર્યાં છે, તે કાર્યોમાં અને હાલની ચાલુ લડાઇમાં નામદાર બ્રિટિશ સરકારની સેવા બજાવવામાં અને હિંદી ઘાયલ થયેલા સિપાઇઓની સારવાર કરવાને હોસ્પિટલો વિગેરે સ્થાપવામાં અને તેની સગવડતા પૂરી પાડવામાં, અને ઘાયલ થયેલા હિંદી સોલ્જરો સાજા થઇ ભવિષ્યમાં કેમ ગુજરાન ચલાવી શકે, વિગેરે યોજના રચવામાં જે અતીશ શ્રમ અને ખાસ પ્રેમ, સેવાઅર્થે લીધો છે તેની પવિત્ર યાદગીરી સાચવી રાખવા "લેડી વીલીંગ્ડન મેમોરીઅલ ફન્ડ", નામદાર મહારાણીશ્રીએ પોતે ઘણા શ્રમથી ઉભું કરીને તેમાં પોતે રૂ ૧,૦૦,૦૦૦ ભર્યા. આ ફંડ જોતજોતામાં રૂા. આઠ લાખ સુધી થઇ ગયું છે. આ ફંડફાળાના વ્યાજનો ઉપયોગ જ્યાં સુધી લડાઇ ચાલે ત્યાં સુધી નામદાર લેડી વીલીંગડન પોતાને યોગ્ય લાગે ત્યાં કરે, અને ત્યારબાદ જે જે સ્ટેટ અને મહારાણીએ જે જે પૈસાની રકમ ભરેલ હોય તે પોતાની રૈયતના હિતાર્થે પોતાની મરજી પ્રમાણે તેનો ઉપયોગ કરી શકે એવું ઠરાવ્યું.

નામદાર મહારાણીશ્રી નંદકુંવરબાની જનકલ્યાણ માટેની કાળજી, રાજ્યતંત્રચલાવવામાં ખંત-ભરી સહાય અને બ્રિટિશ રાજ્ય પ્રત્યેની બુદ્ધિગમ્ય સહાનુભૂતિ આદિ અનેક વિવિધ કુશળતા ગુણો સાથે તેમનું ઇંગ્રેજી ભાષા જ્ઞાન, સીતાર આદિ વાજીંત્રો ઉપરનો કાબુ અને બહુ માન. અને સંગિત પ્રેમ, ચિત્રકળાનો ઉંડો અભ્યાસ અને તેમના હાથનાં દોરેલાં એવાં આકર્ષક ચિત્રોનું કળા વિધાન, ધાર્મિક ગ્રંથો અને નૈતિક ગ્રંથોનો અભ્યાસ તેમજ આદર વગેરે અનેક ગુણો પ્રશસ્ય અને અનુકરણીય હતા કે જે સર્વ વિસ્તારથી લખતાં એક મહાન્ ગ્રંથ થઇ શકે.

આ તેમની અપૂર્વ શક્તિનો પ્રકાશ બાલ્યવયથીજ દેદીપ્યમાન થવા લાગ્યો હતો અને તે સુરમ્યતાના પ્રતાપે સને ૧૯૧૧ ના ડીસેમ્બર માસની ૧૪ મી તારીખે નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ અને શહેનશાહબાનુ મેરી દિલ્હી તખ્તે બીરાજતા તે પ્રસંગના શુભ સમાગમે નામદાર નંદકુંવરબાની ૨૨ વર્ષની ઉમરેજ તેમને ક્રાઉન ઓફ ઇન્ડીયા ( C. I ) નો માનવંતો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો, અને તે પછી સને ૧૯૧૭ માં જાન્યુઆરીની ૧ લી તારીખે ' કૈસરે હિંદ ' નો સુવર્ણ પદક શહેનશાહની સરકારે બક્ષેશ કર્યો હતો.

તેઓ પોતાની પાછળ નામદાર યુવરાજ કુમારશ્રી કૃષ્ણકુમારસિંહજી, નામદાર કુમારશ્રી નિર્મળકુમારસિંહજી તથા નામદાર કુમારશ્રી ધર્મકુમારસિંહજી એ રત્નત્રયને પ્રજા રક્ષણ અર્થે અર્પીને સ્ત્રીઓના સંપૂર્ણ સદ્‌ગુણનું સ્થાન દીપાવ્યા પછી તેથી પણ આગળ વધી દેવી સ્વરૂપે જગતકલ્યાણ કરવાની ભાવનાથી સ્વર્ગગમન કરીગયાં છે એમ માનવું એજ આશ્વાસનનો માર્ગ છે

'The World a pilgrimage,
The grave the inn of rest.'

---

# ઇન્ફ્લ્યુએન્ઝા એ શું સ્ત્રીઓનો જ શત્રુ છે?

---

હાલમાં ઇન્ફ્લ્યુએન્ઝાના તાવના વ્યાધિએ દેશના દરેક ભાગમાં જે ત્રાસ વર્તાવ્યો છે, તેમાં ખાસ કરીને સ્ત્રીઓનું મરણપ્રમાણ ઘણુ વધારે ભયંકર આવેલ છે. તો જેમ નામદાર સરકારની મ્યુનિસીપાલ તંદુરસ્ત કમિટિઓએ ઉપરાછાપરી મળીને આ વ્યાધિ ક્યાંથી આવ્યો, અને તેના સામે સાવચેતીના માર્ગો વધારે અનુકૂળ શુ છે, તે શોધવા મંથન કર્યુ છે તેમાં આ પ્રશ્નને ઉમેરવા માટે અનુભવીઓ પોતાના વિચાર બહાર મૂકશે તો ઘણુ અજવાળુ પડી શકશે. આ વ્યાધિની મુખ્ય અસર જાતિ ઉપર થએલી જોવાઇ છે તો સ્ત્રીઓની જાતિ ઉપર તે હુમલો જલદી અસર કરી શકવાના કારણો શુ સંભવી શકે છે? તે માટે દરેક વિચારકોને પોતાના મત લખવા અમે આમંત્રણ કરીએ છીયે. આવા દરેક વિચારોને અમે પ્રથમ સ્થાન આપીશું તથા તેની નકલો સરકારી આરોગ્ય રક્ષક ખાતાઓની કમિટિઓને તથા લેખકોને વધારે વિચાર કરવા અમારા ખર્ચે પુરા પાડીશું. આશા છે કે સ્ત્રી-જીવનના રક્ષણ માટે આ સવાલને સમાજ હિતસ્વીઓ ઉપાડી લેવા તાકીદે જરૂર વિચારશે.

તંત્રી.

# જ્યોત્સ્ના.

(લે.—રા. હીરાલાલ રણછોડદાસ.)

## સારાંશ.

(નવનીતલાલ અને વિમળા, બન્ને ભાઇ-બ્હેન સારી સંપત્તિના સ્વામિ છે. તેમજ આજકાલ સ્વાભાવિક થઇ ગયેલા બાહ્યઆડમ્બર યાને સુધારાના ઉપાસક હોવાથી કોઇપણ પ્રકારના ન્યાત જાતના બંધનમાં રહેવું તે અયોગ્ય છે, એમ ધારી શંભુલાલ નામના એક પાટીદાર ગ્રહસ્થ સાથે વિમળાનો વેશવાળ સંબંધ કરે છે. શંભુલાલ પણ તેના કોઇ એક દુરના સગાંના મૃત્યુ-પત્રના આધારે અચાનક અગાધ સંપત્તિના સ્વામિ થઇ જાય છે; તેમજ તે પણ સુધારાનો ઉપાસક હોવાના યોગે સામાન્ય જન સમાજ કરતાં પોતે કાંઇક ઉચ્ચ કોટિની વ્યક્તિ હોય એવી માન્યતા ધરાવે છે. શાન્તિપ્રસાદ નામનો એક બ્રાહ્મણ યુવક દરિદ્રતાને યોગે શંભુલાલની ઓફિસમાં એક કલાર્ક તરિકે જોડાય છે. તેની પત્નિ જ્યોત્સ્ના એક સુશિક્ષિત અને સહૃદયા સ્ત્રી છે. આ વાત પ્રસંગોપાત શંભુલાલના જાણવામાં આવવાથી તેના તરફ તેની કુદ્રષ્ટિ થાય છે. શાન્તિપ્રસાદ આવા અનેક દુઃખોને લીધે નિરંતર ચિન્તાતુર રહે છે જેને મોદી નામનો એક યુવક આશ્વાસન અને ધિરજ આપે છે. સામાન્ય રીતે મોટા પુરૂષોને 'વાતના વિસામા' તરીકે એકાદ સોબતિની જરૂર હોય છે, અને તે પ્રમાણે મોટા ઘેર ધરણ્થુ થઇ પડેલો 'વિસામો' તેજ આ મગનલાલ મોદી છે. ફેર માત્ર એટલોજ છે કે સામાન્ય રીતે 'વિસામો', એટલે મોટાના અનેક કુકૃત્યો અને અનાચારના પોષક થવું એ છે, જ્યારે આ 'વિસામો' તેમની સાથેજ રહી તેમનાજ ભોગે તેઓના કુકૃત્યોના ભોગ થતા સહૃદયોને યથાર્થ સહાય અને મદદ કરવી એમાંજ આનંદ માનનારો છે. ચિનુભાઇ નામનો એક વણિક યુવક ધંધા માટે મુંબાઇમાં તેની ગૃહ-કુશળ અને શુદ્ધ-હૃદયા પત્નિ સુલોચના સાથે આવી રહે છે. 'મંત્રૈર્ગચ્છતુપરિચિદશાસ્ત્રકમેણિક્રમેણ' એ ન્યાયે બિચારો ધંધામાં સંપૂર્ણ નાસીપાસ થવાથી સુખાનન્દ નામના એક મારવાડી વેપારીને ત્યાં રહે છે. દુઃખ પડવામાં હજુ કાંઇક બાકી હોય તેમ તે અચાનક સખ્ત બિમારીનો ભોગ થાય છે. આવા સમયમાં પોતાના સગાં વ્હાલાંની સહાય લેવી યોગ્ય છે, એમ ધારી સુલોચના તેના કાકાજી નાથાકાકાની સહાયતા માટે યાચના કરે છે અને તેનાં તે કાકા અત્યંત દક્ષતા પૂર્વક 'હા' ના સ્વરૂપમાં 'ના' પાડે છે. જ્યોતિકાન્ત નામનો એક વણિક યુવક તે દંપતિને આગળથી પૂર્વકની મદદ કરેછે. શંભુલાલ પોતાની અનિતીનો અત્યાચાર પૂર્ણ કરવા માટે સર દ્વારકાદાસ નામના એક ધનાઢય ની ઓળખથી જોન્ જોન્સ નામના એક બેન્કના ડાયરેક્ટરની સહાય લે છે. એ દરમ્યાન સર્વે મંડળને શંભુલાલના લગ્ન પ્રસંગે માથેરાન જવાનું થાય છે, જ્યાં તેની પત્નિ વિમળા પ્રત્યે તેના વેપારનો આધ-સ્થંભ એવો એક ફ્રેન્કલિન નામનો અંગ્રેજ યુવકનો

આ તેમની અપૂર્વ શક્તિનો પ્રકાશ બાલ્યવયથીજ દેદીપ્યમાન થવા લાગ્યો હતો અને જે સુરમ્યતાના પ્રતાપે સને ૧૯૧૧ ના ડીસેમ્બર માસની ૧૪ મી તારીખ નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જ અને શહેનશાહબાનુ મેરી દિલ્હી તખ્તે બીરાજતા તે પ્રસંગના શુભ સમાગમે નામદાર નન્હકુંવરબાની ૨૨ વર્ષની ઉમરેજ તેમને ક્રાઉન ઓફ ઇન્ડીયા ( C. I ) નો માનવંતો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો અને તે પછી સને ૧૯૧૭ માં જાન્યુઆરીની ૧ લી તારીખે 'કૈસરે હિંદ' નો સુવર્ણ પદક શહેનશાહની સરકારે બક્ષીશ કર્યો હતો.

તેઓ પોતાની પાછળ નામદાર યુવરાજ કુમારશ્રી કૃષ્ણકુમારસિંહજી, નામદાર કુમારશ્રી નિર્મળકુમારસિંહજી તથા નામદાર કુમારશ્રી ધર્મકુમારસિંહજી એ રત્નત્રયને પ્રજા રક્ષણ અર્થે અર્પીને સ્ત્રીઓના સંપૂર્ણ સદ્‌ગુણનું સ્થાન દીપાવ્યા પછી તેથી પણ આગળ વધી દેવી સ્વરૂપે જગત્‌કલ્યાણ કરવાની ભાવનાથી સ્વર્ગગમન કરીગયાંછે એમમાનવુ એજ આશ્વાસનનો માર્ગ છે.

'The World a pilgrimage,
The grave the inn of rest'

## ઇન્ફલ્યુએન્ઝા એ શું સ્ત્રીઓનો જ શત્રુ છે?

હાલમાં ઇન્ફલ્યુએન્ઝાના તાવના વ્યાધિએ દેશના દરેક ગામમાં જે ત્રાસ વર્તાવ્યો છે, તેમાં ખાસ કરીને સ્ત્રીઓનું મરણપ્રમાણ ઘણું વધારે ભયકર આવેલ છે. તો જેમ નામદાર સરકારની મ્યુનિસીપાલ તંદુરસ્ત કમિટિઓએ ઉપરાછાપરી મળીને આ વ્યાધિ કયાંથી આવ્યો, અને તેના સામે સાવચેતીના માર્ગો વધારે અનુકૂળ શું છે, તે શોધવા પ્રયત્ન કર્યું છે તેમાં આ પ્રશ્નને ઉમેરવા માટે અનુભવીઓ પોતાના વિચાર બહાર મૂકશે તો ઘણું અજવાળુ પડી શકશે. આ વ્યાધિની મુખ્ય અસર જાતિ ઉપર થએલી જેવાય છે તો સ્ત્રીઓની જાતિ ઉપર તે કુમનો જલદી અસર કરી શકવાના કારણો શું સભવી શકે છે? તે માટે દરેક વિચારકોને પોતાના મત લખવા અમે આમંત્રણ કરીએ છીયે. આવા દરેક વિચારોને અમે પ્રથમ સ્થાન આપીશુ તથા તેની નકલો સરકારી આરોગ્ય રક્ષક ખાતાઓની કમિટિઓને તથા લેખકોને વધારે વિચાર કરવા અમારા ખર્ચે પુરા પાડીશું. આશા છે કે સ્ત્રી–જીવનના રક્ષણ માટે આ સ્વાલને સમાજ હિતેચ્છુઓ ઉપડી લેવા તાકીદે જરૂર વિચારશે.

તંત્રી.

# જ્યોત્સ્ના.

(લે.—રા. હીરાલાલ રણછોડદાસ.)

## સારાંશ.

(નવનીતલાલ અને વિમળા, બન્ને ભાઇ-બ્હેન સારી સંપત્તિના સ્વામિ છે. તે
મજ આજકાલ સ્વાભાવિક થઇ ગયેલા બાહ્યાડંબર અને સુધારાના ઉપાસક હોવાથ
કોઇપણ પ્રકારના ન્યાત જાતના બંધનમાં રહેવું તે અયોગ્ય છે, એમ ધારી શંભુલાલ
નામના એક પાટીદાર ગ્રહસ્થ સાથે વિમળાનો વેશવાળ સંબંધ કરે છે. શંભુલાલ પ
તેના કોઇ એક દુરના સગાંના મૃત્યુ-પત્રના આધારે અચાનક અગાધ સંપત્તિના સ્વામિ
થઇ જાય છે; તેમજ તે પણ સુધારાનો ઉપાસક હોવાના યોગે સામાન્ય જન સમા
કરતાં પોતે કાંઇક ઉચ્ચ કોટિની વ્યક્તિ હોય એવી માન્યતા ધરાવે છે. શાન્તિપ્રસા
નામનો એક બ્રાહ્મણ યુવક દરિદ્રતાને યોગે શંભુલાલની ઓફિસમાં એક કર્ક તરી
જોડાય છે. તેની પત્નિ જ્યોત્સ્ના એક સુશિક્ષિત અને સહૃદયા સ્ત્રી છે. આ વા
પ્રસંગોપાત શંભુલાલના જાણવામાં આવવાથી તેના તરફ તેની કુદ્રષ્ટિ થાય છે
શાન્તિપ્રસાદ આવા અનેક દુઃખોને લીધે નિરંતર ચિન્તાતુર રહે છે જેને મોદી નામ
નો એક યુવક આશ્વાસન અને ધિરજ આપે છે સામાન્ય રીતે મોટા પુરૂષોને 'વાતન
વિસામા' તરીકે એકાદ સોબતિની જરૂર હોય છે; અને તે પ્રમાણે મોટા ઘેર ઘરઘર
થઇ પડેલો 'વિસામો' તેજ આ મગનલાલ મોદી છે. ફેર માત્ર એટલોજ છે કે સા
માન્ય રીતે 'વિસામો', એટલે મોટાના અનેક કુકૃત્યો અને અનાચારના પોષ
થવું એ છે, જ્યારે આ 'વિસામો' તેમની સાથેજ રહી તેમનાજ ભોગે તેઓના કુક
ત્યોનાં ભોગ થના સુહૃદયોને યથાર્થ સહાય અને મદદ કરવી એમાંજ આનંદ માનનારે
છે. ચિનુભાઇ નામનો એક વણિક યુવક ધંધા માટે મુંબાઇમાં તેની ગૃહ-કુશળ અને
શુદ્ધ-હૃદયા પત્નિ સુલોચના સાથે આવી રહે છે. 'नीचैर्गच्छत्युपरिचदशाचक्रनेमिक्रमेण'
એ ન્યાયે બિચારો ધંધામાં સંપૂર્ણ નાસીપાસ થવાથી સુખાનન્દ નામના એક માર
વાડી વેપારીને ત્યાં રહે છે. દુઃખ પડવામાં હજુ કાંઇક બાકી હોય તેમ તે અચાન
સખ્ત બિમારીનો ભોગ થાય છે. આવા સમયમાં પોતાના સગા વ્હાલાંની સહાય લેવ
યોગ્ય છે, એમ ધારી સુલોચના તેના કાકાજી નાથાકાકાને સહાયતા માટે યાચના ક
છે અને તેની તે કાકા અત્યંત દક્ષતા પૂર્વક 'હા' ના સ્વરૂપમાં 'ના' પાડે છે. જ્યો
તિકાન્ત નામનો એક વણિક યુવક તે દંપતિને લાગણી પૂર્વકની મદદ કરેછે. શંભુલા
પોતાની અનિતીનો અત્યાચાર પૂર્ણ કરવા માટે સર દારકાદાસ નામના એક ધનાઢ્ય
ઓળખથી જોન્ જોન્સ નામના એક મેન્ટના ડાયરેક્ટરની સહાય લે છે. એ દરમ્યા
સર્વે મંડળને શંભુલાલના લગ્ન પ્રસંગે માથેરાન જવાનું થાય છે, જ્યાં તેની પત્નિ
વિમળા પ્રત્યે તેના વેપારનો આધારભૂત એવો એક ફ્રેન્કલિન નામનો અંગ્રેજ યુવકને

પક્ષપાત થાય છે. શુદ્ધ વાતાવરણમાં ઉછરેલી અને સંસ્કારી માબાપની પુત્રી સરલા-દેવી જો કે ઘણાજ શ્રીમંત અને પાશ્ચાત્ય નીતિરીતિના ઉપાસક એવા એક પુરૂષની અર્ધાંગના હતી, તો પણ તેના હૃદયમાંના ઉચ્ચતર સંસ્કારો ભૂસાયા નહોતા અને તે-થીજ એક વખત પ્રસંગોપાત ઉપસ્થિત થયેલા સ્ત્રીવિષયક વિવાદમાં ભાગ લેવા જ્યો-તિકાન્તને જણાવેલું હતું.)

---

( ગતાંક પૃષ્ઠ ૧૬૮ થી ચાલુ. )

જ્યોતિકાન્તે ધાર્યું હતું કે આ મંડળમાં તેના વિચારોને સ્થાન નહિ મળે, અને તેથીજ તે શાંતતાથી સાંભળી રહ્યો હતો, પણ જ્યારે તેને આગ્રહપૂર્વક બોલવાનું આમંત્રણ કરવામાં આવ્યું ત્યારે ચૂપ રહેવાથી અવશ્ય તેઓ અયોગ્ય રીતે તેમના તે વિચારોનું હું સમર્થન કરૂં છું એમ માની લેશે અને તેથીજ તેને સર દ્વારકાદાસ તરફ દષ્ટિ કરીને કહ્યું કે—" વારૂ ! સર દ્વારકાદાસ તમોએ અત્યારે સ્ત્રી સ્વતંત્રતાના અને પાશ્ચાત્ય નીતિરીતિના સંબંધમાં જે ઉલ્લેખ કર્યો છે તેનો તમોએ બરોબર અભ્યાસ કર્યો છે ? શું તમારૂં એવું નિશ્ચિત માનવું છે કે તે દેશમાં સ્ત્રી-ઓને જે માન આડંબરપૂર્વક આપવામાં આવે છે તે આવકારદાયક છે ? પાશ્ચાત્ય સર્વે રૂઢી અને રિવાજો હિન્દુસ્તાનને માટે નિરર્થક છે, એટલુંજ નહિ પણ હાનિકારક છે અને તેનું આંધળું અનુકરણ હિન્દુસમાજમાં ઉતારવા પહેલાં ઘણોજ વિચાર કરવાની જરૂર છે, નહિ તો પ્રાચિન ઉન્નત સ્થિતિ યાને મજબુત બંધારણને યોગે ઉભા રહેલા આ હિન્દુસમાજના બંધારણને નષ્ટ થઇ જતાં લેશપણ વિલંબ નહિ લાગે. ઘણાએ એવા વિષયો કે જેમાં સાફલ્યતાથી આપણે પા-શ્ચાત્ય રિવાજોને ફલીભૂતપૂર્વક આપણા રિવાજો અને નિયમો કરતાં તુચ્છ દષ્ટિમય, સ્વાર્થમય અને સ્વચ્છંદ રીતે યોજેલા સિદ્ધ કરી શકીએ તેમ છીએ. દાખલા તરીકે જુઓ તેમના ઇચ્છા-લગ્નની સ્થિતિ અને તેનું પરિણામ બાર બાર માસ સુધી 'કોર્ટશિપ' કરવા પછી થયેલાં લગ્નોના પણ છુટાછેડા નથી થતા અને તે પણ લગ્ન થયા પછી ત્રણ કે છ માસ જેટલા ટુંક સમયમાં. ખરેખર કેટલું આશ્ચર્યકારક છે કે બાર બાર માસ સુધી પરિચયમાં આવવા પછી ફક્ત ત્રણ માસમાંજ તેનાથી જુદા પડવા જેવો પ્રસંગ આવે અને તેનું કારણ શું છે ? બાહ્ય આડંબર અને હઠથીજ જ્યાં એકબીજાના હૃદય જીતવાની પ્રથા હોય, જ્યાં 'કોર્ટશિપ' દરમ્યાન બન્ને વ્યક્તિઓને એક-બીજાની ઇચ્છા પ્રમાણે ફરજિયાત વર્તવું પડતું હોય ત્યાં એથી સારૂં શું પરિણામ આવી શકે !"

આટલું બોલી જ્યોતિકાન્ત સ્ત્રીઓની પ્રવૃત્તિઓ વિષે બે શબ્દો બોલવા જતો હતો તેને અધ કાપેલા જોઇ તેના શબ્દોથી અત્યંત આનંદ થયો હોય અને વિશેષ સાંભળવાને આતુર હોય તેમ શેઠ દ્વારકાદાસે તેને ઉદ્દેશીને કહ્યું કેઃ—" હું આશા રાખું છું કે તમો સ્ત્રીઓની પ્રવૃત્તિઓ શું હોવી જોઇએ, એ વિષયમાં પણ તમારા વિદ્વત્તાપૂર્ણ વિચારો જણાવશો " સર દ્વારકાદાસને તેમના પત્નિનું આ કાર્ય ગમ્યું નહિ પણ ત્યાં બેઠેલામાંના ઘણાખરા તેના વિચારોમાં રસ લેતા હોય તેમ જણાતું હતું એટલે અનેચ્છાએ પણ તેમને ત્યાં તેમની ઇચ્છા વિરૂદ્ધના શબ્દો સાંભળવા બેસી રહેવું પડ્યું.

" સ્ત્રીઓની પ્રવૃત્તિઓ શું હોવી જોઇએ એ વિષય ઘણોજ કઠિન છે અને સ્વાભાવિક રીતે આવી બાબતોમાં બહુ મત રહે છે તો પણ જ્યારે તમો સર્વેની ઇચ્છા છે તો મારો અંગત અભિપ્રાય

શું છે તે જણાવીશ નિસર્ગથીજ સ્ત્રીનું કર્તવ્ય તેની સૌન્દર્યતા અને મનોરંજનતામાં હોય છે તેની આપણા કાર્યની પ્રેરણાશક્તિ છે, કેમકે પુરૂષ તે પુરૂષજ છે, આપણે તેમને માટે ઘણાએ પ્રસંગોમાં આત્મભોગ આપ્યો છે તેની સૌન્દર્યતા, તેની આકર્ષકતા એજ પુરૂષોનો જીવનમંત્ર છે, તેની એક એવી શક્તિ છે જેના શિવાય પુરૂષનું જીવન નિરર્થક બની જાય છે અદ્યાપિ સુધી કોઇએ પણ એક સ્ત્રીની સૌન્દર્યતાથી વધારે મનોહર વસ્તુનું સંશોધન કર્યુ હોય એ ન માની શકાય તેવી વાત છે, કેમકે કુદરતેજ તેનાથી અધિક સુંદર વસ્તુ ઉત્પન્ન કરી નથી, અને તે સૌન્દર્ય તે મનોહરતા તેનામાં ત્યારેજ રહી શકે છે, કે જ્યારે તેની પ્રવૃત્તિઓ શાન્ત, નાજુક અને સામાન્ય હોય હું એમ તો નજ કહી શકું કે એક સ્ત્રીની શક્તિ વધારેમાં વધારે શું કરી શકે તેવી હોય છે, તેની બુદ્ધિ કેટલી વિશાળ હોય છે, પણ હું એટલું તે અવશ્ય કહીશ કે તેની તે શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ પુરૂષો સામાન્ય રીતે જે કાર્યોમાં પોતાની શક્તિ અને બુદ્ધિનો વ્યય કરે છે તે પ્રમાણે કરવાથી તેજ ક્ષણે તેની મનોહરતા, સૌન્દર્યતા અને પુરૂષોપરની વિશેષતાનો નાશ થઇ જશે પુરૂષો તેમની તરફ સરખાપણાની દૃષ્ટિએ જોતા થશે, તેમની તરફની આકર્ષકતા નષ્ટ થવાને યોગે પુરૂષો લગભગ તેમની પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિએ જોનારા થશે માટેજ સ્ત્રીઓની જીંદગી પુરૂષોમાં ચૈતન્ય લાવનારી, પુરૂષોને વિશેષ કાર્ય કરવાની પ્રેરણા કરનારીજ હોવી જોઇએ ”

આ પ્રમાણે જ્યોતિકાન્ત બોલતો હતો તે વખતે હાજર રહેલા તમામ સ્ત્રી પુરૂષોની દૃષ્ટિ તેના તરફ હતી તેના અસાધારણ અવાજ, અને ચ્હેરાપરના આતુરતાભર્યા ભાવથી તેમજ અણુધારેલા તેના વિચારોએ સાંભળનારાઓપર અસર ઉત્પન્ન કરી હતી

“ તમે આ વિષયમાં ઘણો ઉંડો અભ્યાસ કર્યો હોય તેમ જણાય છે મિસ્ટર જ્યોતિકાન્ત,” શકુન્તલાએ ઉંડો ઉંડો કહ્યુ. “ તમે ધારતા હશો તેટલા બધા પ્રમાણમાં નહિ પણ મિસ્ટર જોન્સના વિચારો હિન્દુસમાજને માટે અસત્ય ને છે એટલુ તો હું સિદ્ધ કરી શકતો હોઇશ ” “ એ તમારી મોટાઇ છે જ્યોતિકાન્ત ! આટલા સુંદર અને સમગ્ર વિચારોને તમે સામાન્ય કક્ષામાં મુકો છો ” પહેલેથી જ તેના તરફના પક્ષપાતને સંગ્રહીને ઉપરના શબ્દો કહાડ્યા

આ પ્રમાણે વાતચીતમાં લગભગ નવ વાગી ગયા તેનું કોઇને ભાન રહ્યુ નહિ અને તેથી એક પછી એક સત્વરતાથી સૌ કોઇ પોતપોતાના સ્થાન તરફ ચાલ્યા ગયા ફક્ત મોદી અને જ્યોતિકાન્ત-વિલાની પાછળની બાજુના નાના બગિચામાંના એક બેંચપર બેઠેલા દૃષ્ટિએ ચર પડતા હતા બીજેજ દિવસે સાંજના લગ્નકાર્ય પૂર્ણ થવાનુ હોવાથી ક્યારે અત્રેથી વિદાય થવુ તે બાબતનો મોદી સાથે તે નિર્ણય કરતો હોય તેમ તેની વાતચીતપરથી જણાતુ હતુ બીજે દિવસે સવારના કોઇ જાણવા જેવો બનાવ બન્યો નહિ. પણ બપોરના ત્રણ વાગ્યા પછી સર્વ કોઇ ધામધુમ કરવા લાગ્યા એક તરફ લગ્નકાર્યની તૈયારી થવા માંડી કારણ કે સાંજના છ વાગ્યામાં જ તે કાર્ય પૂર્ણ કરવાનુ હતુ અને તે બાદ નાચરંગ આદિ કાર્યમાં જોડાવાનુ હોવાથી અત્યારથી વિમળા અને તેની સહીપણીઓ સખીઓ તૈયાર રાખવામાં આવેલા એક ઓરડા તરફ જવાની તૈયારી કરી રહ્યા હતા જ્યારે શકુન્તલા પણ છેલ્લી ઢબના એક સુંદર રેશમી સુટમાં સજ્જ થઇ આમથી તેમ આંટા મારતી હતી. લગ્નના કાર્ય માટે બોલાવેલા એક મહા ફાધર પણ તેટલામાં જ શણગારેલા એક દૂરના સગા જોડે વાતચીત કરતા જણાતા હતા આ પ્રમાણે લગ્નની સર્વે -

તૈયારીઓ થઇ ગઇ હતી અને સાંજના પાંચ વાગતામાં બન્ને પક્ષના માણસો ત્યાં આવી પહોંચ્યા અને તેમને નિયત્ કરેલા સ્થાને ગોઠવાઇ ગયા. તેમની આગળ પાછળ લગ્ન પ્રસંગે આવેલા અતિથીઓ પણ આવી પોત પોતાની જગ્યાએ બેઠા હતા. આ પ્રમાણે લગભગ ૭ વાગી ગયા હશે તે દરમ્યાનમાં લગ્ન-કાર્ય માને સંભુલાલ અને વિમળાને લગ્નની પવિત્ર ગાંઠથી એક બનાવી દેવામાં આવ્યા હતા. અને તે સાથે ત્યાં હાજર રહેલા મિત્રોએ શંભુલાલને અને વિમળાને એક પછી એક પોતાના તરફના સ્મરણ ચિન્હો તરીકે વિવિધ પ્રકારની વસ્તુઓ આપવા માંડી. બેટ, સોગાદ લેવાનું આ કાર્ય પૂર્ણ થયું નહોતું એટલામાં તો શંભુલાલના માણસે આવી તેજ ક્ષણે બહારગામથી આવેલા કેટલાક તારો તેમના સમક્ષ મુક્યા જે એક પછી એક ફ્રેન્ડલિને સર્વે અતિથીઓની સમક્ષ વાંચી સંભળાવ્યા. જેમાં લગ્ન પ્રસંગની શુભેચ્છાઓ સિવાય અન્ય કાંઇજ નહોતું. લગ્નકાર્યથી પરવારી સર્વે અતિથીઓને ભોજન માટે આમંત્રણ કરવામાં આવ્યું હતું. કારણ કે ભોજનકાર્યથી પરવારી સૌને ગૌહર અને સરસ્વતીના જલસામાં હાજર રહેવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું અને તેથી કેટલાક તો સાત પણ વાગ્યા નહોતા તે પહેલા મોટા ખંડમાં કે જ્યાં જલસો થવાનો હતો ત્યાં આવી બેસી પણ ગયા હતા. આ પ્રસંગપર મોટા ખંડમાં ચારે તરફ દિપક મૂકવામાં આવ્યા હતા અને તે સર્વેને રોશન કરવામાં આવ્યા તે વખતે ત્યાં તો જાણે રાત્રિ પડીજ નહિ હોય તેવો ભાસ થતો હતો. નવ વાગતામાં તો સૌ કોઇ ત્યાં આવી ગયા હતા. હાજર રહેલાઓની ગણત્રી આશરે ચાલીશથી પચાશની હશે. કારણ કે આવેલા અતિથીઓ ઉપરાંત માથેરાનમાં તે વખતે રહેનારાઓમાંના કેટલાકને નોતરવામાં આવ્યા હતા. અત્યારસુધી બન્ને ગાનારીઓમાંથી એક પણ નહિ આવવાથી કેટલાક માંહોમાંહી પુછપરછ પણ કરવા લાગ્યા. એટલામાંતો પ્રથમ ગૌહરજાન અને ત્યારબાદ સરસ્વતી એમ બન્ને તેઓની 'ફોજ' સાથે આવી ખંડની મધ્યમાં પાથરેલી મોટી ગાદીપર સ્થાન લીધું. ઉસ્તાદ, અને તબલચીએ પણ પોતપોતાના સાધનો તૈયાર કરવા માંડ્યા અને તુરતજ પ્રથમ સરસ્વતીએ નીચેના શબ્દોને સાંભળનારાઓના કાનમાં લલિત કંઠથી રેડવા માંડ્યા —

"હોરી ખેલું નામંય કહેંયારે કેતી હુ શ્યામ કુંહાઇ,
ઉગલી પકડ મોરી બહયાં મરોરી ઔડત નાહીં કનઇયા,
એક હાથ જોબનપર ડારા હમરી કોન સુનઇયા !
સબ સખીયન બિજનાર નીરખતી તુમ હો છેલ કહાઇયા,
રાગ ફાગ હમ તુમસે નખેલેં તુમ ચાતુર ચતરઇયા.

( મુનશી મોરીમુદીન. )

સરસ્વતીનું ગાણું પૂર્ણ થતાં ગૌહર અને પાછી સરસ્વતી એમ ઠોંઠોટી, કાફી, બિહાગ અને રાત્રિનો મોટો ભાગ વ્યતિત થતા પછી શંકરા એમ એક પછી અનેક રાગ રાગણિયો ગવાવા લાગી અને સાંભળતા સાંભળતા બાકી રહેલા નાયકાના, વ્યાપારી ગાનારીના ઉપાસકો પણ કંટાળવા લાગ્યા અને સવારના પાંચ વાગતામાં તો સૌ કોઇ સૌસૌના સ્થાને પહોંચી ગયા.

સવારના દશ વાગી ગયા હતા છતાં પણ ગઇ રાત્રિએ જલસામાં હાજર રહેલામાનું કોઇ વિલાના બાજુ પરના ખંડમાં જોવામાં આવતું નહોતું, કારણકે સવારના ચ્હા, દૂધ માટે તેજ

માં વ્યવસ્થા કરવામાં આવી હતી. સૌ કોઇ પોત પોતાના સ્હચારી સાથે ત્યાં આવી બેસતા. આ પ્રમાણે સવાર સાંજ કરતાં લગ્ન પછીના બે દિવસ પણ વ્યતિત થઇ ગયા અને આવતી સવારે તો સૌ કોઇ જવાના હતા એટલે એકાદ બે જણા કે જે માથેરાનનો ઉપભોગ લેવાને પણ રહેવાના હતા તે સિવાય બધા જવાની તૈયારીમાં મશગુલ બની ગયા હતા.

લગ્ન પછીના દિવસથી તે અત્યાર સુધીમાં કોઇ અગત્યનો બનાવ અત્રે ઉલ્લેખ કરવા યોગ્ય ા નહોતો સિવાય કે વિમળાને અને શંભુનાથ વચ્ચે કાંઇ ખેદજનક બનાવ બન્યો હોય તેમ ાઓની વાત પરથી લાગતુ હતું. અને તેથી હવે આપણે આપણા સર્વે પરિચીત પાત્રો સાથે ોરિયા–ટર્મીનસ પર પાછા આવવાનું છે, અને ત્યાં આવ્યા પછી અત્યાર સુધી અનેક વિલ- કારણો વચ્ચે ઉપસ્થિત કરવામાં આવેલા ભિન્ન ભિન્ન પાત્રો પોતાનો ભાગ કેમ અને કેવો વે છે તેનું યથાર્થ ચિત્ર નીચે આપવામાં આવે છે.

સાંજના છએક વાગ્યાનો સમય થયો હશે, લગ્નપ્રસંગ પહેલાં એકાદ પખવાડીયાથી શા- પ્રસાદ ઓફિસમાં કાર્યવશાત્ 'કેશિયર' તરીકે કામ કરતો હતો અને તેથી તે હમેશાં ઓ- ામાંથી મોડો છુટતો હતો. એટલુંજ નહિ પણ થાકથી એટલો બધો કંટાળી જતો હતો કે ા થોડા દિવસોથી તો બિલ્કુલ ફરવાહરવા પણ જતો નહોતો. આજે તે ઓફિસેથી હમણાંજ ્યો હતો. જ્યોત્સ્નાએ પરિશ્રમીત થયેલા સ્વામિને ઠંડું જળ લાવી આપ્યું, અને તેની ુખ પાનસોપારીનો ડબ્બો લઇ પાન કરી આપવી બેઠી હતી કારણકે હજુ જમવાના સમયને જ વિલંબ હતો. આ પ્રમાણે ગરીબ પણ નીતિમય દંપતિ વાર્તાલાપ કરતાં બેઠા હતા એટ- ાં કોઇએ "શાન્તિપ્રસાદ પિતામ્બરદાસ ક્યાં છે ?" કહીને બૂમ મારી. બૂમ મારવાની ્ત્ર ઢબથી અને બૂમ મારનારના ઉચ્ચ સ્વરથી બ્હેબાકળો બની ગયેલો શાન્તિપ્રસાદ બહાર ળતાંજ બોલ્યો કે —

"કેમ મારૂં નામ શાન્તિપ્રસાદ, શું કામ છે ?"

"બહાર આવો; તમોને રૂ. ૫૦૦૦) ઉચાપત કરી વિશ્વાસઘાતના આરોપ માટે પકડવાનું ો પાસે વોરન્ટ છે." બહાર ઉભેલા બે ત્રણ પુરૂષોમાંના એક, કે જેના હાથમાં કાંઇક કાગળો ુલતા હતા તેણે ઉપર પ્રમાણે કહ્યું.

"ફરિયાદી કોણ છે ?......બેઇલેબલ ( જામીનપર છુટાય તેવું )... ..છે કે .....કેમ ?' ન્તિપ્રસાદે થડકાતે સ્વરે પૂછ્યું.'

"શંભુનાથ ચંદુલાલની કું. ના તમોએ રૂ. ૫૦૦૦) ઉચાપત કર્યાનો તેમનો તરફનો ોપ છે, અને રૂપીઆ પાંચ હજારના એકજ જામીનપર છોડવાનો મને અધિકાર છે, જુઓ રહ્યો ઓર્ડર અને વોરન્ટ."

"મારી તરફથી જામીન થાય તેવા પુરૂષને બોલાવાની તક મને મળવી જોઇએ."

"નહિ તમારો જે કોઇ જામીન હોય તેને હાલ તુરત અહિંઆજ હાજર કરો નહિ તો ારી સાથે આવવા તૈયાર થાઓ."

ઉક્ત શબ્દો કર્ણપટપર અથડાતાંની સાથેજ શાન્તિપ્રસાદ સફેદ રૂધ જેવો થઇ ગયો. કા- કે આટલામાં કોઇ એવી સ્થિતિનું નહોતું કે જેથી આવી મોટી રકમના જામીન થઇ શકે.

આ વાર્તા દરમ્યાન એક બાજુપર ઉભી રહી સાંભળતી અને રડતી જ્યોત્સ્ના હવે બ્હાર

"હા ! તેમ થઇ શકે પણ તે એકજ શરતે."

"અને તે શું છે ?"

"તારો સ્નેહ."

"શું અદ્યાપિ પણ તમને અમારી લાગણી, તમારા તરફની એક નિર્મળી શંકા છે ? એક બાળક પોતાના માબાપ તરફ જે લાગણીથી જુએ છે, તેથી પણ વિશેષ રીતે અહર્નિશ તમારા હિતની, તમારા શુભની ભાવના-ભાવવામાં જ અમો દંપતિ અમારૂં કલ્યાણ માનીએ છીએ. તમે અમારા અન્નદાતા છો, આ શરિરના પોષક છો."

"જરૂર, જરૂર, તેથીજ મને એ શરિરપરની સત્તા, એ શરિરપરનું સ્વામિત્વ સોંપી દે."

"જે વસ્તુપર મારી સત્તા નથી, જે શરિરપર આ દુનિયામા કોઈ પણ સત્તા રાખી શકતું નથી, તે હું કોઇને કેમ આપી શકું ? હા, મારા આત્માપર મારી સત્તા છે, તે પોતાની યથેચ્છ ફરજ બજાવવાને તૈયાર છે અને બજાવે છે."

"તારૂં આ ડાપણ નકામું છે, શાન્તિપ્રસાદની મુક્તિની લેશ૦ પણ ઇચ્છા હોય તો તેને માટે એકજ માર્ગ છે, અને તે એ છે કે તારે તારા આ અનુપમ સૌન્દર્યમાં લુબ્ધ થયેલાને તારા મનોહર શરિરનો યથાર્થ ઉપભોગ લેવા દેવો."

"છેક બેશરમ ન બનો, એક પુત્રી સમાન આવા શબ્દો ઉચ્ચારતા શર્મ નથી આવતી ? ધિક્કાર છે તમારા જેવા શ્રીમંતોને કે જે ઉપકારની લાગણીથી પોતાનો હાથ સ્હેજ પણ નથી લંબાવતા. સ્વપ્ને પણ આશા રાખો છો કે શાન્તિપ્રસાદ તો શું પણ સાથે મારે પણ જેલયાત્રા કરવાના પ્રસંગ આવે અરે તેથી પણ વિશેષ આ દેહનો વિલય થઇ જાય તો પણ આ દેહ કે જેનું પોષણ, અસ્તિત્વ માત્ર સત્ કાર્યોને માટેજ હોય છે, તે શરિર તારી નીચ ઇચ્છાઓને આધિન થશે ? મૂર્ખ જા હવે તારાથી બને તેટલો તેનાપર જુલ્મ ગુજારજે, મે બરાબર જાણ્યું કે શ્રીમંત-પુત્રો જેટલા બારથી ભલા, લાયક જણાય છે, તેટલાજ અંદરથી નિષ્ઠુર, અને નિર્લજ હોય છે." આમ કહી જ્યોત્સ્નાને બારણા તરફ વિદ્યુત્ વેગે જતી જોઇ શંભુલાલ એકદમ છલંગ મારી ઉઠયો અને હજુ જ્યોત્સ્ના બારણા બહાર પણ પહોચી નહોતી એટલામાં તો તેને જમણા હાથના કાંડાથી ઝાલી અંદર લઇ આવ્યો. અને બારણા પાસેના એક સ્થંભ પરની કળ દબાવી, પાછો પોતાને સ્થાને આવી બેઠો. જ્યોત્સ્નાએ બારણા તરફ પાછુ વાળીને જોયું અને તે મજબુત રીતે બંધ થઇ ગયેલ હોય તેમ દેખાતું હતુ.

"આ પ્રમાણે અયોગ્ય બળ વાપરવાનું કારણ ?"

"મારી ઇચ્છા પૂર્ણ કર્યા સિવાય અહીંઆંથી નહિ જઇ શકાય."

"ભૂલ્યો, શંભુલાલ, સર્વથા ભૂલ્યો દેખાય છે. નક્કી માનજે કે છાશ વલોવવાથી માખણ નહિ નીકળે."

"હમણાંજ તને સિદ્ધ કરી આપુ છું કે શંભુલાલ કદાપિપણ ભુલતો નથી" આ પ્રમાણે કહી શંભુલાલ જ્યોત્સ્ના જે બાજૂ પર ઉભી હતી તે તરફ જવા લાગ્યો અને તુરતજ જ્યોત્સ્ના-ના હાથોને ઝાલી પોતાના તરફ ખેંચવા લાગ્યો તેના, આ કૃત્ય તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતી જ્યોત્સ્નામાં કોઇ અપૂર્વ બળ આવ્યું હોય તેમ જે હાથોને પકડ્યા હતા તેને પોતાના તરફ ખેંચી એવા તો બળથી ધકેલ્યા કે શંભુનાથ બિચારો સામે પડેલા રાઉન્ડ ટેબલ પર જઇ પડયો જ્યો-

ના આ કાર્યથી ઉશ્કેરાયેલો શંભુલાલ ગાંડાની માફક જ્યોત્સ્નાના શરીર પર ધસવા ગયો; આ પ્રમાણેના દેખાવથી જ્યોત્સ્ના પણ અકળાઇ ગઇ, વ્હેબાકળી બની ચારે તરફ નાસવા-રસ્તો જોવા લાગી. એટલામાં શંભુલાલે આવી તેનો હાથ ઝાલી એવા બળથી પોતાની ખેંચ્યો કે તે બિચારી તેના શરીર પર જઇ એવાતો જોરથી અથડાઈ કે જેને લીધે ભુલાલ પણ જ્યોત્સ્નાના ધક્કાથી બીજી બાજૂએ પડી ગયો. શંભુલાલ ફરી પોતાના ઉપર રો કરે તે પહેલાં એકદમ કંઇક રસ્તો કરવાની જરૂર લાગવાથી જ્યોત્સ્ના ચારે તરફ ફરવા ી અને કાંઇપણ માર્ગ ન જડવાથી દરિયાપરની બારીમાં જઈ તરતજ સમુદ્રની સપાટી ઝંપલાવ્યું; અને ઉદધિની પ્રબળ છોળોમાં અદ્રશ્ય થઇ ગઇ. એકાદ મિનિટ પછી શંભુલાલે ને જ્યારે જોયું, ત્યારે સમુદ્રની સપાટીને ભેદી કોઇ એક વસ્તુ વિદ્યુત વેગે જતી દ્રષ્ટિગોચર ા લાગી.

જ્યોત્સ્નાના સમુદ્રપતન સાથે શંભુલાલના ચૈતન્યનું પણ પતન થઇ ગયું હોય તેમ જણા-તું. ઉપર જણાવેલા બનાવને લગભગ અડધો કલાક થઇ જવા આવ્યો હતો છતાં શંભુલાલ ાન જેવી સ્થિતીમાં એક કોચ પર સુતો હતો. તેને થયેલા એકાદ બે જખમોની પીડાનું પણ સર્વથા વિસ્મરણ થયું હોય તેમ જણાતું હતું. જ્યોત્સ્નાના અચાનક આત્મઘાતે તેને વિ-ામાં ગરકાવ કરી દીધો હતો. આકુળવ્યાકુળ બનેલું તેનું મન કોઇપણ ચોક્કસ નિર્ણય પર વી શકતું નહતું. ઘડીમાં ખુનના આરોપની બીકમાં અર્ધમૃત્ સમાન તેની અવસ્થા થઇ જતી ા તો કોઇ વખત મારી સામે શા પુરાવા છે એ વિચારે આનંદમાં લિન થઇ જતો હતો. આ ણે દુઃખદ્ અવસ્થામાં આશરે બે અઢી કલાક નિકળી ગયા હશે. છેવટ તેના વિચારો કંઇક રેતા પકડતા હોય તેમ જણાવા લાગ્યું. ઓરડામાંથી બ્હારના છજામાં આવી તેને માણસને જળ અને કંઇક નાસ્તો લાવવાને ફરમાવ્યું. દશેક મિનિટ પણ નહિ થઇ હોય એટલામાં ગુસ સર્વે વસ્તુઓ લાવ્યો એટલે પ્રથમ તો તેને જળવડે પોતાના હાથ મ્હોં સાફ કર્યાં અને ી માણસે લાવેલા ચ્હા અને કેકસને ન્યાય આપવા માંડયો, અને સાથે સાથે માણસને ટેલિફોન ા મોટર મંગાવવાનો હુકમ કર્યો. ન્યૂ નેરિનલાઇન્સપરના મકાનેથી મોટરને આવતા વિશેક મિ-ા જેટલો સમય થયો અને તેથી લગભગ અગ્યાર વાગ્યાના શુમારે શ્રી પાંચ શંભુલાલભાઇ ટરમાં સ્વાર થઇ પોતાના રહેઠાણ તરફ જવા તૈયાર થયા પણ અદ્યાપિ તેઓએ શોફરને ગાડી લવાનો હુકમ પણ નહોતો આપ્યો એટલામાં તો સામેથી આવતી ભાડાની વિક્ટોરીયામાંથી ાક પરિચય પુરૂષે શોફરને ઉદ્દેશીને ગાડી થોભાવવા ફરમાવ્યું અને તેના આ કૃત્યથી શંભુલાલ ડાઇ ગયો હોય તેમ તે પુરૂષને અનુલક્ષીને કહ્યું કે :—"મોદી, તારી આ ટેવ ઘણીજ ખરાબ છે, ો નથી કે હું કેટલો કંટાળેલો છું અને તેથી બંગલાપર જવાને કેટલો ઇંતેજાર હોઇશ. મૂર્ખાની ક છેક અડધી રાત્રે શું કામ હતું તે દોડયા દોડયા અહીંઆ સુધી આવવાની જરૂર પડી."

"મારે શું ? હું તો તમારા સારા માટે આવ્યો, બહુ એટલું બધું વઢી જતું હોય તો પધારો ારે કાંઈ એટલી ગરજ નથી કે ઘરના પૈસા ખર્ચી છેક અહીંઆ સુધી આવું." મોદીના આ ોએ શંભુલાલ પર ધારેલી અસર કરી, કારણકે મોદી આ પ્રમાણે છુટથી કોઇ દિવસ બોલ્યો ા તેમ તેને યાદ નહતું; અને તેથી તે મોટરમાંથી ઉતરી સામે આવી ઉભેલા મોદીનો હાથ

ઝેલી જે ઓરડામાં જ્યોત્સ્નાવાળી ઘટનાનો પ્રસંગ બન્યો હતો ત્યાં તેઓ બન્ને આવી પહોંચ્યા, અને ખુરસી ઉપર બેસતાં બેસતાં શંભુલાલે મોદીને ઉદ્દેશીને જે કાંઇ સમાચાર લાવ્યો હોય તે કહી દેવાનું ફરમાવ્યું.

" પહેલી વાત તો એ છે કે તમે શાન્તિપ્રસાદપર મોટી રકમ ઉચાપત કરવાના ગુન્હા માટે પકડવાનું વૉરન્ટ કઢાવ્યું છે તે સાચી વાત છે કે કેમ ?"

" હા, કઢાવ્યું છે તેનું તારે શું કામ છે ?"

" મારે એ કામ છે કે, તમારે તેને તે ગુન્હા માટે છોડી મુકવો પડશે; તમારે તમારા આક્ષેપો પાછા ખેંચી લેવા પડશે; એ પહેલું કામ છે. અને બીજું જ્યોત્સ્ના અહીંઆ આવી છે તે ક્યાં છે, તેને મારે સ્વાધિન કરી દ્યો એ બીજું કામ."

" એટલે ! શું તું એમ ધારે છે કે તું કહીશ તે પ્રમાણે હું કરવાનો છું ?"

" કરવાના છો એટલુંજ નહિ પણ કરશોજ."

" જો તારે આજ કહેવાનું હોય તો મને ત્હારી સાથે મારો અમુલ્ય સમય ગુમાવવાનો વખત નથી, અને હું તને આજ્ઞા કરૂં છું કે આવા ટાયલાં કરવા ફરીથી મારી પાસે કદાપિ પણ આવવું નહિ."

" અકળાઓ નહિ શેઠ, મારૂં કહેલું માનો નહિ તો પસ્તાશો."

" મૂર્ખ ! તારો આ બકવાદ નકામો છે" શંભુલાલે ઉશ્કેરાયેલા અવાજે કહ્યું અને પછી તરતજ બારણા તરફ જવા માંડ્યું. બહાર નિકળતા શંભુલાલને રોકીને મોદી બોલ્યો કેઃ—

" જ્યારે તમે સીધી રીતે મારૂં કહેલું નથી માનતા ત્યારે મારે નિરૂપાય થઈ કહેવું પડે છે કે આવતી કાલે સવારે તમારા પર ખોટો આરોપ મુકી નિર્દોષ માણસને હેરાન કરવાના અને જ્યોત્સ્ના નામની સ્ત્રી પર બળાત્કાર ગુજારી ખોટી રીતે છુપાવી રાખવાના ગુન્હા માટે પકડાવવાનું વૉરન્ટ કઢાવવું પડશે."

" શું તું એમ ધારે છે કે તારી ખોટી ધમકીઓથી હું ડરી જઇશ ? જ્યોત્સ્ના નામની કોઇપણ સ્ત્રી છે કે નહિ તે પણ હું જાણતો નથી; અને શાન્તિપ્રસાદ પરનો આરોપ ખોટો છે એમ કહેવું તેના કરતાં સાબિત કરવું ઘણુંજ મુશ્કેલ છે."

"શાન્તિપ્રસાદ પરનો ખોટો આરોપ તો હું આ ક્ષણેજ સાબિત કરૂં છું, અને તે થયા પછી જ્યોત્સ્નાને અહીં લાવીને તેનો કેવો ખરાબ અંત લાવવામાં આવ્યો છે તે સિદ્ધ કરતાં કેટલો સમય લાગશે તે વિચારવાનું કામ હું તમનેજ સોંપું છું." એમ કહી મોદીએ પોતાના કોટના ગજવામાંથી નોટપેપરની સાઇઝનો એક પત્ર કહાડી શંભુલાલની સન્મુખ ધર્યો મોદીના આ છેવટના કાર્યે શંભુલાલના માથામાં હથોડાનો પ્રહાર કરવામાં આવ્યો હોય તેથી પણ વિશેષ દુઃખ ઉત્પન્ન કર્યું, અને તેથી તે મોદીના હાથમનો કાગળ જોયો ન જોયો એટલામાં તો બેભાન થઈ જમીનપર પડયો. મોદીએ હાથમાંના રૂમાલવડે શંભુલાલને વાયુ નાખવાનું શરૂ કર્યું, અને તેથી થોડીકવારમાં તે કાંઇક શુદ્ધિમાં આવવા લાગ્યો, એટલે મોદીએ પાસેના ટેબલપરથી થોડું જળ લઇ તેને આપ્યું. જળપાન પછી તે કાંઇક વિશેષ શુદ્ધિમાં આવ્યો હોય તેમ સ્પષ્ટ દેખાતું હતું. શંભુલાલ છેવટ કોઇ નિર્ણયપર આવ્યો હોય તેમ મોદીને પોતાની સાથે ન્યુમેરિન લાઇ-

નસપરના બંગલે ચાલવા કહ્યું અને તેથી તેઓ બન્ને એકાદ વાગ્યાના સુમારે ત્યાં આવી પહોંચ્યા. આખરે શંભુલાલે જ્યોત્સ્નાના આત્મઘાતની વાત કહી અને આ વાત માટે પોતાને કાંઈ પણ હાનિ ન થાય તેવો રસ્તો કરવા માટે પણ મોદીને આજીજી કરી એટલુંજ નહિ પણ મોદીની ઇચ્છાનુસાર આવતી કાલે સવારેજ શાન્તિપ્રસાદ પરના આક્ષેપો પાછા ખેંચી લઇ તેને નાહક હેરાન કરવા બદલ પાંચ હજાર રૂપિયા બક્ષિસ આપવાનું કબુલ કર્યું. મોદીએ તેના આ કૃત્ય માટે રૂ. ૫૦૦૦૦) નો એક ચેક લખાવી લીધો અને તે કોઇ અન્ય કારણ માટે આપ્યો છે એમ ન કહી શકે માટે રૂ. ૫૦૦૦૦, ની બ્લેન્ક I. O. U. ની ચિઠ્ઠી પણ લખાવી લીધી. આ પ્રમાણે પોતાના ધારવા પ્રમાણે સર્વે કામ પાર પડતું જોઇ મનમાં આનંદ પામતો પામતો મોદી પોતાના ઘર તરફ જવા નિકળ્યો પણ તેનો તે સર્વ આનંદ તો નિર્દોષ બિચારી જ્યોત્સ્નાનું અચાનક આત્મઘાતનું સ્મરણ થતાં વિલય થઇ જતો હતો.

શિયળ રક્ષણાર્થે જ્યોત્સ્નાના દેહપતનના, પરોપકાર અર્થે મોદીના અતિશય વિટમ્બના લોગવવાના, અને ક્ષણિક શારિરીક ઉપભોગાર્થે ગમે તેવા કુકૃત્યોને કરતાં નહિ ડરનો શંભુલાલના એવા માનુષી સ્વભાવના વિવિધ અને પરિવર્તનશિલ દશ્યોનું અવલોકન કરવામાં આપણે એટલા બધા તલ્લિન બની ગયા કે, પ્રિય વાંચક, પોલીસચોકી પર લઈ જવામાં આવેલા શાન્તિપ્રસાદની ત્યાં શું દશા થઇ તે તરફ તો આપણું સહજ પણ લક્ષ રહ્યું નહિ. ચાલો, હવે આપણે આપણી દ્રષ્ટિને એ તરફ દોડાવીએ.

બેઠાઘાટના અને જ્યાં પ્રકાશનું નિશાનમાત્ર પણ નહોતું તેવા એક મકાનમાં જેને વચ્ચેથી લાકડાનો પડદો ભરી લઇ બે ભાગવાળું બનાવવામાં આવ્યું હતું, ત્યાં શાન્તિપ્રસાદને લાવવામાં આવ્યો. મકાનની બાજૂપરના ઓટલાપર એક નિરાંતે બેસી શકાય તેવા આરામાસનપર એક કદાવર, મજબુત, અને લાલ મ્હોંવાળો ઇન્સપેક્ટર જેવો દેખાતો પુરૂષ પોતાના ડાબા કાનમાં હોલ્ડર ( કલમ ) ઘાલી બેઠો હતો. યુનિફોર્મમાં ( ટાળીડગલી ) સજ્જ થયેલો એક સિપાય ઉન્નત અને અનેક પ્રકારના ડાઘાથી બેરંગી બનેલા ટેબલ પાસે ઉભો ઉભો તેનાપર પડેલા ચોપડાના પાના ઉથલાવતો હતો; અને સફેત સુટ પહેરી એક ઓફિસર જેવો દેખાતો યુવક હાથમાંની નેતરની લાકડીવડે પાટલુનપરની ધુળ ઉડાડતો આમથી તેમ આંટા મારતો હતો.

" Well, whatis that ! " શાન્તિપ્રસાદને લઇ આવતા પેલા ઓફિસર જેવા દેખાતા પુરૂષને ઇન્સપેક્ટરે પુછ્યું.

" Warrart, for cheating. "

"Alright Tukaram put it down" ચોપડાના પાના ઉથલાવતા સિપાયને કહ્યું.

આ પ્રમાણેનું હમેશની રૂઢી મુજબનું કામ પતાવી ઇન્સપેક્ટર શાન્તિપ્રસાદને ઉદ્દેશીને તેના આ દુઃખના સમાચાર તેના કોઇ સમ્બંધીને કહેવરાવવા હોય તો જણાવવા કહ્યું; એટલુંજ નહિ પણ તેની સારી રીતભાતથી તેને અંદરના ઓરડાઓમાં ગોંધી નહિ રાખતા અહીંઆ ઓટલાપરજ સુઇ રહેવા દેવામાં આવશે એમ પણ જણાવ્યું. તેની આ લાગણી ભરેલી રીતથી શાન્તિપ્રસાદે તેનો આભાર માન્યો. *તેના તરફની આવી સારી રિતભાતથી મનમાં આનંદ

* હવે પછી તે કેટલીક હકીકત ગરબડ અને હિન્દી ભાષામાં બની હતી જેનો અત્રે ગુજરાતીમાંજ-ઉતારો આપવાનું યોગ્ય ધાર્યું છે.

પાચતો શાન્તિપ્રસાદ હાલ તુરત તો તેના પરના આરોપની વાત સર્વથા ભૂલી ગયો હોય તેમ પાસે પડેલી ખુરસીપર બેઠો બેઠો લાકડી લઇ આમથી તેમ આંટા મારતા ઓફિસર જોડે વાતો કરવા મંડ્યો. તેને જણાયું કે લૂંટ, ચોરી, દગો ફટકો, બદમાશી અને એવા અનેક કુકૃત્યો સિવાયની અન્ય વાર્તામાં આ લોકો કંઇ પણ રસ લઇ શકતાજ નથી. તેમના મનમાં એક પણ વાક્ય એવું ઉદ્‌ભવી નહિ શકતું હોય કે જેમાં જજ, કેદી, કેદખાનાઓ કે આવની ક્રિમીનલપ્રોસેસને લગતા શબ્દોનો ઉપયોગ ન થતો હોય. તેઓના આ વાર્તાલાપમાં કોઇ ભિખારી અને રખડતા પુરૂષને લઇ આવતા સિપાઇએ આવી ખલલ કરી; અને તેને ઉદ્દેશીને ઇન્સપેક્ટરે પુછ્યું કેઃ—

" શું ગુન્હો છે "

" રખડતો ભિખારીકાતરૂ, સાહેબ ! "

" Allright Tukaram put it down " ' Ah how do you know ' સિપાઇને ઉદ્દેશીને પુછ્યું.

" કયારનોએ માણસોના ટોળામાં આમ તેમ રખડતો જોવામાં આવેલો હોવાથી તેમજ તેને કોઈ ઠેકાણે જવાનું હોય તેમ પણ જણાતું નથી. " સિપાઇએ કહ્યું.

" બહુજ ભુખ લાગી છે સાહેબ ! સવારથી અનાજના દર્શન કર્યા નથી. " ગરીબ કેદી બોલ્યો.

" જુઠું ન બોલ, ગધા ! " કેડમાં મજેનો હુંસો મારતા ઇન્સપેક્ટરે કહ્યું.

" તમે શું ધારો છો, એને શું કરવામાં આવશે ? " શાન્તિપ્રસાદે ઇન્તેજારીથી પુછ્યું.

" થાણાની જેલમાં, પુરા ત્રણ મહિના " ઇન્સપેક્ટરે કહ્યું.

" શા ગુન્હા માટે પણ ? "

" વાહ ! રખડવાના અને ખિસા કાતરવાના. "

" ઠીક ! એ રખડેલ હશે પણ એ ખિસ્સાકાતરૂ પણ છે એમ શા પરથી કહી શકાય ? "

" કેમ ! એને માણસોના ટોળામાં રખડતો જોવામાં નથી આવ્યો ? "

" અને તેથી શું માણસ ખિસ્સાકાતરૂ હશે એમ કહી શકાય ? "

" જરૂર, કાયદાની નજરમાં તે ગુન્હેગાર જ છે. "

શાન્તિપ્રસાદ કાયદાની અને તેની નજરમાં " ખિસ્સાકાતરૂ " અને " રખડેલ " ઠેરાવવાની નવી પદ્ધતિ માટે કાંઇક વિચાર કરતો હતો એટલામાં કોઇ સારા દેખાવ ॥ ઉમર લાયક પુરૂષને લઇ બીજો સિપાઇ આવ્યો તેને જોઇ ઇન્સપેક્ટરે પુછ્યું કેઃ—

" કેમ શું ગુન્હો છે ? "

" સાહેબ, તેના શાકભાજી અને ફળાદિનું ગાડું લઇ મારા શરિર પર ધસી આવ્યો અને આડે રસ્તે ન કહેવા છતાં તેનું ગાડું હાંકી જાય છે સાહેબ ! "

" અહો ! સરકાર સાહેબ ! માફ કરો, હું સન્ચાઇથી પૈસા કમાઉં છું અને ચોરી કરી આ શાકભાજી વેચી મારૂં ગુજરાન ચલાવું છું. મારી બૈરી સાહેબ, ઘેર વાટ જોતી હશે. અરે ! હું નહિ જાઉં તો મારા છોકરાઓ ઘેર રોકકળ કરશે. મને જવા દો સાહેબ, હવે હું કદાપિ એવું નહિ કરૂં સાહેબ ! " આંખોમાંથી આંસુના બિંદુ લુછતાં તે પુરૂષ બોલ્યો.

આ વૃદ્ધના બોલવામાં કાંઇક ખરેખર દયાજનક હતું અને તેથી શાન્તિપ્રસાદે તેને માટે ...વાનો વિચાર કર્યો પણ તેને પોતાનેજ અહિંઆ બેસવા દેવામાં ઉપકાર કરવામાં આવ્યો છે ...ાત યાદ આવવાથી તે બિચારો ચૂપ થઇ ગયો.

"Come Tukaram have you got that down!" ઇન્સપેકટરે કહ્યું.

"હા, સાહેબ!"

"ઠીક! એને અંદર ઓરડામાં પુરો." "એને માટે માજીસ્ટ્રેટ નક્કી કરશે."

"હું અદ્યાપિ તેના પરનો ગુન્હો બરાબર સમજી શક્યો નથી" શાન્તિપ્રસાદે કહ્યું.

"રસ્તા પર નાહકનું રોકાણ કરી ખોટી ગડબડ કરવી એ જેવો તેવો ગુન્હો નથી."

"પણ એ ખરી મહેનતથી પૈસા કમાય છે અને રસ્તો બધાને માટે ખુલ્લો છે."

"Oh no such thing. આવા ગદ્ધાઓજ પોતાના ગાડાઓના ખળભળાટથી મોટા ...ર' ઘોડાઓને ચમકાવી મૂકે છે, અને તેથી કિંમતી ગાડી ઘોડાને નાહકનું નુકશાન થાય છે. ...ખ્ખર તેને એક મહિનાની ટીપ મળવાની જરૂર છે." ઇન્સ્પેક્ટરે કહ્યું.

બીજે દીવસે સવારના આઠ વાગ્યામાંજ મોદીએ આવી તેના પરના બેંચી લેવાના ...પૈની વાત કરી, પણ જ્યોત્સ્નાની બાબત પુછવામાં આવતાં તેને કાંઇ જવાબ આપ્યો ... દશેક વાગ્યાના શુમારે જ્યારે પાંચ સાત સિપાયઓ હાથમાં 'પોલીસ-ચીટ' લઇ જુદા ... ગુન્હેગારોને લઇ માજીસ્ટ્રેટની કોર્ટમાં લઇ જવામાં આવ્યા ત્યારે શાન્તિપ્રસાદ પણ કોર્ટમાં ...ને તૈયાર હતો. પોલીસ-કોર્ટમાં તેઓ બધા પહોંચ્યા કે તરત માજીસ્ટ્રેટની આજ્ઞાથી ...ન્તિપ્રસાદને છુટો કરવામાં આવ્યો. —ચાલુ.

## પતિ રૂદન.

[ મંદાક્રાંતા ]

સંતાઇ શું દુઃખ દઇ રહ્યા છો પ્રાણવલ્લભ પ્યારા,
શાને દૃષ્ટિ અહીં ન કરતા વિનવે દુઃખી દારા;
શું હૈયું છે તમતણું બહુ ક્રુર પાષાણ સમાન!
હા હા! જોશો અહિં તરફ આ બાળ સામું લગાર. ૧
આહા! હૈયું મુજતણું ખરે ફાટી જાતું હવે તો,
રૈ'વાતું ના મુજથકી હવે એક કે બે ઘડી ઓ!
ના બોલાયે મુજથકી હવે દુઃખ કોને કહેવું,
શાને કે'તા જરી ન મુજને આમ કયાં સુધી રે'વું. ૨
સંતાયા છો શું તમ ગગને સૂર્ય કે વાદમાંહીં,
સામું જુઓ જરીક અહિંઆં રંક આ બાળુડાની;
આહા! નિંદ્રા ગહનમહીં આ રંક નિર્દોષ બાળ,
આહા! સૂજે જરી ન મજને શા થશે તેજ હાલ. ૩

# અમૃદા કે પતિભક્તિ.

(લે. રા. શુકલ નર્મદાશંકર દલપતસિંહ ખાખરેચા)

( ૧ )

નવાપુરના રાજનગર મહિના ગત્તામ દિનમાં વિજળીના દિવાઓનો પ્રકાશ દૂરથી જોનાર પ્રેક્ષકવર્ગને અત્યંત દેદિપ્યમાન દૃષ્ટિગોચર થતો હતો, જયારે રાજનગરના વિશ્રાન્તિભુવનની એક ઉઘાડી બારી પાસે કોઇ એક વ્યક્તિ આમતેમ આંટા મારતી જણાતી હતી, એટલુંજ નહિ પરન્તુ તે જાણે અત્યંત વિચારોમાં મગ્ન હોય નહિ તેમ કેટલીક વાર ઉભી રહી ગંભીર મૂર્તિ જેવી પ્રદર્શિત થતી હતી. વાંચકવૃન્દો! બારી પાસે શુન્યવત્ ઉભેલી વ્યક્તિ અત્યારે અમિતસિંહ વિના બીજી કોણ હોય? હુશ્યના અમિતસિંહને તેના અધુરા કાર્યની સમજ થઇ રહી હતી, કારણ કે માધવપ્રસાદ જેવા વીરત્વમાં ઇતર ધરાવનાર નરને વિના અપરાધે એક ગુનેગાર બનાવી કેદી તરીકે રાજ્ય-કેદમાં રાખવો તે અત્યંત કઠણ કાર્ય હતું તેમ તે સારી પેઠે જાણતો હતો એટલુંજ નહિ પરન્તુ તેનું શું પરિણામ આવશે તે સમ્બંધી ચિંતવન કરતો હતો. એટલામાં વિશ્રાન્તિ-ભુવનના પગથીઆ ઉપર કોઇ એક વ્યક્તિને આવવાનો પગરવ સંભળાયો જેથી અમિતસિંહ સહેજ તપાસ કરવા આગળ વધ્યો એટલામાં તેના સમીપ એક વ્યક્તિને આવતાં જોઇ અચાનક અવાજથી બોલી ઉઠ્યો "કેમ! અબદુલ? શું થયું! માધવપ્રસાદ ક્યાં છે!" "મહારાજઅધિરાજ! મ્હારા કહ્યા મુજબ માધવપ્રસાદને લઇ આવ્યો છું અને તેને પોલિસ સ્ટેશનમાં રાખી આપ નામદારની આજ્ઞા લેવા અત્રે આવ્યો છું!" અબદુલખાંએ આગમેગ અત્યંત નમન કરી પ્રત્યુત્તર આપ્યો. "ધન્ય છે! અબદુલખાં! ત્હારા જેવા નિમકહલાલ અને શુરવીર નરને, કે ત્હારી વફાદારી અને સજ્જનતાને અત્યંત માન ઘટે છે, એટલુંજ નહિ પરન્તુ ત્હારા હૃદય-ચિન્હો મારા હૃદયમાં અત્યારે અનહદ વિકાસ પામી રહ્યાં છે! અત્યારે ત્હારી બહાદુરીના બદલામાં આ મ્હારી રત્નજડીત હીરાની વીંટી તને ભેટ તરીકે આપું છું" અમિતસિંહે પોતાની આંગળી ઉપરથી વીંટી કાઢતાં કહ્યું. "કાંઇ નહિ! મહારાજઅધિરાજ! આપની મ્હારા પ્રત્યેની ચાહના છે તેજ સર્વને હું ઉત્તમોત્તમ ભેટ તરીકે માનું છું. આપ નામદારના હુકમનો યોગ્ય રીતે અમલ કરવો તેમાંજ મ્હારા હૃદય-ચિન્હો અધિષ્ઠિત થાય છે તે હું સારી પેઠે જાણું છું, અને તેજ પ્રમાણે મ્હેં આપનો અમલ બજાવ્યો છે તેમાં કાંઇ હું પ્રશંસાને પાત્ર નથી." અબદુલખાંએ નિસ્વાર્થવૃત્તિના રંગમાં જવાબ આપ્યો.

"ત્હારી નિસ્વાર્થ બુદ્ધિ અને અનહદ પ્રમાણિકતા જોઇ હું અત્યંત ખુશી થાઉં છું, પરંતુ અબદુલ! વીંટીનો સ્વીકાર કર." "જી! મહારાજ!" કહી રત્નજડીત વીંટી અબદુલખાંએ ખુશી થતાં પોતાની આંગળી ઉપર ચડાવી દીધી.



"અમહુલ્લા! હું માધવપ્રસાદનું મ્હોડું બીલકુલ જોવા ઇચ્છતો નથી, જેથી અત્યારે તેને રાજમંદિર પાસેના કારાગૃહમાં ચોકી પ્હેરા વચ્ચે મુકી દે!" અમિતસિંહે મુછો મરડતાં ખોખરા અવાજે કહ્યું.

આનંદ પ્રેસ–ભાવનગર. ચિત્રકાર–ના. ત્રિભુવનદાસ પટેલ

"અબ્દુલ ! હું માધવપ્રસાદનું મ્હોડું બીલકુલ જોવા ઇચ્છતો નથી જેથી અત્યારેજ તેને રાજ્ય–મંદિર પાસેના કારાગૃહમાં ચોકીપ્હેરા વચ્ચે મુકી દે !" અમિતસિંહે મુછો મરડતાં ખોખરા અવાજે કહ્યું. "જી ! મ્હારાજ બહુ સારૂં." અબ્દુલખાંએ નમન કરી જવાબ આપ્યો. તુર્તજ અબ્દુલખાં વિશ્રાન્તિ–ભુવનનાં પગથીઆ ઉતરવા લાગ્યો, જ્યારે અમિતસિંહ દીર્ઘ વિચારો સાથે એક ગોફા ઉપર આડો પડ્યો. માધવપ્રસાદ નિરૂપાયે ચોકીપ્હેરા વચ્ચે કારાગૃહમાં દાખલ થતાં બરાડી ઉઠ્યો–અહા ! માધવ ! કમનસિબ માધવ ! જે રાજ્યમાં ત્હેં અનેક પ્રત્યે ન્યાય દર્શાવી સર્વની પ્રીતિ મેળવી, લોકોપયોગી કામ કરી અત્યંત ખ્યાતિ સંપાદન કરી, રાજ્યને સર્વ વિટંબનાઓથી મુક્ત કરી આબાદ કર્યું, તે સર્વના બદલામાં તારે માટેજ કારાગૃહ એક નિવાસસ્થાન તરીકે નિર્મિત થયું ?

અહા ! પરમાત્મા ! શો અન્યાય ! ખરેખર આ માધવ જેવા નિખાલસ દિલની જરાપણ દયા ના આવી ! જોકે ક્રુર અને કઠોર હૃદયના અમિતસિંહની આંખે તેના રાજ્યની નષ્ટતાના પાટાઓ લાગી રહ્યા છે, તેથી સર્વ રિદ્ધી–સિદ્ધીની પાયમાલીના ભણકારા થઇ રહ્યા છે, જેથી કુસંગ–દોષથી ભરમાઇ ગએલા અમિતસિંહને, આ માધવના સત્ય સ્વરૂપનું સ્મર્ણ ક્યાંથી થાય ! અરે ! અભિમાનમાં અન્ધ થઇ રહેલા વિશ્વાસઘાતી ! ત્હારી કૃતઘ્નતાનો સજ્જડ બદલો પરમાત્મા સંપૂર્ણ રીતે આપશે ! સર્પને દુધ પાઇ ઉછેરી મ્હોટો કરે તેમ અહો ! ક્રુર કામી ! આ માધવે ત્હારી સર્વ રિદ્ધીસિદ્ધી જાળવી તને સુરત કરી, દેશપરદેશમાં ત્હારી ખ્યાતિ વધારી, ત્હારા રાજ્યનું ગૌરવ ઉત્તમ પંક્તિએ વધારી આપ્યું અને ત્હારા પ્રત્યેનો પ્રેમ પ્રજાના હૃદયમાં પૂર્ણ રીતે પ્રગટાવી આપ્યો, શું ? તેનાજ બદલામાં કરેલ ઉપકાર વિસરી જઇ નિર્દય સર્પની માફક હિતેચ્છુનેજ તિવ્ર ડંશ દઇ નિકંદન કરવા ઇચ્છે છે ? ત્હારી ક્રુરતા……. …….બોલતાં બોલતાં માધવપ્રસાદ પોતાના કપાળ ઉપર હાથ થાબડતો બેભાન થઇ ધરણી ઉપર પડ્યો. તુર્તજ સિપાઇઓ માધવપ્રસાદને શું થયું ત્હેનો તપાસ કરવા આગળ દોડી ગયા. રાજ્ય–મંદિરના કારાગૃહમાં પ્રચંડ અવાજે ગાજી રહેલ માધવપ્રસાદના ભયાનક ભાગ્યા તુટ્યા શબ્દો અમિતસિંહના કર્ણપ્રદેશ ઉપર પડતાં હતાં જેથી અમિતસિંહનું હૃદય જોરથી ધડકતું હતું એટલુંજ નહિ પરન્તુ માધવપ્રસાદના પંજામાં કદાચ સપડાઇ જવાનો અત્યંત ભય લાગતો હતો જેથી પોતાની સહિસલામતી જાળવી રાખવા શું શું યોજના કરવી તેના ગાઢ વિચારમાં ઘડીમાં કોચ ઉપર અને ઘડીમાં સોફા ઉપર બેસતો હતો.

માધવપ્રસાદના છુટા પડતી વખતેની અસહ્ય વેદનાની માઠી અસરે જે રશ્મિ તેમજ ગંગા–ગૌરીને શુન્યવત્ સ્થિતિમાં મુકયા હતાં તેજ સ્થિતિ હજુ તેઓ ભોગવતા હતા. કારણકે આશ્વાસન આપી કોઇ પણ વ્યક્તિ તેમને શુદ્ધિમાં લાવે તેમ ન્હોતું.

"સુખમાં આવે સો, દુઃખ માંહેના એકઃ"—જ્યારે હરકોઇ માણસ સર્વ પ્રકારે સુખી હોય છે, ત્યારે ઘણા માણસો તેની પાસે આવ જાવ કરે છે પરન્તુ તેજ માણસને જ્યારે સર્વ રીતે દુઃખમય–જીવન ગાળવાનો પ્રસંગ આવે છે, ત્યારે કોઇપણ તેને ત્યાં જતું આવતું નથી, મદદ કરતું નથી, એટલુંજ નહિ પરન્તુ તેના દુઃખી હૃદયને કોઇ આશ્વાસન આપવા પણ જતું નથી. સર્વ દુનીઆ સ્વાર્થમય છે. તેજ પ્રમાણે માધવપ્રસાદની બાબતમાં જણાયું.

શહેરમાં સુકંઠિત સ્ત્રીઓના ગીત સાથે ઘંટીના અવાજનો પ્રતિધ્વનિ થઇ રહ્યો હતો, જ્યારે ભાવિક વૃદ્ધજનો ઉદારશબ્દના મધુર પ્રભાતિયાં લલકારી રહ્યા હતા. પરોઢીયું થતાં માધવ-

રાખી, આવેલ સમયને તાબે થવું તેમાંજ આપણું શ્રેય છે. હરકોઇ વ્યક્તિ ગમે તેટલી સાવચેત રહે પરંતુ કુદરતવશાત્ નિમિત્તરૂપ જે નિર્મિત છે તે બન્યાજ કરે છે." માતુશ્રી ! ખરેખર આપનું કહેવું યથાર્થ લાગે છે પરન્તુ મ્હારા પિતાથી............બોલતાં બોલતાં રશ્મિનો શ્વાસ રૂંધાઇ ગયો.

રશ્મિ ! રશ્મિ ! વ્હાલા રશ્મિ ! દિલગીર ના થા. ત્હારા પિતાશ્રી કોઇનો એકપણ કટુ ચણ્ડ સહન કરે તેમ નથી, એટલુંજ નહિ પરન્તુ ત્હેમની સર્વ ઇંદ્રિએ વીરત્વનું લોહી ફર્યા કરે છે, તેઓ સર્વ વાતે કુશળ છે, જેથી ત્હેમનો કોઇ પણ વાંકો વાળ કરવા હિમ્મત ધરી શકે તેમ નથી. તેઓની બુદ્ધિ વિશાળ અને વિલક્ષણ છે જેથી દીર્ઘદૃષ્ટિથી સતત્ વિચાર કરી આગળ પગલું ધરે છે અને પ્રત્યેક કાર્યમાં યશસ્વી નિવડે છે. અબદુલખાં રશ્મિકાન્ત અને ગૌરી વચ્ચે જે વાતચીત થતી હતી તે સર્વ ભાંગીટુટી સાંભળી અત્યંત અજાયબી વચ્ચે છક થઇ ગયો હતો અને ગૌરીની જાહેર હિંમતને મનમાં ધન્યવાદ આપતો હતો. થોડીવાર પછી અબદુલખાં એકદમ બોલી ઉઠ્યો—"ગૌરી ! હવે આ ગૃહનો સદાને માટે ત્યાગ કરી સત્વર અન્ય સ્થળે ચાલ્યા જાઓ ! "નહિતર આ સામે ઉભેલા સીપાઇઓ પાસે તમોને ઘર બ્હાર કઢાવવા પડશે." ગૌરીથી હવે રહેવાયું નહિ જેથી તુરત બોલી ઉઠી:—"નાદાન ! તું તારૂં બળ બતાવે છે પરન્તુ ઇશ્વર તારા કુકર્મનું ફળ અવશ્ય ચખાડશેજ." તુર્તજ રશ્મિકાન્તે તથા ગંગાગૌરીએ પોતાનો સામાન બાંધ્યો. આ જોઈ અબદુલખાં બોલી ઉઠ્યો:— "ગૌરી ! આ ઘરમાંથી કાંઇ પણ સામાન લઇ જવા દેવા નામદાર અમિતસિંહનો હુકમ નથી, માટે પ્હેરેલ કપડે બહાર નીકળી ચાલ્યા જાવ." રશ્મિકાન્તની આંખમાંથી દડદડ આંસુનો પ્રવાહ ચાલવા લાગ્યો જેથી ગૌરીએ રશ્મિકાન્તને પોતાની છાતી સરસો દાબી શાન્ત કર્યો અને થોડી વારમાં ગંગાગૌરી એક હેન્ડબેગ સાથે ઘર બ્હાર આવી પડી, જ્યારે રશ્મિકાન્ત એક નાજુક પેટકું તેમજ પોતાનો અત્યંત પ્રિય સિતાર લઈ બહાર આવ્યો, જો કે અબદુલખાંએ હેન્ડબેગ, પેટકું તથા સિતાર લઇ જતાં જોયું પરન્તુ ગૌરીના ક્રોધાગ્નિથી એક પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. "હે ! નિવાસસ્થાન ! ત્હારો હમારા સાથેનો લાંબા વખતનો પરિચય હવે પુરો થાય છે માટે તને પણ છેલ્લી સ...લા...મ બોલતાં બોલતાં ગૌરીનું હૃદય ભરાઇ આવ્યું, જ્યારે રશ્મિકાન્તે ધ્રુસકે ધ્રુસકે રડવા માંડ્યું. ગંગાગૌરીની આંખોમાં પણ રશ્મિકાન્તને રડતો જોઇ આંસુ દડદડાટ થાલી રહ્યાં. અહા ! શું વખત છે જેને નવાપુરમાં સર્વોત્કૃષ્ટ માન મળતું, જેને એક પણ દુઃખી દિવસનું સ્મરણ ન્હોતું, તેને કારાગૃહમાં નિવાસસ્થાન કરવા સમય આવ્યો ? જેને નવાપુર કંગાળ સ્થિતિમાં છોડવું પડશે તેવો જરા પણ ખ્યાલ ન્હોતો અને જેથી પુત્રના અભ્યાસક્રમમાં વિઘ્ન નડશે તેનો લેશ પણ વિચાર ન્હોતો તેઓને આંખમાં આંસુના દડદડાટ સાથે ક્ષણમાં નવાપુર છોડવા સમય આવ્યો ! આગળ ચાલતાં રશ્મિએ કહ્યું:—"માતુશ્રી ! ચાલો હવે આપણે છેવટના દર્શન આપણા ઇષ્ટદેવના કરતા જઇએ." "ચાલો ! રશ્મિ ! ત્હારૂં કહેવું યથાર્થ છે." ગૌરીએ દ્રઢતાપૂર્વક પ્રત્યુત્તર વાળ્યો. થોડી વારમાં ગંગાગૌરી તેમજ રશ્મિકાન્ત નવાપુરના બ્હારના બાગમાં આવી પહોંચ્યાં જ્યાં તેઓએ અત્યંત પ્રેમપૂર્વક ઇષ્ટદેવનાં દર્શન કર્યાં અને ત્યાંથી સ્ટેશન તરફ આગળ વધ્યાં. પરન્તુ ગૌરીને કંઇક અચાનક યાદ આવતાં ગંગાગૌરી એકદમ રશ્મિ સાથે ઘર તરફ પાછી આવી અને જુએ છે તો અબદુલખાં ઘરને સીલ કરવાના કાર્યમાં ગુંથાયો હતો, પરન્તુ ગંગાગૌરીને એકદમ જોઇ ચમકી ઉઠી એક બાજુએ રહ્યો.

ગૌરી એક પણ શબ્દ બોલ્યા સિવાય ઘરમાં દાખલ થઇ અને ત્હેની અત્યંત વ્હાલી મેના સાથે બ્હાર આવી પીંજરામાં રહેલ મેના પ્રત્યે બોલવા લાગી "વ્હાલી મેના ! શું આ ગૌરી તારા પ્રત્યે એટલી બધી નિર્દય બની ગઇ કે તને પેલા કસાઇને હાથે મુકી ચાલતી થઇ." મેના એ ગંગાગૌરીને દિવસ આનંદમાં નિર્ગમન કરવાનું સર્વોત્કૃષ્ટ સાધન હતું. ગંગાગૌરી ઉપરની સર્વ આકૃત જોઇ મેના અત્યંત દિલગીર થઈ ગઇ હતી, જેથી ખેદકારક બનાવ બન્યો તેજ રાત્રીથી નિરાશવૃત્તિથી ખાવું પીવું સર્વ ત્હેણે છોડી દીધું હતું. હરહમેશ ગંગાગૌરી ત્હેની અત્યંત સંભાળ રાખતી હતી. તે જ્યારે અત્યંત ખુશીમાં હોય ત્યારે મંજુલ-મીઠા વાક્યો ઉચ્ચારતી હતી. (અપૂર્ણ.)

# પ્રાચીન આદર્શ.

(લે. અમૃતલાલ શીવલાલ મહેતા—પાલણપુર.)

ળ્હેનો જરા નિર્ખો, અહા ! આદર્શ કેવો પૂર્વમાં;
જ્ઞાતા વિવેકી વેદની, શ્યામા વિદુષી ધર્મમાં.
લોપ મુદ્રા ગારગી, સુલભા રમા જ્વલંત થઇ;
શાસ્ત્રાર્થ પુરૂષોથી કરી, આદર્શતા પામી ગઈ.
વળી ગણીતમાં લીલાવતી, જ્યાં શ્રેષ્ટ સર્વેમાં હતી;
હા ! શોક આજે ભાર્તમાં, ભામા હિશાબે કો નથી.
અંધ નૃપ ધૃતરાષ્ટ્રની, સતી નારી ગાંધારી સમે;
પાવન પતિવૃત પ્રેમમાં, જ્યાં શૂરનાં શિરો નમે.
થઇ ગઇ, બળીને જે સતી, પ્રેમી પતિના સાથમાં;
ધર્મ વૃતને છોડયાં નહિ, કિર્તિ ગવાણી ભાર્તમાં.
ઇજ્જત ધરી તાતની, ક્ષત્રીય ધર્મે જાગી;
નીજ પ્રાણ અર્પિ, વિરલી, કૃષ્ણકુમારી ના ઠગી.
સીતા સુખોને પરહરી, ચાલી પતિના સાથમાં;
સહભાગીની થઇ સામની, નીજ સુખ માન્યુ નાથમાં.
હા ! કયાં ગઇ વિદ્યોત્તમા, મદાલસા વિદ્યા ધરી ?
શિક્ષિત હતી જે ધર્મની, પતિ સાથ વનમાં પરવરી.
મંદોદરી નીજ કંથને, સુભ પંથ નીતિનો કહ્યો;
માન્યુ નહિ દશ કંધ લંકા, દેહ કુળ નાશજ થયો.
માર્ગ હતો જે વેદનો, છોડ્યો છે ળ્હેનો જ્યારથી;
હે ! હાય હાલત હિંદની, થઇ છે ખરાબજ ત્યારથી.

( સર્ગ ૬૩ રચાધી ૫. )

શ્રીમુખ દર્પણ



" વ્હાલી મેના ! શું આ ગોરી તારા પ્રત્યે એટલી બધી નિર્દય બની ગઈ કે તને પેલા કસાઈને હાથે મૂકી ચાલતી થઈ. "

આનંદ પ્રેસ–ભાવનગર.

ચિત્રકાર—ના. ત્રિભોવનદાસ પટેલ

# ભગિની નિવેદિતા.

( અનુવાદક—અ. સૌ. કુમુદગૌરી—મુંબઈ. )

આ પરોપકારિણી બહેનનાં નામથી દેશના દરેક સુશિક્ષિત ભાઇબહેન અપરિચિત નથી. આપણી અધદશામાં આપણને કોઇપણ જરાએ આશ્વાસન આપે છે તો આપણે એવાં તો સરલ હૃદયનાં છીએ કે આપણે તેનાંજ થઇ જઇએ છીએ. જે જે અંગ્રેજ સ્ત્રીપુરૂષો આપણા તરફ સહાનુભૂતિની નજરથી જુએ છે તે દરેકને આપણે અપૂર્વ માનની નજરથી જોઇએ છીએ. ભગિની નિવેદિતા એક અંગ્રેજ બહેન હતાં. તેમણે આપણા દેશના કેટલાક ભાગોમાંની બહેનોના ઉદ્ધાર માટે એટલો તો સતત્ પ્રયાસ કર્યો છે કે તેમનું નામ આજે પ્રાતઃસ્મરણીય થઇ પડયું છે. ભગિની નિવેદિતાનાં જીવનની આ ટુંકી નોંધ જે અહીંઆ આપુ છું. તે મૂળ એક બંગાળદેશનાં બહેને લખી છે, તે બહેન તે આપણા સુપ્રસિદ્ધ ભારત રત્નબન્ધુ જી. સી. બોઝનાં પત્નિ છે. લેડી બોઝ લખે છેઃ—"આજ તેર વર્ષ પહેલાં એક અંગ્રેજ યુવતી મને મળવા આવી, તે શરીરે તન્દુરસ્ત અને બળવતી હતી, તેમના વદનપર ઉત્સાહનું તેજ ચમકતું હતું. તેણે આવીને મને કહ્યું:—' મારી ઇચ્છા હિન્દુસ્થાનની સ્ત્રીઓની સેવા કરવાની છે તે સેવા હું બહાર રહીને નહીં કરી શકું ? હું. એમની વચ્ચે રહી એમના જેવી બની અને એમની જેવુંજ જીવન ગાળી એમની સેવા કરીશ.' તેમના આ કામમાં વિઘ્ન ઘણાં છે એવો મારા મનમાં વિચાર આવ્યો અને તેથી મેં તેમને કહ્યું કે આપની ઇચ્છા પૂર્ણ થશે કે નહીં તેમાં મને સંદેહ છે.

અમારી આ ભેટ પછી તે દેવીનો અને મારો પરિચય ગાઢ થયો. વારંવાર મળવાથી મારૂં મન તેમની સાથે મળી ગયું. મેં જાણ્યું કે મિસ માર્ગરેટ નોબલ ( નિવેદિતાનું પ્રથમ નામ ) મહા ચૈનોબળવાળી સ્ત્રી છે. તે જે કંઇ ધારે છે તે કરી શકે છે. તેણે આપણી માતૃભૂમિની જેવી સેવા કરી છે તેનું ધ્યાન સંપૂર્ણ લખવામાં નથી આવતું, પરંતુ એમણે મારા હૃદય ઉપર જે પ્રભાવ પાડયો છે, એમના આત્માનો પવિત્ર પ્રકાશ, જેણે મારા હૃદયને પ્રકાશિત કર્યું છે તેનું વર્ણન આ નીચે પ્રમાણે છેઃ—

સિસ્ટર નિવેદિતાના પરોપકારી જીવનની રચના કાંઇ નવીનતાથી એકાએક નહોતી બની આવી. એના પિતા ઇંગ્લાંડના એક ધર્મગુરૂ હતા. તે એક મહાન વક્તા હતા; તેમણે મૅન્ચેસ્ટરમાં ગરીબ લોકોની સેવા માટે સ્વાર્પણ કર્યું હતું. પિતા પોતાની પુત્રીને બહુ ચાહતા હતા. નિવેદિતાના પિતાના એક મિત્ર હિન્દુસ્થાનમાં

પાદરી હતા તે તેમને મળવા આવ્યા. નિવેદિતાના વદનપર ધાર્મિકતાનાં કિરણોનો પ્રકાશ જોઇ તેમણે તેને આશીર્વાદ આપ્યો અને કહ્યું કે "આ છોકરી હિન્દુસ્થાનની સેવા કરશે." તે પાદરીનાં વચન બરાબર સત્ય નીવડયાં. નિવેદિતાના પિતાએ પોતાના અવસાન સમયે પોતાની પત્નિને કહ્યું હતું કે "બેટી જ્યારે હિન્દુસ્થાન જવા માગે ત્યારે તેને જવા દેવી, રોકવી નહિં અને બને તેટલી તેના કાર્યમાં સહાય કરવી." આ પ્રમાણે નિવેદિતાને હિંદની સેવા કરવાના સંસ્કાર પ્રાપ્ત થયા હતા. અંતમાં નિવેદિતા જ્યારે હિન્દમાં આવવાને તૈયાર થઇ ત્યારે એની માતાનું ઉર પ્રેમથી ઉભરાઇ આવ્યું અને આંસુથી નેત્રો ભરાઇ આવ્યાં, પરન્તુ પોતાના સ્વર્ગસ્થ પતિની આજ્ઞાને યાદ કરી તેમણે ધૈર્ય ધર્યું અને તેજ સમયે પુત્રી જેમ ભારતભક્ત બની હતી તેમ માતા પણ ભારતભક્ત બની ગઇ. કોઇપણ હિન્દી જો આ માતાપુત્રીને મળવા જતા હતા તો તેઓ બન્ને તેમનો મોટા પ્રેમથી આદર કરતા હતા. નિવેદિતાની મનઃશક્તિ બચપણથી જ ઉંચા પ્રકારની દેખાતી હતી. હકસલે જેવા વિદ્વાન નર તેમનાં અસાધાર બુદ્ધિબલને દેખી ચકિત થઈ ગયા હતા. શિક્ષણ માટે એક સભાની તે નેતા બની હતી અને એ સભામાંથી તેણે એક કલબ ઉઘાડી હતી. ઇંગ્લાંડમાં એની પ્રસિદ્ધિ પામવાનો વખત આવ્યો તેજ વખતે હિન્દમાં આવવાનો તેમને અવસર મળ્યો. એ વેળા ઇગ્લાંડમાં સ્વામિ વિવેકાનંદ ધાર્મિક વ્યાખ્યાનો દઇ રહ્યા હતા. એમના વ્યાખ્યાનના ઉત્તરમાં નિવેદિતા સ્વામિની શિષ્યા થઇ અને તુરત હિંદુસ્થાનમાં આવવાને ચાલી નીકળી.

ભગિની નિવેદિતા જુના વિચારની સ્ત્રીઓ વચ્ચે રહીને પોતાનુ કામ કરી નહીં શકે એવા વિચારથી મેં તેમનો મનોરથ સફલ નહીં થાય એમ પ્રથમની મુલાકાત વેળાએ જણાવ્યું હતું પણ જ્યારે એકવાર તેમના નિમંત્રણથી હું તેમને ઘેર ગઈ ત્યારે તેણાણે જે ન બની શકે તેવું કામ તેણે કર્યું હતુ. ઘણા જુના વિચારના અને ધર્મચુસ્ત ઉચ્ચ હિંદુ ગૃહસ્થોના નિવાસ સ્થાનોની વચમાં તેણે એક રહેવાનું મકાન રાખ્યુ હતું. પ્રથમ તેમને કોઇ હિંદુ રસોઇઓ કે નોકર મળી શકયો નહીં અને પરધર્મના હલકી કોમના નોકરને ખાનદાન હિંદુઓની વસ્તીની વચમાં રાખવો તેમને ઉચિત જણાયું નહીં, તેથી રસોઇ બનાવતાં આવડતી ન હોવાથી કેટલાક દિવસ તેમણે ફલાહાર કરીને વીતાવ્યા. જ્યારે પાડોશીઓને તેની ખબર થઇ ત્યારે તેના ભોજન માટેનો પ્રબંધ થઇ ગયો. આટલો ત્યાગ જોઈ ધર્મચુસ્ત હિંદુઓ તેમને પોતાની જ સમજવા લાગ્યા અને વખત જતાં તો બહુ ધર્મચુસ્ત કુલીન નર નારીઓ તેનાં મેમાન તરીકે પણ આવવા લાગ્યાં. કેવલ ધૈર્ય અને પ્રેમથી ધીરે ધીરે કેવા પ્રકારથી વિશ્વાસ ઉત્પન્ન કરીને તે હિંદુઓને પોતાનાં કરી શકી એ એક આશ્ચર્યની વાત છે.—

પહેલાં પાડોશીઓનાં નાનાં બચ્ચાંઓ પોતાને ઘેર આવવા લાગ્યાં એટલે તેમણે એ બચ્ચાંઓનાં શિક્ષણ માટે પોતાના મકાનમાં કિંડર ગાર્ટનની પદ્ધતિ ઉપર એક શાળા ઉઘાડી. બચ્ચાંઓને આવતાં જતાં જોય તેમની માતાઓ પણ આવવી થઈ અને તેને પણ ભણવાની રૂચી ઉત્પન્ન કરાવી. તેમના મૃદુ પરોપકારી સ્વભાવથી સર્વ સાધારણ હિંદુઓનું આવાગમન વધતું ચાલ્યું.

ભગિની નિવેદિતાને અનાથ બાળક અને વિધવા સ્ત્રી પ્રત્યે બહુ દયા આવતી હતી. તે હંમેશા તેમને સહાય કર્યા કરતી હતી. અનાથ બાળક અને વિધવાઓ શિક્ષણ મેળવીને પ્રમાણીકપણાથી પોતાનું ગુજરાન ચલાવી શકે એવાં પ્રકારનું શિક્ષણ આપી તે શિક્ષક અને શિક્ષિકાઓ તૈયાર કરવા લાગી. આમ સેવા કરતાં કરતાં જુના વિચારની વચમાં તેમણે સેવા સદન અને વનિતા વિશ્રામ એ બે સંસ્થાઓ ઉભી કરી. હિન્દુસ્થાનમાં તેમનાં પવિત્ર અને નિઃસ્વાર્થ કાર્યની પ્રશંસા થવા લાગી. યુરોપ અને અમેરિકાના મહાન્ પ્રવાસી વિદ્વાનો પણ તેમનાં આશ્રમો જોવા આવવા લાગ્યાં. પરાયા દેશને પરોપકાર દ્રષ્ટિથી પોતાનો જાણીને એનાજ હિતમાં રક્ત રહેનારી અંગ્રેજ મહિલાને જોઇ તેઓ ચકિત થઈ જતા હતા એટલુંજ નહીં પણ ભારત પર તેમનો પણ અનુરાગ થતો હતો.

પોતાનાં આશ્રમોની વ્યવસ્થા માટે કોઇની પાસેથી પૈસા લેતી નહીં. તે જે પુસ્તકો લખતી તેની આવક થતી તે તથા વિલાયતમાં એક પુરૂષ એમને પોતાની પુત્રી તરીકે માનતા હતા એમના આશ્રયથી આશ્રમ અને પાઠશાળાનું ખર્ચ નીભતું હતું. એમનું મિત્રમંડળ અને પાડોશિઓ ખાસ જાણે છે કે એમની આવકનો મોટો ભાગ તે નિરાધારોને મદદ આપવામાં અને ભુખ્યાંઓને ભોજન આપવામાં ખર્ચતી હતી. એનો સ્વભાવ એટલો તો દયાળુ હતો કે પોતાના ભવિષ્યના નિર્વાહને માટે કાંઇ પણ બચાવતી ન હતી. બધું પરોપકારમાં ખર્ચતી હતી.

નાગરીક રીતિથી પોતાનું શું કર્તવ્ય છે તેનું તેમને ખાસ ધ્યાન હતું. એમના આચાર વિચારથી પાડોસીઓના પર એવી તો અસર થઇ કે લત્તાઓ સ્વચ્છ અને સુહામણા રહેવા લાગ્યા. અતિશય ગલીચ ગંદવાડાવાળા લત્તાઓ જેમાં મોટે ભાગે શ્રીમાનોની વસ્તી હતી તે લતાઓની ગોરીઓ સાફ કરવાને હાથમાં ઝાડુ લઇ પોતે સાફ કરવાને નીકળી પડતી. આ અતિ સાદાઇની હદ થઈ ગઇ. એમના આ વર્તનથી સર્વે સ્વચ્છતાને માટે કાળજી રાખવા લાગ્યા અને સહુ લોકોમાં તેમનું અપૂર્વ માન વધી ગયું.

આ દરમ્યાનમાં કલકત્તામાં પ્લેગનું જોસ ફાટી નીકળ્યું. આ પ્લેગનો ત્રાસ હજુ લોકોના હૃદયમાંથી ગયો નથી. સ્ટીમર અને રેલ્વે ગાડીઓ નાસી જતા લોકોથી

ઉભરાઈ જતી હતી. જે સમયે કલકતામાં ત્રાસ વર્તાતો હતો તે વખતે દયાની મૂર્તિરૂપ ભગિનિ નિવેદિતા ભારત ક્ષેત્રમાં અવતીર્ણ થઇ. તેમણે સ્વયંસેવકોનું એક મંડલ સ્થાપ્યું. તે મંડલ મારફત શહેરનો ઉતર ભાગ જે બહુજ ગંદો હતો તે સાફ કરાવ્યો. પ્લેગનો રોગ સ્પર્શ કરવાથી શરીરમાં પેસી જાય છે એમ લોકો તરફથી બોલાતાં છતાં બીમાર લોકોની સેવા સુશ્રુશ્રા કરવાનું કઠિન અને ભયંકર કામ તેમણે પોતાને શીરે લીધું. પ્લેગ પીડિત બાળકોએ એમની ગોદમાં જ પોતાનાં પ્રાણ તજ્યાં હતાં. માનો તે વખતે તે દેવીજ તે અનાથ બાળકોની માતા હતી. હિંદીઓને પોતાનાં સગાં માની તેમની સર્વે તરેહની વાતો જાણવી તે સહન કરવી તે તેમનો પ્રધાન ગુણ હતો. એક વખત નિવેદિતા ટાઢથી ધ્રુજતી હતી અને ઓઢવાની કંબળ માત્ર એકજ પાસે હતી તે તેમણે પોતાના નોકરને ઓઢવા આપી દીધી. તેને પોતાના કરતાં તે કંબળની અધિક જરૂર છે એમ તેમણે વિચાર્યું હતું. બીજાઓને સુખમાં રાખી તેને બદલે પોતે દુઃખ સહવાનું વધારે પસંદ કરતી હતી. નિવેદિતાનાં એવાં અનેક કાર્યો છે. તેમને પોતાનાં દુઃખનું લેશ પણ ભાન ન હતું. અને બીજાનું એક રતિભાર દુઃખ પણ તે જોઈ શકતી નહીં.

પહેલ વહેલી જ્યારે તે હિન્દુસ્થાનમાં આવી ત્યારે તેમની સાથે એક અંગ્રેજ તરૂણ હતો. તે બહુજ ખરાબ ચાલનો હતો. જમતી વખત પુષ્કળ દારૂ પીતો. તે દારૂ એટલો પીતો કે આસપાસના લોકો તેને સખત ધીક્કારતાં હતાં. ઘરમાંથી તેની માતા અને સગાં વહાલાંઓએ તેને કાઢી મૂક્યો હતો. તે હિંદમાં આવવા નીકળ્યો અને સ્ટીમરમાં બેઠો ત્યાં સ્ટીમરમાં પણ બધા તેના તરફ ધીક્કારની લાગણીથી જોવા લાગ્યા. ભગિનિ નિવેદિતાને તે તરૂણની બહુ દયા આવી. હિંદુસ્થાનમાં આવીને આ તરૂણ વધારે બગડી જશે એમ તેને લાગ્યું. તેણે તક મેળવીને પોતાની કૅબીનમાં બોલાવ્યો. તેને પ્રેમથી કેટલોક ઉપદેશ આપ્યો તથા પોતાની પાસેની કીંમતી ચીજોમાંથી એક ઘડીયાળ જે વર્ષગાંઠને દિવસે તેમને તેમની માતાના તરફથી ભેટ મળ્યું હતું તે તેમણે તે યુવકને આપ્યું અને કહ્યું. "આ ઘડીયાળ વેચી નાંખવા કે ગીરો મૂકવાને હું આપતી નથી. તમે તમારૂં આચરણ આજથી સુધાર્યું છે તેના સ્મરણ તરીકે આ નાની ભેટ આપું છું. આ બાદ એક વર્ષ પછી ભગિનિ નિવેદિતાને તે તરૂણની માતાનો એક પત્ર મળ્યો. તેમાં તેમણે લખ્યું હતું કે, "તમારા ઉપદેશથી મારો પુત્ર સન્માર્ગે વળ્યો છે. ધારો કે જાણે તે નહીંજ. દક્ષિણ આફ્રિકામાં તેમણે ઘણી કીર્તિ મેળવી છે પણ અફસોસ કે તે અત્યારે મરણને બિછાને છે. મરતાં મરતાં તે તમારો ઉપકાર માને છે."

ભગિનિ નિવેદિતાએ આવું એમનું ઉદાર હૃદય આપણા દેશની સેવા માટે

અર્પણ કર્યું હતુ. પ્લેગના સમયે તેમણે અતુલ પરિશ્રમ સહ્યો તેથી તેનું સ્વાસ્થ્ય બગડયું પણ ઇશ્વરકૃપાથી પાછું સ્વાસ્થ્ય સુધરી ગયું. ડાકટરોએ સલાહ દીધી કે હવે તમારે પરિશ્રમ નહીં લેતાં આરામ લેવો પણ જ્યારે તેમણે સાંભળ્યું કે પૂર્વ બંગાળમાં મોટી અતિવૃષ્ટિથી હાહાકાર વરતી રહ્યો છે ત્યારે તે દયાની મૂર્તિ જ્યારે હજારો પ્રાણાત્માઓ દુઃખમાં રીબાતાં હોય ત્યારે કેમ નિરાંતે બેસી શકે? તે કીચડ અને પાણીવાળા પ્રદેશોમાં પગપાળા ચાલીને બારીસાલ જીલ્લામાં ગઇ. ત્યાં એ વખતે લોકોનાં જે દુઃખ તેમણે જોયાં તે તેમણે "પૂર્વ બંગાળમાં રેલ અને અકાળ" એ નામના પુસ્તકમાં ચિતર્યાં. કીચડ અને પાણી.પુંદવાથી તેમને ભયંકર મેલેરીઆ તાવ લાગુ પડ્યો. તોપણ પારકાનાં દુઃખને પોતાના દુઃખ કરતાં અધિક માની તેના નિવારણ માટે મંથન કરતી રહી. ઘણા દિવસે તેને આરામ થયો. એટલે ફરીને તે તન મન ધનથી કામ કરવા લાગી એ વખતની અશક્તતા તેમને જીવનપર્યન્ત રહી. એમના મિત્રો અને ડાકટરોએ સલાહ આપી કે કોઇ સુકી જમીનમા રહેવાની જરૂર છે, પરતુ પ્રથમથીજ તેમણે જે ભૂમિના હિતનુ કામ હાથમાં લીધુ હતું તેને છોડવાનુ તેમણે પસંદ કર્યું નહીં. તે કહેતી હતી કે-જે જગ્યાને મે સ્વીકારી છે તેને નહીં છોડું. હું અહીંજ રહીશ. જે નાનાં બાળકે ઘુટણીએ પડીને તેણે ચાલતા જોયાં હતાં તે હવે મોટાં થયા હતાં અને એવાંજ બચ્ચાંઓનાં માતાપિતા થયાં હતાં છતાં તે સહુને તે પોતાનાં બાળકોજ સમજતી હતી. ઘણાં દુઃખી જીવો એમની પાસે આવતાં હતાં તે સહુને તે ઉપદેશ આપી શાંતિ આપતી.

હવે એક સામાન્ય સ્ત્રીની માફક તે પોતાનું જીવન કેવી રીતે ગાળતી હતી તે અહીંઆ કહીશ. તેમનું સાદું જીવન સત્ય અને વિશ્વાસથી ભરપુર હતુ. સત્ય શ્વાસમાંજ એમનો આગ્રહ હતો. અન્ય દેશના લોકો ભલે એમને દાંભિક દષ્ટિથી જુએ પણ આપણા દેશના લોકોની આપત્તિની વેળાએ મળેલી માનસિક અને નૈતિક શક્તિની મૂર્તિમતી દેવીજ મનાશે. ભગિનિ નિવેદિતાની જેવો સ્વાર્થ-ત્યાગ ક્યાંય જોવામાં આવશે નહિ. ઇંગ્લાંડ, ફ્રાન્સ અને અમેરિકાના ધર્મગુરૂ, સંસારસુધારકો અને રાજ્યકારશારીઓ સર્વ એમનાં બુદ્ધિબળની પ્રશંસા કરે છે અને એમને પૂજ્ય દષ્ટિથી જુએ છે. પોતાની અદ્દભુત શક્તિથી તે ઇંગ્લાંડમાં કોઈ મહાન પદને ધારણ કરી શકત પણ તે સર્વ શક્તિનો ઉપયોગ સ્વાર્થને ત્યાગી એમણે આપણા દેશને માટે કર્યો છે. તે પૂજ્ય બહેન આપણોજ ઉદ્ધાર કરવાને આવી હતી. આ પૂજ્ય બહેનના વિષે લંડન ન્યૂયૉર્કના બે બૂકસેલરોએ હિંદુસ્થાન સંબંધી પુસ્તકો લખવાનું એમને સોપ્યુ હતું. તે તેજ કામમાં લાગી રહી હતી તે ઉપરાંત આશ્રમનું કામ કરતી હતી. તે કદિ આળસુ બનીને બેસી રહી નથી. પોતાના શરીરનુ કાંઇપણ ભાન રાખ્યા વિના સદા કામ કર્યા કરતી હતી.

બહુ પરિશ્રમ કરવાથી તે ફરીથી બીમાર પડી ગઈ, સર્વે લોકોની સલાહ થઈ કે દાર્જીલિંગની હવાથી એમને ફાયદો થશે; તેથી તેમના મિત્રો તેમને દાર્જીલિંગ લઇ ગયા. કેટલાક વર્ષો પહેલાં પરદેશમાં હું એકવાર બીમાર પડી ગઈ હતી, તે વખતે નિવેદિતા બહેને મારી સુશ્રૂષા કરી હતી. તે માંદા પડી જવાથી એમની સેવા કરવાનું અને ઉપકારનો બદલો વાળવાનું મને સ્મરણ થયું. મને આશા હતી કે તે અવશ્ય નિરોગી થઈ જશે, પણ મૃત્યુનાં ચિન્હો એમને જણાઇ ચુક્યાં હતાં, એટલું છતાં એમના ચહેરાપર ઉદાસીનો કોઇ ભાવ નહોતો જણાતો. પ્રતિ દિવસ પ્રાતઃકાળે ભેટ થતાં તે હસતે મુખે વાત કરતી. એની સર્વ વાતો માત્ર એકજ વિષય વિષેની હતી અને તે પણ આપણા દેશની સ્ત્રીઓ સંબંધનીજ હતી. મૃત્યુ સમયે જે પુસ્તકભંડાર એમની પાસે હતો તે તેમણે સ્ત્રીશિક્ષણની સહાયતાર્થે દાનમાં આપી દીધો. પોતાના સ્વાર્થનો કાંઈપણ વિચાર ન કરતાં તેમણે પોતાનુ સર્વ જીવન પરમાર્થમાં ગાળ્યું છે, તો પણ તે એમ કહેતી કે " મનુષ્યસેવા માટે જોઇએ તેટલું હું કરી શકી નથી. " એક દિવસ કોઇએ તેમને કહ્યું કે " આપ કોઇ મહાન વ્યક્તિ છો. " તેથી તેમને ઘણું દુઃખ થયું, અને તેમણે પ્રાર્થના કરી કે, " હે પ્રભુ ! તમે મને આ દુનિયામાંથી બોલાવી લ્યો. બીજા માણસોને મોટા થવાનો અવકાશ આપો. "

દાર્જીલિંગમાં આવ્યા પછી બૌદ્ધધર્મના એક પુસ્તકમાંથી એક પદનું ભાષાંતર કરી તે પદ તેમણે પોતાનાં મંડળનાં સભ્યોને કંઠસ્થ કરાવ્યું હતું, જેથી સ્પષ્ટ જણાતું હતું કે તે મંડળ સાથે તેમની હવે ટુંક સમયની ભેટ છે. તેણે કહી દીધું હતુ કે " મારા મરણના સમાચાર મળે ત્યાંસુધી આ પદ ગાયા કરવું ". તેમની આજ્ઞાનુસાર તે પદ રોજ ગવાતું. તેનો ભાવાર્થ આમ છેઃ-" પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાં વસનારાં શત્રુરહિત બનો, તેઓના માર્ગમાં જે જે કાંટાઓ હોય તે તે સર્વ દૂર થાઓ, શોક છોડીને સદા આનન્દમાં રહો, હરેક મનુષ્ય સ્વતંત્રતામાં રહીને આગળ વધો. "

નિવેદિતા બહેન એવડાં વિદ્વાન છતાં તે અહંકારી નહતાં. પ્રભુની પાસે તે પોતાના મનને અજ્ઞાનીજ માનતાં હતાં. નીચેનું પદ જે સમયે તે ગાતાં હતાં તે વખતે તેમના મુખપર દૈવીતેજ-પ્રભા છવાઇ રહેતી હતી.

" હે પ્રભુ ! અમને સર્વ લોકોને માયામાંથી મુક્ત કરી સત્યને રસ્તે ચઢાવો, અંધકારમાંથી અજવાળામાં લઈ જાઓ, મરણમાંથી અમરત્વમાં પહોંચાડો, આત્મપ્રયાસથીજ અમે પ્રભુત્વ પામીએ એવી શક્તિ અમને આપો, અને આ સર્વથી વિશેષ અમે એ માગીએ છીએ કે હે દયાળુ પ્રભુ! અમારાપર કૃપા કરીને અજ્ઞાનથી અમને નિરંતર દૂર રાખો. "

તારીખ તેરમી ઑક્ટોબરના રોજ ક્યાંય ક્યાંય નીલ આકાશમાં શ્વેત વાદળાંઓ છાયી રહ્યાં હતાં. તે વખતે નિવેદિતા બહેનની અંતીમ વાણીમાંથી વીણા જેવો ઝણઝણાટ થયો—"મારી જીર્ણ જીવનનૌકા હવે ડૂબવાની તૈયારીમાં છે, પરન્તુ મને વિશ્વાસ છે કે, બીજું પ્રભાત હું જોઈશ."

પ્રાતઃકાલ થવા આવ્યું હતું, સૂર્યનાં સોનેરી કીરણો દાર્જીલિંગના બરફના ટેકરાઓપર ચમકવા લાગ્યાં હતાં. એ સમયે આપણી હિતકારિણી બહેન નિવેદિતાના આત્માએ આ નાશવાન શરીરને છોડી ઈશ્વરના ધામમાં જવાના માર્ગ પ્રત્યે પ્રસ્થાન કર્યું. શાંતિઃ

## પ્રભુ આજ વ્હેલા આવજો !

(લે૦ અંબેલાલ સવઈરામભાઈ દેશાઈ—સુરત)

રક્ત ગોળો ભાનુનો ધીમે ઉતરતો પશ્ચિમે,
કંઈ પક્ષીઓ કલરવ કરી માળે મહીં છુપતાં દીસે;
નાથનાં નયણાં સમા કંઈ તારલાઓ ઝગમગે,
પ્રેય ચન્દ્રની ચન્દ્રા રૂડી વળી હાસ્ય કરતી સહુ જગે.
હું સમય એવે હસ્તમાં લઈ પુષ્પહાર ઉભી હતી,
"અર્પીશ મ્હારા દેવને" એમ હૃદયમાં વિચારતી;
પાષાણની પૂતળી પ્રમાણે બોલતી ના હાલતી,
"હજી નાથ કેમ નહીં આવીઆ!" એમ હૃદયને હું પૂછતી.
મમ હૃદય કેરાં યન્ત્રની, ચાવી રહી છે તમ કને,
એ ચાવી વિણ ના હૃદય-તાળું, અન્ય કોઈ ખોલી શકે!
હું સ્વામિની છું ગૃહતણી, પણ આપ સ્વામી માહરા,
શ્રેષ્ઠ જીવન તમ વડે નહીં તો બધું આ જગ વૃથા.
"વ્હેલો ફરીશ દેવી જરૂર" એમ નિત્ય મુખે બોલતા,
વીત્યે સમય આ દિલને, વળી અંગ ઘેલાં બની જતાં,
હાંફતી છાતી અને ના ચિત્ત ક્યાંયે ચોંટતું,
નાથ વિણ આરામ ના બસ નાથને દિલ શોધતું.
વીણા ગ્રહી મેં કર મહીં, સંગીતને આલાપવા,
સ્પર્શતાં એ તારને સહુ "દેવ" સ્વર એ કાઢતા;
પ્રાણ! કહું છું કરગરી ના સ્થિતિ એવી લાવજો,
સોગન દઉં છું આપને, પ્રભુ આજ વ્હેલા આવજો !

# સ્ત્રી વર્ગને રસ્કિનનો સંદેશ.

જોન રસ્કિને "લિલિઝ ઓફ ક્વીન્સ ગાર્ડન" નામનો એક નિબંધ લખ્યો છે. જેમાં સ્ત્રીઓ વિષે શેક્સપિયર, વાલ્ટરસ્કોટ, દાન્તે વિગેરે આંગ્લ કવિઓના અભિપ્રાયો આપતા જણાવ્યું જે યુવાન પુરૂષોને કાબુમાં રાખવાની, તેમનું રક્ષણ કરવાની અને તેમને શિક્ષણ આપવાની શક્તિઓ સ્ત્રીઓમાં છે. "જે એકની પાસે છે તે બીજા પાસે નથી તેઓ એકબીજાને પૂર્ણ કરે છે બન્નેનું સુખ ને બન્નેની પૂર્ણાવસ્થા તેઓમાં લેણાદેણાંનો સંબંધ હોવા ઉપર આધાર રાખે છે."

જ્યાં જ્યાં ગૃહિણી જાય છે. ત્યાં ત્યાં હમેશ તેની આસપાસ ઘર તો હોય છેજ. ઉપર નક્ષત્રયુક્ત નભોમંડળ જ માત્ર છત્રરૂપથી ભલે હોય, અને શતની ટાઢથી ઠંડા થએલા ઘાસમાં આગીઓજ માત્ર તેની પાસે અગ્નિરૂપથી ભલે હોય, પણ તે જ્યાં જ્યાં હોય છે, ત્યાં ત્યાં ઘર તો હોય છેજ એમ સમજજો. અને કોઇ ઉદારચરિત કુટુંબિનીના કુટુંબને તો સીમાજ હોતી નથી. તેનો શાંત પ્રકાશ ઘણે દૂર સુધી ઝગમગે છે અને તે બેહદ અધિકાર ભોગવે છે.

અને આ અધિકાર ભોગવવા તેણીએ સહનશીલ તથા પવિત્ર થવું જોઇએ. સ્વભાવતઃ સુજ્ઞ હોવું જોઇએ, પણ તે આત્મવિકાસ માટે નહિ, તો આત્મત્યાગ માટે. પોતાના પતિ કરતાં વધારે મોટાં થવાં માટે નહિ, તો પોતે તેનો ત્યાગ કદાપિ કરશે નહિ એવી ભાવના હંમેશ મનમા જાગૃત રાખવા માટે અવિનીત તથા પ્રેમરહિત ગર્વથી સંકુચિત બુદ્ધિ થવા માટે નહિ, તોપણ અસંખ્ય પ્રકારોએ ઉપર્યુક્તને સૌજન્યયુક્ત થવા માટે. આથી વિચારોથી અધિક ઉદાત્ત શું હોઇ શકે?

કેળવણીની બાબતમાં પણ આરોગ્ય સ્થિર થાય, સૌંદર્ય વધે એવું શારીરિક શિક્ષણ સ્ત્રીઓને આપવું, એ આપણી પહેલી ફર્જ છે શારીરિક સ્વાતંત્ર્ય સાથે જો મતસ્વાતંત્ર્ય ન આપીએ, તો તેણીનું-સૌંદર્ય કદીપણ વધશે નહિ. છુટાપણાથી તેઓને વર્તવાં દેવાં જોઇએ. આવી રીતે તેણીનું શરીર દૃઢ થયા પછી શક્ત્યનુસાર તેને લઇને તેણીના નિઃસર્ગસિદ્ધ ન્યાયબુદ્ધિનું ને પ્રેમોજ્જવલતાનું દ્રઢીકરણ થાય એવાં જ્ઞાનને વિચાર તેણીના મનમાં ઠસાવવાં જોઇએ.

સ્ત્રીઓએ—પછી તેઓ કોઇપણ સ્થિતિમાં હોય–પોતાના પતિઓએ જે જે જ્ઞાન સંપાદન કર્યું હોય તે બધું જ્ઞાન પણ જુદી રીતીથી તેઓએ સંપાદન કરવું જોઇએ. તેઓનો કોઇપણ વિષેનો અભ્યાસ દ્દઢ ને આનુભવિક હોવો જોઇએ; અને તેનો ફક્ત ઉપયોગ સર્વ સાધારણને હંમેશના ઉપયોગ માટે કરવો જોઇએ, જે ભાષા યા વિષય કોઇ એક પુરૂષ શિખતો હોય તે ભાષા યા વિષય તેણે પૂરી રીતે

જાણવો જોઇએ. કિંતુ સ્ત્રીઓનું ફક્ત તે ભાષા અથવા વિષયનું જ્ઞાન પોતાના પતિના આનંદમાં ભાગીદાર થઇ શકે તેટલુંજ હોવુ જોઇએ.

સ્ત્રીઓને બ્રહ્મવિદ્યા નામનું શાસ્ત્ર ન શિખવુ જોઇએ. એ શાસ્ત્ર સિવાય છોકરા–છોકરીઓનું શિક્ષણ એક સરખુંજ હોય તો ચાલે. તેઓનાં શિક્ષણોમાં જો કાંઇ ફેર હોય તો એટલોજ કે, કોઇ એક ગહન વિષયમાં છોકરાં કરતાં છોકરીઓને વધારે જલ્દીથી પ્રવેશ કરવા દેવા જોઇએ. કારણ, તેમાં તેઓની બુદ્ધિ ઘણી અલ્પ થી વિકાસ પામે છે.

વર્ત્તમાનકાલની નિયતકાલિકો તથા નવલકથાઓ પોતાની છોકરીઓના હાથમાં આપશો નહિ. તેઓને કોઇ ઉત્તમ ગ્રંથ સંગ્રહાલયમાં એકલાંજ મૂકી આવો. તેમાંથી તેઓ સારૂં પોતાની મેળેજ ચુંટી કાઢશે. કોઇ એક છોકરાને જેવી રીતે આપણે જોર–જુલમથી તૈયાર કરી શકશું, તેમ છોકરીને તૈયાર કરી શકીશું નહિં. કુસુમ પ્રમાણે તેણી મોટી થતી જાય છે જેમ એક કુરંગક, તેને છુટ્ટ મૂકી દીધું હોય ત્યારે સારૂ ઘાસ કયું તેમજ નરસુ ઘાસ કયું તે તમારા કરતાં વધારે જાણે છે, તેવીજ રીતે છોકરીની અવસ્થા હોય છે.

આવી રીતે તેણે અર્વાચીન માસિકોનો ને નવલકથાઓનો નિષેધ કર્યો છે. તો પણ સારી નવલકથાઓ, કે જેમાં કાલ્પનિક ચિત્ર કરતાં પોતાના આયુષ્યનાં ખરાં ચિત્રોનુ પ્રતિબિંબ છે, એવી નવલકથાઓ વાંચવાને કોઇ પણ હરકત નથી. નવલકથાઓનાં કલ્પનામય ચિત્રોથી વાંચકોને વર્તમાન આયુઃક્રમનો કંટાળો આવે છે, ને આવીજ કલ્પનાપૂર્ણ વસ્તુસ્થિતિ હોવી જોઈએ એવી ઇચ્છા તેઓના મનમાં ઉત્પન્ન થાય છે.

પુરૂષોની પોતાના કુટુંબ વિષેની ફર્જ એ કે કુટુંબનું પોષણ કરવું, તેના ઉત્કર્ષ માટે પ્રયાસ કરવો ને તેનું સંરક્ષણ કરવુ; અને ગૃહિણીની ફર્જ એ કે કુટુંબની વ્યવસ્થા, તેનું સુખ ને શોભા સંપાદન કરવી. આ કર્ત્તવ્યોને વિસ્તૃત કરીએ એટલે પુરૂષોની ને સ્ત્રીઓની સ્વદેશ વિષયક ફર્જો શું છે તે એકદમ સમજાશે. રાષ્ટ્રનુ પોષણ, તેની ઉન્નતિ ને રક્ષણ કરવાને મદદ કરવી એ રાષ્ટ્ર વિષેની પુરૂષની ફર્જ છે. તેવીજ રીતે સ્વદેશમાં શાંતતા રાખવામા, સ્વદેશનુ સુખ મેળવવામાં, ને સ્વદેશને સુંદર રીતે સુશોભિત કરવામાં મદદ કરવી એ સ્ત્રીઓની ફર્જ છે. માનવી હૃદયમાં સત્તાકાંક્ષાને ચિર.સ્થાયી સ્થાન મળેલું હોય છે. તે સત્તા બીજાનો નાશ કરવાને પ્રેરણા કરનારી ચોક્કસ નથી; તો તે તારક, માર્ગદર્શક ને સંરક્ષણ શીલ છે; તે શાસન કરનારી ને સંકટમાંથી બચાવનારી છે. સ્પર્શ માત્રથીજ રોગપરિહાર કરનારી તે રાજસત્તા છે, તે એવી છે કે, તેને લઇને સેતાન બધાઇ જઇ તેના હાથમાંથી મનુષ્ય પ્રાણીનો બચાવ થાય છે. એ સત્તાના સિંહાસનની સ્થાપના ન્યાયના ખડક ઉપર કરેલી હોય છે, ને એ સિંહાસન ઉપર દયારૂપી સો-

પાનમાર્ગથીજ જવુ જોઇએ એટલી તે સત્તાની મહત્તા છે ત્યારે બહેનો, તમે આવી સત્તા મેળવવાની ઇચ્છા નહીં કરો ? ને ફક્ત કુટુંબિનીની પદવી છોડીને રાજ્ઞી પદ પ્રાપ્ત કરવાની આકાક્ષા શુ મનમા નહિ રાખો ?

ગૃહિણી અથવા કુટુંબિની એટલે ગૃહની અથવા કુટુંબની સ્વામિની કુટુંબમાં ફક્ત પોતાના છોકરાછૈયાનોજ સમાવેશ થાય છે એમ નથી પણ બીજા માણસોનો પણ સમાવેશ થાય છે સ્વામિની તરીકે તે માણસોની શારીરિક ને માનસિક જરૂરીયાતો તરફ ધ્યાન આપવુ એ સ્ત્રીઓની ફર્જ છે હવે જેવી રીતે એટલા માણસોની જવાબદારી તેમની ઉપર આવે છે, તેવીજ રીતે સ્વદેશકુટુંબની જવાબદારી પણ તેમની પર આવે છે તેમાં કોઈ ભુખ્યો રહ્યો કે શુ, કોઇને શિક્ષણ મળ્યુ કે નહિ વિગેરે વાતોની સભાળ લેવી એ તેઓનુ કર્તવ્ય ગણાય છે આ પ્રમાણે માનવી શરીર ઉપર તો શુ પણ મન ઉપર પણ તેઓનો કાબુ હોય છે કારણ તેઓ પુરૂષોના માર્ગદર્શક ને શિક્ષક છે પણ કમનશીબની વાતતો એ કે, એ અધિકારનુ જ્ઞાન બહુજ થોડી સ્ત્રીઓને હોય છે

ધારો કે કાલે તમે પોતાના બગીચામાં સુદર ફુલના રોપાઓ વાવ્યા ને તેમને પુષ્પો આવ્યાં તમારો તેમના પર બહુ પ્રેમ પણ છે. આવા સુદર પુષ્પો વાવાઝોડુ થવાથી કરમાવા લાગ્યા આવે વખતે સુદૈવથી પરમાત્માએ તમને તે ફુલોને પુનસજીવન કરવાનો અધિકાર આપ્યો હોય તો તમને કેટલો આનદ થશે વારૂ ! એ સત્તાનો ઉપયોગ તમે કર્યા વગર રહેશો કે ? જો એમ છે તો પછી એ પુષ્પો કરતાં ઉચી જાતના પુષ્પો તમારા બગીચામા છે કે જેઓ તેમનીપર કરેલો ઉપકાર કદી ભૂલતા નથી, જેઓ તમને ચાહશે, જેઓને તમારી માફકજ વિચાર કરવાની શક્તિ છે, ને જેઓ તમારી માફકજ રહે છે, આવા પુષ્પોનુ સરક્ષણ કરવાની શક્તિ પેલા અધિકાર કરતાં શુ અધિક મહત્ત્વની નથી ? આવા પ્રકારના પુષ્પો શહેરના કોઈ રસ્તાના ખુણાખાચરામા, અથવા તદ્દન ઉજાજડ જગોએ નાના ખુણામા તમને દેખાય તો તેમની પાસે તમે નહિ જશો કે ? શુ તમે તેમનુ સાન્ત્વન નહિ કરો ? તમે તેઓને કરમાવા દેશો કે ? શુ તમે તેમને અજ્ઞાનરૂપી વાવાઝોડાથી નહિ બચાવો ? તેમના પવિત્ર આત્મા ઉપરની ધૂલિને કાઢી નાખીને તેમજ તેમનો આત્મા ઉજ્જ્વલ કરીને તેઓને જીવતદાન આપવાનુ પુણ્ય નહીંજ કરો કે ? ? સહસ્રકર તમોને આનદમય કરવાને ઉગશે અને તેમને શુ દુઃખપ્રદ થશે ? આ પ્રમાણે એક તુચ્છ કીટક પ્રમાણે તેમના આયુષ્યની હાનિ થાય એ તમે સહન કરશો ? નહીં, નહીં, એટલા દુષ્ટ ને દુરભિમાની તમે કદી થવાના નથી. તમારૂ અત કરણ કેટલુ કોમળ, કેટલુ પવિત્ર ને કેટલુ પ્રેમપૂર્ણ ! તો પણ આવા અધિકારનુ જ્ઞાન સપાદન કરીને પરમેશ્વરે તમારા ઉપર સોપેલુ કામ કરવાને પ્રયત્ન કરો.

લે. પુરૂષોતમ સખારામ ફાટક—જુનાગઢ.

# ગૃહ સુધારણા

( વક્તા—રા. માધવરાય ગીગાભાઇ જોશી. )

ગૃહ સુધારણા એ વિષય વિષે આપણે વિચાર કરીએ છીએ. આપણે નામધારી શરીરે નથી—દેહ નથી પણ દેહી છીએ. શરીરી છીએ. અમુક ઉદ્દેશ કે સંકેત ફલિત કરવાને માટે આપણે આ શરીર ધારણ કરી જુદાં જુદાં સ્વરૂપે આ સંસારમા અવતર્યા છીએ. પછી આ શરીરોને ઓળખવા માટે જુદાં જુદાં નામો અપાયલાં છીએ. હવે આપણે એ રીતે જુદા જુદા આત્માઓ જુદી જુદી દિશાએથી આવી અમુક કાર્ય માટે સંમિલિત થયા છીએ. એમ સંમિલિત થયેલા બે કે તેથી વધારે આત્માઓનું એક મંડળ તે કુટુંબ અને આ કુટુંબને વિરામ લેવા માટે કાંઇ ઠામ જોઇએ. જીવનના ઉદ્દેશની સફલતા માટે કરવાનાં અને વિચારવાના કાર્યો માટે એક મુકરર સ્થાન જોઇએ. આ સ્થાન આ ઠામ તે આપણું ગૃહ છે. તેમાં જુદા જુદા શરીરધારી આત્માઓ પત્નિ રૂપે, પુત્રપુત્રી રૂપે, ભાઇ બહેન રૂપે કે માતાપિતા રૂપે એકત્રિત થયા છીએ. એ આપણાં સૌ આપ્તજનનાં નિવાસસ્થાનને હું ગૃહ કહું છું. આ ગૃહની સુધારણા વિષે આપણે વિચાર કરવાનો છે. સુધારણા એટલે અવ્યવસ્થિત બાબતને વ્યવસ્થામાં મૂકવી તે. એક ગૃહ તે માત્ર ખાવાપીવાનું ઠેકાણું નથી, એક ગૃહ તે માત્ર સુવા પૂરતી ભૂમિનું સ્થાન નથી, એક ગૃહ તે કંકાસ–કલેશ વિખવાદ અને દુઃખની હાયવરાળ કાઢવાનું ચિંતાસ્થાન નથી. ગૃહ શાંતિથી સ્વસ્થ બને, પરમાત્માનું આરાધન થઇ શકે, ગૃહના આશ્રિતજનોના પોષણ માટેની વિચારણા અને પ્રવૃત્તિ આ ગૃહના આશ્રયે થાય. સ્નેહ, પ્રીતિ, ભક્તિ, દયા વિગેરે પ્રાકૃતિક ગુણોનો વિકાસ આ ગૃહમાં કરી શકાય, આ ગૃહમાંનો આપ્તજનોનાં આ લોક અને પરલોકનાં સુખ, બન્ધન અને મોક્ષનો વિચાર આ સ્થાને નિવૃત્તિથી નિશ્ચિંતતાથી બની શકે, સંસારના અન્ય પ્રવાસી આત્માઓનું ઉત્તમ પ્રકારે આતિથ્ય કરી એના મનનાં, તનનાં અને બુદ્ધિનાં દારિદ્રયનું નિવારણ કરી શકાય. આ અને એવા બીજા અનેક કાર્યો ગૃહ વિના થઇ શકે નહિ. શરીર વિનાનો જીવ તેમ ગૃહ વિનાનો માણસ છે. જેમ ચંદ્ર વિનાનો પોયણી, તેમ ગૃહ વિનાનો માણસ છે. ગૃહ વિના મનુષ્યને—નર કે નારીને જગત્‌માં સન્માન નથી, વાસ નથી–શાન્તિ નથી કાંઇજ નથી. આપણાં ધર્મશાસ્ત્રોએ જીવનના ચાર પુરૂષાર્થ, ધર્મ, અર્થ, કામ અને મોક્ષ જે નિર્માણ કર્યા છે તે પુરૂષાર્થ નર કે નારી આ ગૃહમાં નિવસી સાધી શકે છે. આપણે અત્યારે આપણાં ગૃહોનો ઉપયોગ એ માટે કરીએ છીએ? શ્રીકુલ

નહીં. ખાવું પીવું ઉંઘવું અને મૈથુનિક વિહાર કરવો આ ચાર કામ આપણે એક ઠેકાણે અમુક સંખ્યાનાં માણસો ભેગાં મળી કરીએ છીએ. બાકી ગૃહનો આપણે કાંઈજ ઉપયોગ નથી કરતા. નથી ચાર પુરૂષાર્થને સમજતા કે નથી આ આપ્તજનો તે દિવ્યગામી આત્માઓ છે એમ સમજતા કે નથી એ આત્માઓ પૂર્વ જન્મના લેણદેણના સંબંધે ભેગા મળ્યા છીએ એમ સમજતા. ઉલટા કુટુંબીઓને થાપ વેઠ બોજારૂપ ગણીએ છીએ. ઘરને ઉપાધિરૂપ માનીએ છીએ. કલેશ, કંકાસ,જઘડા અને મારામારીનું નર્કસ્થાન આપણે આપણા ઘરને કરી મૂક્યું છે.આપણા પ્રાચીનકાલનાં ગૃહો તેમજ હાલમાં પાશ્ચાત્ય યુરોપાદિ દેશનાં ગૃહો સાથે આપણા હાલના ગુફલેસ ઘોલકાઓને ક્યાંથી સરખાવાય? યુરોપાદિ દેશનાં ગૃહોની સંકલના દરેક પ્રકારનાં સદ કાર્યોનાં લીલાભવન અને નાના પ્રકારનાં સુખના ક્રિડાસ્થાનનારૂપે થયેલી હોય છે; ત્યારે આપણા હાલના અધોગત ગૃહની સુધારણા શી રીતે કરવી ? ગૃહની અધિષ્ઠાત્રી ગૃહિણી છે, પત્નિ છે, સૌથી અગત્યનું કાર્ય આપણે આપણાં દરેક આર્યગૃહની ગૃહિણીને યોગ્ય પદાધિકારીણી બનાવવી જોઇએ. નાના પ્રકારનાં ગૃહકાર્ય, બાલસંગોપન લલિતકળા જ્ઞાનથી તે વેષ્ટિત થવી જોઇએ. 'સામ્રાજ્ઞી શ્વસુરેભવ' એ કન્યાને આશીર્વાદ દેવાનાં વેદ વાક્ય ફલિત થવા જોઇએ. ગૃહિણીનું યોગ્ય સન્માન સચવાવું જોઇએ. પતિ પત્નિનાં સન્માનની પ્રતિજ્ઞાઓ મુજબ આત્માને આત્મા સાથે જોડું છું. પ્રાણ સાથે પ્રાણને, માંસ સાથે માંસને અને ત્વચા સાથે ત્વચાને જોડી દઉં છું. આ અદ્વૈતભાવે પતિ પત્નિ જે ગૃહનાં દેવ અને દેવી છે તે પત્નિવૃત અને પતિવૃતનાં બ્રહ્મચર્યશાળી મહાવૃતોથી સદા જોડાયલાં રહેવાં જોઇએ.

પતિ-પત્નિના સ્નેહક્રીડાના ફલરૂપ પ્રાપ્ત થએલ બાળકોને સારા, સંસ્કારી બનાવવા એ માબાપનું પ્રધાન કાર્ય છે. અને ગૃહ સુધારણાનું તે સર્વોત્કૃષ્ટ ફલ છે. ટુંકામાં સર્વે આશ્રમો ગૃહસ્થાશ્રમને આશ્રયે રહેલા છે. બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્થ એ ત્રણે આશ્રમો ગૃહસ્થાશ્રમને અવલંબે છે. જે સુખી ગૃહસ્થાશ્રમ છે. ઇચ્છા પૂર્ણ થાય એટલું ધન, મધુર ભાષિણી પતિવૃતા પત્નિ, આજ્ઞાપાલક સદ્ગુણી બાલકો, પ્રીતિશાળી કુટુંબી અને સ્નેહીજનો, વિશ્વાસુ સેવકો, સાધુ અતિથિ સત્કાર, ઇશ્વર ભજન જે ગૃહમાં છે તેજ ગૃહના ગૃહસ્થાશ્રમને ધન્ય છે. આવાં ગૃહો દરેકને મળો એજ અંતિમ ભાવના છે.

# જગતના વિચિત્ર હુન્નરો.

અનુવાદક—વાડીલાલ મૂળજીભાઈ સંઘવી.

તાલિવાળાં માથામાં વાળનું વાવેતર થઇ શકે છે—આ અદ્ભુત પ્રયોગ સિદ્ધ કરનાર 'ટાઇમ્સ' પત્રના કથન પ્રમાણે, બુડાપેસ્ટ (હુંગરીની રાજધાની) ની સેંટસ્ટીવન હૉસ્પીટલના ડૉ. મેકેલી છે. તે પારકા માથાના વાળ તમારી તાલના પ્રદેશ ઉપર સારી રીતે સીવી લે છે! દર ચોરસ સેંટીમીટર જેટલી ખુલ્લી ખોપરીમાં ૧૦૦ વાળ તેમાં કાણું પાડીને, તે સામટા સીવે છે, અને એ પ્રમાણે તેણે એકજ તાલવાળા મસ્તક પર પચાસ હજાર વાળ વાવેલા છે, આ વાળના છેડા તે નથી સીવતો—વચલો ભાગ સીવે છે ને બે છેડા ઉપર લટકે છે એટલે ૧ વાળ સીવે બે સ્વતંત્ર વાળ થાય છે. દર ચોરસ ઇંચે આ પ્રમાણે ૧૦૦૦ વાળ થાય છે. આ સીવવાના કામમાં એકદમ પાતળો સોનાનો તાર દોરા તરીકે વપરાય છે. તે એટલો પાતળો છે કે ૫૦૦૦૦ વાળ સીવવા છતાં ૧ ગ્રામથી વધારે સોનું જોઈતું નથી. સીવી લીધા બાદ ખોપરીની ચામડીની અંદરના ખરાબ જંતુ દવા વગેરેથી નષ્ટ કરવામાં આવે છે. આ વાળ પછી ખરી પડતા નથી. ૧૦-૧૨ દહાડા પ્રથમ સોજો રહે છે. પછી કુદરતી વાળ તરીકે તે પોવાઇ, તેલ ઘલાઇ તથા હોળાઈ શકે છે. પોણા કલાકમાં ૫૦૦ નીમાળા આ પ્રમાણે સીવી રોપી શકાય છે. એ વાળ પાછળથી ખરી પડવાનો પણ ભય નથી. જે બાઇના માથાં પર પ્રથમ આ પ્રયોગ કર્યો હતો તેના વાળ સાત વરસ થયાં હજી એમના એમ છે! સૌભાગ્યવતી છતાં કુદરતે બોડી કરેલી કરોડાધિપતિની પત્નીઓએ જોઇએ તો બુડાપેસ્ટ જવું!

**બિલાડી ઉંદરના ખેતર તથા વેપાર**—બિલાડીઓને તેમનાં ચામડાં સારૂં લાખોની સંખ્યામાં ઉછેરવા અમેરીકાનો એક ગૃહસ્થ લીમીટેડ કંપની કાઢવા માગે છે. તેથી થનારા લાભો વર્ણવનારૂં એક રોમાંચક પ્રોસપેકટસ પણ પ્રગટ થયું છે. તેનો સાર એ છે કે અનેક એકરોની ખુલ્લી જગ્યા લઇને તેમાં શરૂઆતમાં દસ લાખ બીલાડી પાળવી. તે દરેકને સરેરાસ વરસે ૧૨ બચ્ચાં થશે. હવે દરેક બીલાડીનાં શ્વેત ચામડાંની કીમ્મત પાંચ પેનીથી તે વહુન કાળાં ચામડાની કીંમત ૩ શીલીંગ સુધી ઉપજશે. આથી વરસે ૧૨૦ લાખ ચામડાં થશે. તેનો સરેરાશ ભાવ ૧ા શીલીંગ ગણતાં રોજ ૩૦૦૦૦ રૂપીઆની આવક થશે. આઠ શીલીંગના રોજનો એક માણસ રોજ ૫૦ ચામડા ઉતારે તો ૧૦૦ માણસો રોજે બધું કામ કરી શકે. તેથી રોજનો નફો ૧૯૯૦ પાઉંડ થશે. હવે એ બીલાડીને ખવરાવવાને ખર્ચ તો ગણ્યો નહીં એવો પ્રશ્ન પૂછવામાં આવશે. તેનો ઉત્તર એ છે કે તેમને તો મફતના ઉંદર-ખવડાવવામાં આવશે. સામે બારણે ઉંદર ઉછેરવાની વાડી સ્થાપવામાં

આવશે ! અને ઉંદરડી તો બીલાડી બાઇ કરતાં જણુવે ચોગણી બહાદુર છે, તેથી તેઓ ખવાતાં ખુટનાર નથી એવી વકીજ માત્ર નહીં પણ એ નક્કી છે. એક બીલાડીને ચારથી વધારે ઉંદર રોજ જોઇતા નથી. બેશક તેને એકજ વાની મળશે અને નાસ્તો, ખાણું તથા વાળુ બધું એકની એકજ, એજ ચીજનું પાવજ્જીવન કરવું પડશે પણ અમૃત મળે પછી બીજી શી ચીજ જોઇએ ? હવે મહત્તર પ્રશ્ન એ છે કે ઉંદરડાઓને શું ખવડાવવું ? શી બુદ્ધિમતા કે ચામડી ઉતારેલી બીલાડીનું માંસ આપવાની કલ્પના કરવામાં આવી છે. એક ઉંદરને ચતુર્થાંશ બીલાડી રોજ મળશે, તે ગણપતિનાં વાહનને ઓછું નથી. બીલાડીનાં આંતરડાં પણ તેઓ ફીડલના તાર તરીકે વેચશે ને તે વેચાય તે સારૂ કંપનીવાળાઓ ફીડલ બજાવવાના પ્રજાના શોખને ઉત્તેજન આપશે. બીલાડીના સુંવાળાં સુંદર કાળા સફેદ વાળવાળાં ચામડાં સ્ત્રીઓનાં 'ફર' ના ઓઢવાના શૃંગાર તરીકે કામ આવશે. ફેશનેબલ સ્ત્રીઓ તે ખરીદવા લલચાય તે સારૂ કંપની કાંતે ફેશનેબલ સ્ત્રીઓને કંપનીનો માલ જાહેર રીતે બતાવીને વાપરવા સારૂ જાહેરખબર તરીકે ભાડે રાખશે ! આ કંપની કદાચ નિષ્ફળ પણ જાય ને ગણતરી ઉંધી પડે, તેમજ આવાં કસાઇખાનાંથી ગમે તેટલો લાભ હોય તોપણ તે વર્જ્ય છે.

એ જોવામાં આવે છે કે, ઉન્હાળામાં શિયાળા કરતાં નખ જલદી ઉગે છે ! કેટલાક એમ પણ કહે છે કે ડાબા કરતાં જમણા હાથના નખ વહેલા વધે છે. હાથના નખની આ કથા થઇ. પગના નખ બહુ ધીમે ઉગે છે. તેની ઝડપ આંગળીઓના નખ કરતાં ચોથે ભાગે માત્ર છે.

**હવે રેલ્વે ટ્રેન હવામાં કલાકના ત્રણુસો માઇલની ઝડપે દોડશે—** એવી શોધ થવાના સમાચાર મળ્યા છે. તેના શોધક મોં. બેચેલટે છે. પચ્ચીસ વર્ષના ચાલુ અખ્તરાથી આ શોધ તે પૂર્ણ કરી શક્યો છે અને તેને અમલમાં મૂકવા સારૂ પોણો કરોડ રૂપીયાની થાપણવાળી એક કંપની પણ ઉભી થઇ છે. એ શોધનો હક વેચાતો આપે તો કરોડો રૂપીયા આપવાને તેને થયેલી માંગણીઓનો તેણે અસ્વીકાર પણ કર્યો છે. આ નવી જાતની રેલ્વેમાં વીજળીનો ભાગ મોટો છે. રેલને પાટા તો રહેશે જ. પણ તેની નીચે વીજળીનાં પાયલાં અમુક મિશ્રિત ધાતુનાં ગુંચળાં ગુંચળાં અને પાટાના અમુક આંતરે બીજી એવી યુક્તિ કરવામાં આવશે કે જેથી પાટાથી થોડે ઉંચે જ યુધિષ્ઠિરના કહેવાતા રથ પેઠે એ ટ્રેન કુદેલી રહેશે અને ગુરૂત્વાકર્ષણના બંધનથી મુક્ત રહેવાથી તે ન કલ્પી શકાય એવા વેગથી હવામાં દોડશે અને મરજી પડે ત્યારે પાટા પર ઉભી રાખી શકાશે. સર ડેવીડસોલોમન્સ જેવા પ્રખ્યાત વિદ્યુત શાસ્ત્રીએ પણ આ શોધ સત્ય હોવાનુ સ્વીકારે છે. એ નવી જાતની રેલ્વે બાંધવાનું ખર્ચ પણ ઝાઝું આવતું નથી. તે માત્ર દર માઇલે ૦ાા લાખ રૂપીયા ( યુરોપમાં ) થશે એવી ગણતરી છે. મોંસ્ય બેચેલેટે એક નાની ૪૦ ફુટની રેલ્વે એ શોધ પ્રમાણે બાંધી છે ને તે સારી રીતે એના ધાર્યા પ્રમાણે ચાલે છે. પણ મોટા પાયા પર પણ એમજ ચાલે ત્યારે ખરૂં. કાશ્મીરના પહાડોમાં રાવલપીંડીથી શ્રીનગર સુધી પણ હાલમાં રેલ્વે બાંધવાની યોજના થઇ છે તે પણ અધર છે. તે તાર પર લટકતી બાંધવામાં આવનાર છે ! તે કરતાં પણ આ વળી ઘણી વધારે અદભુત છે, પછી તો મુંબાઇમાં રહેવાની જરૂરજ નહીં પડે! બી. બી. સી. આઇ રેલવે માત્ર સબર્બની લોકલ રેલવે થશે. કેમકે અમદાવાદ લોકોને મન એક કલાકમાં પહોંચી શકાય એવું બોરીવલી જેવું થઇ જશે. અને તેથી લોકો અમદાવાદ સુધી ગમે ત્યાં રહેશે ! પછી મુંબાઇનાં ભાડાં પણ સોંઘાં થઇ જશે, ને જે ઘરધણીઓ હાલ મોટર રાખે છે તેને રેંકડો રાખવા જેટલું ભાડું પણ દુર્લભ થઇ જશે ! પણ હાલ કલ્પનાની મોટરો બહુ વેગથી દોડાવવી કવખતની છે !

**રસાયણ શાસ્ત્રથી ગધેડાનો ઘોડો થઇ શકે છેઃ—** હિંદુસ્તાનમાં તો એકજ જાતિના માણસની કલ્પિત કૃત્રિમ જ્ઞાતિ પણ ગમે તેટલા પુરૂષાર્થ છતાં બદલી શકાતી નથી અને તેના ટેકામાં એમ કહેવામાં આવે છે કે ગધેડું ગમે તેટલા સાબુથી ઘોડું થતું નથી, હશે પણ અહીંતો કુદરતી રીતે સ્વતંત્ર ચાલે પણ પોતાની

જાત બદલે છે ! ચાક અને કોલસા વચ્ચે ગધેડા તથા ઘોડા કરતાં પણ વધારે મોટો અંતર છે. પણ લીડસમાં જે અખતરા હાલમાં કરવામાં આવ્યા છે તેથી સિદ્ધ થયું છે કે થોડા વખતમાં ચાકને કોલસો કરીને તે બજારમાં વેચાતો થશે. ચાક, કોલસા જેવો બળી શકે છે. આ શોધના અખતરા કરનાર કંપનીનું નામ સુડીન કંપની છે. તેને દક્ષિણ ઇંગ્લેંડમાં ચોક ટન દીઠ સાતથી બાર આને મળે છે. હવે એનાં ચોસલાં કોલસા રૂપે બનાવીને તે ટનને પંદર શીલીંગને ભાવે વેચી શકવાની આશા રાખે છે, જે અસલી કોલસાથી સસ્તો છે. ઇંગ્લેંડમાં ચોકના ડુંગર અખુટ છે. તે કાર્બોનાઇઝ (જલાયમાન) કરતાં તેમાંથી ધુમાડો તો શું પણ રાખ પણ નામ માત્ર નીકળશે એવો દાવો કરવામાં આવે છે. તે કારણથી કોલસાની ખાણો બંધ કરીને તેના ભયંકર અકસ્માતથી મુક્ત થવાનો પણ કદાચ વખત આવી લાગશે.

રૂથી પણ હલકું ' વૉટરપ્રુફ ' કપડું:—આ ઘુઘરક કાપડનું નામ તે 'કાપોક' છે. તે રેશમ જેવું છે અને તે એક જાતના ઝાડના બીયાંના રેસા છે. એ ઝાડ હાલતો જાવાના ટાપુમાંજ ઘણું ખરૂં થાય છે. તેની ખાસ ખુબી એ છે કે એ એટલું તેલ જેવું ચીકણું છે કે તે કારણથી તે કુદરતી રીતે લેધર કલોથ કે બીજુ કપડ જેવું વોટરપ્રુફ (જળ પ્રતિબંધક) છે. રૂ હલકામાં હલકો પદાર્થ ગણાય છે, પરંતુ 'કાપોક'નું કપાસ તેનાથી પણ એક બે નહીં ને એકદમ છ ગણું હલકું છે ! તે એ બે ગુણોને લીધે તે મુસાફરીના કામમાં વાપરવા ખાસ કામ આવે એમ છે. ' કાપોક ' થી ભરેલી તળાઇ કુદરતી વહાણ જેવી છે. કેમકે તેના કાપડમાં જળ પ્રવેશ અશક્ય હોવાથી તે ડુબતી નથી પણ તરે છે. હાલમાં અખતરો કરી જોતાં દશ રતલની કાપોકનાં કાપડ તેમજ રૂ ની તળાઇ ઉપર બસો રતલ જેટલું એક અતિશય જાડા માણસ જેટલું વજન આવવા છતાં તે પાણીમાં ડુબી નહોતી. દરીયાઇ હોનારત થતાં બચવવાના અખતરાનાં કામમાં યુનાઇટેડ સ્ટેટસનું નૌકાખાતું તો 'કાપોક' ક્યારનું વાપરે છે, તેમજ એ કારણથી ઓશાંઓ તથા લાઇફ બોટમાં ઘણા વર્ષથી તેજ ભરવામાં આવે છે, તે થોડુંક હિંદુસ્તાનમાં પણ બને છે. આશા છે કે તેની ખેતી તેનું અતી ઉપયોગીપણું જણાતા વધશે. તે જોઇએ તેટલું પ્રસિદ્ધ ન હોવાનું કારણ એજ છે કે તેના વસ્ત્ર કરવાને માટે જે ખાસ યંત્રો જોઇએ તે હજી શોધાયાં નથી. તેથી તે બહુ મોંઘું પડે છે. પણ હવે યંત્ર શોધવાની તૈયારી છે એમ કહેવાય છે, એમ થતાં તે કોટનાં લાઇનીંગ (અસ્તર) ચાદર વગેરે તરીકે બહુજ ઉપયોગી થઇ પડશે.



# કલુષતામય સંસાર અને તેનું કારણ.

( લેખક—ઠાકુર શિવનન્દનસિંહ. )

"The offect can not come by itself. The first thing is cause; and the effect is the result of cause."

SWAMI VIVEKANAND.

કારણ વિના સ્વયં કાર્ય હોઇ શકતું નથી. મૂળ વસ્તુ કારણ છે. અને કાર્ય કારણનું ફળ છે.— સ્વામી વિવેકાનંદ.

વિવાહ સુખની ઇચ્છાથી કરવામાં આવે છે. આ મહાન સંસ્કારથી આનન્દ અને પ્રસન્નતાની અટ્ટ ધારીને વહતી જોઇ સર્વ લોકનાં હૃદયમાં આ વિવાહનો પરમ આનન્દ ભોગવવાની પ્રબળ કામના ઉત્પન્ન થાય છે. પોતાની યોગ્યતા અયોગ્યતાનો વિચાર ન કરતાં સર્વ સ્ત્રી પુરૂષો આ પવિત્ર તીર્થમાં ડુબકી મારવાને ચાહે છે, પરંતુ તેનું ફળ તેની આશાથી વિરૂદ્ધ આવે છે. જેમ માખીઓ મધુ પીવાને ઘડા ઉપર બેસે છે અને તેમાંની કોઇ પીઇને ઉડી જાય છે પણ ઘણી ખરી તો પાંખો અને પગ ચોટી જવાથી ફસાઇ પડે છે અને અનેક દુઃખ સહન કરીને પરણુ પામે છે. એમજ આપણે વિવાહથી સુખની ઇચ્છા કરીને ફાંસાંમાં ફસાઇ જઇએ છીએ. કઇંક લોકની આશાઓ પૂર્ણ થતી હશે પરંતુ ઘણાઓ તો સુખને બદલે દુઃખનાજ ભોકતા બની ઘોર વિપત્તિઓ સહન કરે છે. ઇચ્છયું હતું તો સુખ પણ મળ્યું દુઃખ. ચિંતામણીની ઇચ્છા કરી હતી પણ કરમમાં હતો કાળમીંઢ પત્થર. શારીરિક સુખને લીધે જળમાં તરવા માંડયું પણ ત્યાં તો ડુબવાનો વારો આવ્યો. પ્રેમરસનાં પાન કરવાની લાલસા હતી કિન્તુ હાથપગ જકડાઇ ગયા. એવાતો જકડાઇ ગયા કે છુટવું મુશ્કીલ થઇ પડયું. જીન્દગીની મજા લુંટવાને આવ્યા તો જીંદગીજ લુંટાઇ ગઇ.

We came to enjoy, we are being enjoyed. We came to rule, we are being ruled. We are caught though we came to catch (enjoyment) we want to enjoy the pleasures of life and they eat into our very vitals.

કદિ વિચાર કરી જોઇએ તો સમસ્ત દેશમાં માત્ર ગણ્યાં ગાંઠયાજ વિવાહિત સ્ત્રી પુરૂષો એક બીજાથી સંતુષ્ટ થયલાં હશે. કયાંય સ્વભાવ મળતો નહીં હોય. કયાંય એક બીજામાં સદાય અણબનાવ રહેતો હશે. કયાંયે ગરીબાઇથી સુખનો લોપ થઇ ગયેલો હશે. દુઃખસાગરમાં ડુબતાં હશે. ક્યાંય પુરૂષ રોગી તો સ્ત્રી નિરોગી. અથવા ક્યાંક તેથી ઉલટું. એક બીજાથી અસંતુષ્ટ. જે ઘરમાં તપાસ કરી જોઇએ તે ઘરમાં

એજ આપત્તિ જોવામાં આવશે. કેટલીકવાર ઉપલક દૃષ્ટિએ એવું જોવામાં આવે છે કે આ દમ્પતિ જેવું કોઇ સુખી જોડું નહીં હોય પણ આંતરિક સ્થિતિએ તપાસી જોતાં ભરમનાં ભેદ ખુલાં થઇ જશે. એવા ભેદ જાહેરમાં જાણી શકાતાં નથી. કેટલાક દિવસ સુધી તપાસનાર અને તે પણ કોઇ પરિચિત જન તપાસ કરે તોજ જણાય આવે.

નીચે લખેલાં ૨૫ વિવાહિત પુરૂષોથી ઘણી સારી રીતે પરિચિત છું. કેટલાક વરસની તપાસ પછી જે પરિણામ આવ્યું છે તે નીચે લખું છું. એ ખાસ જણાવું કે આ પુરૂષોને મેં કાંઇ ચુંટી કાઢ્યા નથી. તપાસ કરતાં સ્વયં મારા માર્ગમાં આવી ચઢ્યા છે અને કાચી ટીપ પર તેને નોંધ્યા છે. આ તપાસ ઉપરાંત સાત જગ્યોએ મેં મારા મિત્રોની પાસે અલગ અલગ તપાસ કરાવરાવી છે તો તેનું પરિણામ પણ તેવુંજ આવ્યું છે. મેં તે સર્વેને વિનતિ કરી હતી કે કોઇ ૨૫ વિવાહિત પુરૂષોના સંસારની ખાનગી તપાસ કરી લખો તે સાથે એમને ખાસ જણાવવામાં આવ્યું હતું કે કોઇ ખાસ સ્ત્રીપુરૂષની છુપી બાબત ન લખતાં કેવળ એ લોકોની વાસ્તવિક સ્થિતિ કે જેઓ તે જાણતા હોય અથવા જેની તપાસ તે સહેલાઇથી કરી શકે જેવાંકે પાડોશી, અંગતમિત્ર અથવા સગાંસંબંધી. આવી રીતે પ્રયાસ કરતાં ૨૦૦ વિવાહિત સ્ત્રીપુરૂષોની તપાસ થઇ. સ્થળસંકોચથી માત્ર ટુંકમાં તેમની વાસ્તવિક સ્થિતિજ નીચે જણાવી છેઃ—

## ૨૫ સ્ત્રીપુરૂષોની તપાસણીનું પરિણામ.

### ૫ રાજામહારાજ.

( ૧ ) ખુદ રાજા ( Ruling chief ) ઘોર વ્યભિચારી, રાણીથી અણબનાવ, રાજા સુખી, રાણી પતિવ્રતા પણ રાજાના અન્યાયથી સદા દુઃખિની.

( ૨ ) રાજા નપુંસક પણ તે સ્થિતિ છુપાવવા અને ખાલી પુરૂષાતન બતાવવાને પાંચ વિવાહ કર્યા. પાંચે રાણીઓ જીવિત છે. બધી વ્યભિચારિણીઓ છે. રાજા દુઃખી, રાણીઓ સુખી, રાણીઓથી અતિશય ખરચનો બોજો, સ્ટેટ કરજદાર.

( ૩ ) રાજા મહેલમાં નથી જતા. ગુલામ સાથે વિશેષ પ્રેમ રાખે છે. રાણીઓ બે છે. એક વ્યભિચારીણી અને બીજી પતિવ્રતા છે. ત્રણે દુઃખી છે. વ્યભિચારિણીને ખરચ કમ મળે છે. મોટી બેઆબરૂથી રાખવામાં આવે છે.

( ૪ ) રાજા પ્રકૃતસ્વરૂદ્ધ વ્યભિચારી, દશરામાં રામલીલાની મંડળી આવે ત્યારે તેના સુંદર છોકરાઓને જમીનોનાં દાન આપે છે અને તેમને લઇ લેવામાં આવે છે. રાણી પતિવ્રતા પણ દુઃખિણી. રાજા રોગગ્રસ્ત દુઃખી.

( ૫ ) રાજા નિર્બળ, રાણી બળવાન. બન્નેમાં અણબનાવ. રાજાની સુવાવ-

સ્થામાં એક આપઘાત. રાણીનો ખુલ્લો વ્યભિચાર. રાજ્યના ખજાનામાં લુંટ અને પ્રજાનું સત્યાનાશ બન્ને દુઃખી.

### ૫ ધનાઢય ગૃહસ્થ વર્ગ.

( ૧ ) પુરૂષ દેવતા. સ્ત્રી દેવી. બન્નેમાં પ્રેમ–અને બન્ને સુખી.

( ૨ ). પતિ નિરબલ ( રોગી ) પત્ની બલવતી. એકબીજાને બતાવવાને ખાલી પ્રેમ કરે છે. પત્નીનો છાનો વ્યભિચાર પતિ જાણે છે પણ તેથી તે કાંઇ વધારે કોપિત થતો નથી. પતિ ( હૃદય ) દુઃખી. સ્ત્રી સુખપૂર્વક.

( ૩ ) શેઠની ઉમર વરસ ૨૬. વ્યભિચારી છે. શેઠાણી પણ વ્યભિચારીણી. શેઠના અત્યાચારથી કંટાળીને એક ગુમાસ્તા સાથે એક લાખનું જવેરાત પહેરીને ચાલતી પકડી. કેદ પકડાઈ. પાછી ઘરમાં આવી સ્વતંત્રતાથી રહેવા લાગી. બન્ને સુખપૂર્વક રહે છે.

( ૪ ) પતિ શક્તિ વિનાનો. પત્નીના કેટલાક છુપા પ્રેમીઓ. બન્ને સુખી. કોઇને કોઇની પરવા નહીં.

( ૫ ) પુરૂષ અરધો શક્તિહીન. સ્ત્રી પાગલ, ગાંડી, કદિ એકમાં નિર્બલતા તો બીજાનો મીજાજ ઠીક. કદિ એકનું સ્વાસ્થ્ય ઠીક તો બીજી ગાંડી. બન્ને દુઃખી.

### ૫. વકીલ.

( ૧ ) પતિપત્નિના સ્વભાવ એકબીજાથી વિરૂદ્ધ. બન્નેમાં અણબનાવ. દિવસ ને રાત કંકાસ બન્ને દુઃખી.

( ૨ ) પતિએ ઘરની કામ કરનારીને રાખેલી છે તેના હાવભાવથી તે પાણી પાણી થઈ જાય છે. પત્નિ દિવસ ને રાત ઇર્ષ્યાગ્નિમાં બળીમરે છે. પતિ સુખી. પત્નિ દુઃખી.

( ૩ ) પતિ શક્તિહીન, પત્નિ અત્યંત દુઃખિની, પોતાનાં માવતર પણ જઇ ન શકતી કે જેથી પોતાનાં દુઃખની વાત પણ અવરને કહી શકે. લખવું વાંચવું પણ જાણતી ન હતી કે જેથી પત્ર વ્યવહાર પણ કરી શકે. કેટલાંક વર્ષો સુધી પતિવ્રત નીભાવ્યું. પણ આખર ભંગ થયો. છોકરૂં થયું પણ વકીલ સાહેબને તેની પરવા નહીં. તે પોતાની નિર્બલતા છુપાવા ચાહે છે. બસ, બાકી બધી વાતે બન્ને સુખી.

( ૪ ) પતિ ઘોર વ્યભિચારી, પત્નિ અત્યંત દુઃખીની.

( ૫ ) પતિ પત્નિ બન્ને મિજાજદાર, એક બીજાની સ્વતંત્રતા પર કોઇ ધ્યાન ન આપે. બન્ને એક બીજાની ચાલ ચલગત પર શક કરતા હતા, પણ બન્ને તેની પરવાર ન કરે. બન્ને આનંદપૂર્વક સુખમય જીવન વ્યતીત કરે છે.

આવીજ રીતે નોકરી કરનારાં પાંચ જોડાં અને મજુરી કરનારાં પાંચ જોડાંઓનાં

સંસાર જોયા તો તો હશે એક જોડું સુખી જણાયું—અને બાકી નવ દમ્પતિ દુઃખી જણાયાં. કુલ રાજાથી રંક સુધી લઇને ૨૫ જોડાં તપાસતાં વિવાહિત સ્ત્રી પુરૂષોનાં માત્ર ત્રણ જોડાં સર્વ પ્રકારે સુખી. આમાં જો મારા મિત્રોની તપાસનો રિપોર્ટ મેળવી લેવામાં આવે તો કુલે ૨૦૦ દમ્પતિઓમાં માત્ર ૩૦ દમ્પતિ સર્વ પ્રકારે સુખી ગણી શકાશે. અધિકાંશે વિવાહિત સ્ત્રી પુરૂષો નાના પ્રકારના માનસીક, શારીરિક અને સામાજિક દુઃખો ભોગવી રહ્યાં છે. વારૂ હવે વિવાહ પછીનું કાર્ય (effect) દુઃખ છે તો તેનું કારણ (cause) શું છે તે જાણવું જોઇએ. વિવાહિત સ્ત્રી પુરૂષો દુઃખ કેમ ભોગવે છે. એમના સુખની આશાઓનો ધ્વંસ કેમ થઇ ગયો, એના આનંદભોગના સ્થાને ઝગડાઓ કેમ જાગે છે ? આ શુભ કાર્ય અશુભ સ્વરૂપમાં કેમ બદલાઇ ગયું ?

આ પ્રશ્નનો ઉત્તર " અયોગ્યતા " છે. શારીરિક, માનસીક, આર્થિક સામાજિક વિગેરે પ્રકારની અયોગ્યતા જ દુઃખનું કારણ છે. જેમાં કોઇ પ્રકારની ઉણપ હોય છે, જે વિવાહને યોગ્ય નથી તેનો વિવાહ થઇ જવાથી સુખને સ્થાને દુઃખ, હર્ષને સ્થાને વિષાદ આવે છે. લોક આંખોએ પાટા બાંધી બાવળનાં ઝાડ વાવે છે અને આમ્રવૃક્ષની આશા રાખે છે, પણ બાવળનાં કાંટા ભોંકાય છે તો પણ આંખો ખુલતી નથી. પોતે પોતાને પોતાના કરેલા કામનો દોષ ન દેતાં ઇશ્વરને, દુર્ભાગ્યને અને પૂર્વ જન્મના સંસ્કારને દોષ દે છે.



## પ્રેમ.

### તોટક.

મધુ ભુવન ભવ્ય વિશાળ દિસે, શિત ચાંદની જ્યાં ચતુર્મેર હસે;
કુમુદિની મહીં દંપતિ ફરતાં, અતિ આનંદ લે હસતાં રમતાં. ૧
તહીં બારી, મહીં દિપ એક બળે, નિજ જ્યોત થકી ભરમાઇ અરે !
એક કીટ પડી નિજ અંગ દહે, કૃતિ એ પર યુગમ વાત કરે. ૨
નર આર્ય કહે દિલમાંથી "અરે ! દિવ્ય પ્રેમ થકી કીટ જીવ ત્યજે;
પતિ દેખીં મળે બહુ આશ થકી, નિજ જીવન પ્રેમથીં ક્ષુદ્ર ગણે." ૩
" પ્રિતિ, હેત થકી પતિ સાથ મળે, પણ ના ! નહિ શુદ્ધજ પ્રેમ ખરે;
સહુ મોહજ લાગણી એ ગણતાં, કહી કામ અરે સુજનો ત્યજતા. ૪
" કીટ છે નહિ પ્રેમીં દિપેથીં દહે, નહિ એ સંતિ જે પતિ દેખીં મરે;
નહિ જ્યોતિ જ્વલંત છતાં મરવું, શુભ કાર્યજ પ્રેમ તણું ગણવું. ૫

" શુદ્ધ પ્રેમ વિયોગ કદી ન સહે, ધિક એ જીવ જે સુખ પેખી દહે "
તહીં વાત રહી, દિન, માસ ગયા, સુખ શાંતિ મહીં વરસો વિતિયાં. ૬
શર કામ તણાં થકી પીડિત જે, નૃપ કર્ણજ ગૂર્જર દેશ વસે,
મન કામી અનર્થ કયા ન કરે ! પર સુખ હણે, મનુષ્યો મરવે. ૭
કપટે કરી માધવ દૂર કર્યો, ઘર આગળ એ* લઘુ ભ્રાત રહ્યો;
દળ સૈનિક નાગર ભુવન લે, અસિ શ્વાસ બધા ચડવે સ્વરગે. ૮
સહુ રક્ષક દ્વાર તણાં પડીયાં, રૂપસુંદરી સાથ અરિ વળીયા;
નિજ ગૌરવ માટ લડ્યો દિલથી, જીવ આહુતિ ધર્મ યજ્ઞે અસી. ૯
ગુણસુંદરી કેશવ મૃત જુએ, ઝળકી શિખ ક્રોધ તણી નયને;
શુદ્ધ પ્રેમ રહ્યો અંતરે ઝળકી, ગુણ* દેહ ગણે બહુએ હલકી. ૧૦
" જીંદગી નહિ કામની કાંઇ અરે ! પતિ ક્યાં નહિ તો જીવવું ખરે !
ધિક જીવન આ પતિ છે નહિં તો ! રહીશું ! પતિ જો સ્વરગે પછી તો !" ૧૧
સતિ નીકળી પ્રાણ પતિ મળવા, ન વિયોગ સહ્યો ક્ષણ એ' અહિંઆં.
સતિ શ્રાપ દીધો, "દુઃખી રાજ થશે, સુખી પાટણનાં ખંડિયેર થશે. ૧૨
નીચ કર્ણ દુઃખી દુઃખી થા મરજે," ફળીયો પ્રિતિના અતુલિત બળે;
ક્ષણ અલ્પ વિતી નહિ સુંદરી ત્યાં, મૃત દેહ ખરો નહિ જીવન ત્યાં. ૧૩
ખગ પ્રેમ રૂપી તતકાળ ઉડે, જહિં સ્વામિન ત્યાં જઇ એહ રહે;
સહુ સ્વાર્થ જુદા કરી એકજ ત્યાં, કરી આત્મ બને સુખીયાં. ૧૪
નહિ જ્યોતિ જ્વલંત છતાં મરવું, શુભ કાર્યજ પ્રેમ તણું ગણવું;
શુદ્ધ પ્રેમ વિયોગ કદી ન સહે, ભિન્ન દેહ છતાં નિત એક રહે. ૧૫

"રાજર્ષિ."

# હૃદય ગુંજનં.

લેખકઃ—" સુધાકર. "—મુંબઇ.

યુવાવસ્થાના વસન્તદ્વારમાં પ્રવેશ કરતાં દરેક વ્યક્તિ કલ્પનાના ઘોડા દોડાવી કંઇ કંઇ આશાઓ બાંધે છે; અને તેમાંજ આનન્દ માને છે. શું એ આશાઓ ફળી-ભૂત થાય છે? નિરાશામય હૃદય નાજ પાડે છે. પણ એ અનુભવ વિણ સમજાતું નથી.

એક અભ્યાસ કરતો વિદ્યાર્થી જ્યારે નાટ્ય આદિના ગ્રન્થો વાંચે છે, ત્યારે

* ગુણ—ગુણસુંદરી કેશવની સ્ત્રી. કેશવ—આર્યનર માધવનો નાનોભાઇ.

નાયિકાના ગુણો પોતાની ભવિષ્યની પત્નિમાં હોય એમ નથી ઇચ્છતો ? શુ કાવ્યોના વાંચનમા નિમગ્ન બનેલા યુવકનુ–હૃદય, આ સ્હમજવાને તો કાવ્યરસિક સહચરીની " જરૂર છે, " એમ નથી બોલીઉઠતુ ? શું તે પોતાનો સસાર સુખમય, શાન્તિમય અને આનન્દમય નિવડે એમ નથી ઈચ્છતો ? ઇચ્છેછેજ.

પણ હા ! ત્હેના દરેક મનોરથો જેનાથી ફળીભૂત થવાના છે, એ સહચરી જ્યારે ત્હેની કલ્પના–સૃષ્ટિની સહચરીથી વિરૂદ્ધજ હોય છે, ત્યારે તેની શુ દશા થાય છે ? આશામય જીવન નિરાશામય બને છે.

બીજી બાજુ એક નિર્દોષ બાલિકા જે તેના માતાપિતાના ઉચ્ચ સસ્કારોથી પોષાઇ સુકેળવણી પામી ગૃહણીપદ મેળવવા યોગ્ય બનતી હોય છે, તે શું શું કલ્પના કરેછે. જ્યારે તે એકાન્તમાં પોતાની સમકાલીન સહચરી સાથે બેઠી હોય છે ત્યારે બોલે છે કેઃ–" મ્હારા પતિને ઘણાજ સ્નેહથી ચ્હાહીશ અને તેમના દરેક કાર્યમાં ભાગ લઇશ. અહા તે રસિક હશે તો જીવન કેવુ આનન્દમય બનશે ! અમે હંમેશાં સાથેજ રહીશું. અને દરેક રીતે સતોષ માની દેશસેવા આદરશું. " ઇત્યાદિ વાતો કરવામાં એટલી તલ્લિન થઇ જાય છે કે ભાવી તરફ નજરજ નથી નાખતી. પણ જ્યારે તે લગ્નગ્રન્થિથી બંધાય છે, અને પતિપત્નિ એકાન્તમાં મળતાં વિચારોની આપ લે થાય છે ત્યારેજ તે બાલિકાને ખબર પડે છે કે, પતિનું હૃદય શુષ્ક છે. ત્હેનું જીવન જુદાજ માર્ગે વહે છે. આ જાણતા તે બાળાનુ હૃદય કેવુ નિરાશામય થતું હશે ! શું ત્હેનુ આશામય જીવન નિરાશામય નથી બનતુ ?

કદાચ સરખેસરખી જોડ મળેછે, અને પરસ્પર સ્નેહ જામતાં હૃદય એક બને છે. અને ઉચ્ચાશયો ધરાવતા બેલડી–દપતિ–સેવાધર્મ સ્વીકારે છે, પણ જ્યારે એમાંથી એક મૃત્યુ પામે છે, ત્યારે જીવન્ત રહેલી વ્યક્તિની શુ દશા થાય છે ? ત્હેના સર્વે મનોરથો અપૂર્ણજ રહે છે. કિનારે લઇજવા ધારેલુ નાવ ભરસાગરેજ પડીભાંગે છે. અને આશામય જીવન નિરાશામય બને છે.

તેમાંય વળી પુરૂષ બીજી પત્નિ કરી શકે પણ સ્ત્રીની શુ દશા ? ત્હેના હૃદયના ચુરેચુરા થવાના અને ઝુરી ઝુરી મરવાનુ. કદાચ જો કોઇ યોગ્ય સસ્થાદ્વારા દિલાસો આપી ત્હેના અવશેષ જીવનનો ઉપયોગ કેવો નિઃસ્વાર્થ રીતે થઇ શકે તે બતાવે અને જો કાર્યના રસ્તા ખુલ્લા કરી આપવામાં આવે તો દેશનો ઉદ્ધાર કરવામાં પણ મદદરૂપ થઈ પડે પણ ક્યાં છે તેવી યોગ્ય સંસ્થાઓ ?

વિધી ! અહા ! ક્રૂર વિધી ! ! ત્હારી અગમ્ય વિચિત્રતા પાસે અમો નિર્બળ છીએ. પણ અમ ભારતપુત્રોનો તો એજ ધર્મ છે કેઃ–" આશામાંજ રમવું. "



પુ. ૨ જું. ડીસેમ્બર ૧૯૧૮ અંક ૧૦ મો.

# સ્ત્રી મહત્વ.

પરમેશ્વર પોતાની કારીગીરી જો કોઇ વસ્તુમાં સંપૂર્ણપણે વાપરી હોય તો તે સ્ત્રીમાં વાપરી છે. —કોન્ફ્યુશિયસ.

સ્ત્રી એ સૃષ્ટિનો મુગટ છે —હર્ડર.

સ્ત્રી એ પુરૂષનો રવિવાર છે એટલે તે પુરૂષનું વિશ્રાંતિસ્થાન છે, એટલુંજ નહી પણ તે તેનુ આનન્દભવન છે. ટુંકામા કહીએ તો સ્ત્રી પુરૂષનુ સબરસ ( મીઠુ ) છે. —મિચલેટ.

મારામાં જે કાંઇ છે તે મારી માતાએ મને આપ્યુ છે —ઍડામ્સ.

જીવનમાં જો કોઇ મધુર વસ્તુ હોય તો તે પ્રસન્ન મુદ્રાથી કરેલું પ્રિયાનું સ્વાગત છે —વિલિસ.

પત્નિ વિના કોઇ પુરૂષ પવિત્રપણે જીવી શકે નહિ અને ખરેખરી રીતે મરી પણ શકે નહિ —રિચ્ટર.

પુરૂષે બુદ્ધિથી કરેલાં અનુમાન કરતાં સ્ત્રીના અંતઃકરણમાંથી સ્વાભાવિક નીકળેલા ઉદ્ગાર વધારે કીમતી હોય છે —વૉલટેઇર

પત્નિ કરતાં જગતમાં જો કોઇ વસ્તુ વધારે ઉત્તમ હોય તો તે એકજ છે અને તે માતા છે —લેફર.

ત્રાજવાનાં એક પલ્લામાં આખા વિશ્વને મૂકો અને બીજા પલ્લામા મારી માતાને મૂકો તો આખા વિશ્વવાળુ પલ્લુ નીચે જઇને બેસશે—હલકું જણાશે. —લોર્ડ લગડેલ.

# પંચવટી.

## ( ગૃહજીવનનો એક રમણિય સંવાદ. )

લેખક:—" નલિનીકાન્ત. "

### સ્થળ—નર્મદા ઘાટપરની કુટિર.

પતિત પાવની સુર સરિતા નર્મદા પંચવટી સમિપમાંજ વેગભર ચાલી જતી હતી. વર્ષાઋતુ ક્યારની શરૂ થઇ હતી જનશૂન્ય અરણ્ય નંદનવન થઈ રહ્યું હતું. આસપાસની ન્હાની સરખી ટેકરીઓ પર લીલોતરી છાઇ રહી હતી. કલ્લોલ કરતાં પંખીડાંઓ મીઠાં પાકેલાં ફળો ખાઈ આનંદ પામતાં હતાં. માનોકે નિસર્ગનું અદ્દભુત સૌન્દર્ય આ અરણ્યમાં—સૃષ્ટિપર વિરાજ્યું હતું. આ પુણ્યસ્થાનમાં મંગલમય સમયમાં મહારાજા રામચન્દ્ર પોતાનાં ધર્મપત્નિ સીતા અને બંધુ લક્ષ્મણ સહ નર્મદા ઘાટપરની કુટિરમાં કેટલાક દહાડા થયાં આવી વસ્યા હતા. અનેક ઋષિકુમારો પ્રભાત અને સંધ્યા સમયે આ કુટિરમાં આવી ભગવાન રામચન્દ્રની યથાશક્તિ સેવા કરી પોતાને કૃતાર્થ માનતા હતા.

ભ્રાતૃભક્ત લક્ષ્મણ અરણ્યનાં મીઠાં કંદફલ તથા કેટલીએક સાત્વિક વનસ્પતિ લાવી માતા સમી સ્નેહવત્સલ ભાભી પાસે વિનય પૂર્વક નિવેદન કરતો. સીતા પ્રાતઃસ્મરણીય ભગવતી સીતા મધુરી અને સ્વાદિષ્ટ સામગ્રી તૈયાર કરતાં અને 'मोज्येषुमाता' એ સૂત્રને અનુવર્તી પ્રેમ પૂર્વક પોતાનાં જીવિતેશ્વરને જમાડી પોતે જમતાં અને અહોરાત્ર પ્રસન્ન રહેતાં.

કુટિરની બાજુમાંજ સીતાએ કેટલાંએક ફૂલ ઝાડો વાવી ન્હાની સરખી સુંદર બાગીચી બનાવી હતી. જ્યાં સીતાના પ્રેમમાં મનુષ્યથી ભય પામવાનો પોતાનો જાતિસ્વભાવ ભૂલી અનેક બાલ હરિણો જેમ માતા પાસે બાળક દોડી આવી મનગમતી રમતો રમે તેમ સીતાના ચરણ સમીપ આવી ખેલતા. સીતાને બાલપણથીજ ગામનાં ન્હાના સરખાં વાછરડાં બહુ પ્રિય હતાં. એટલે અહિં પણ એક પાળેલી વાછડી આમતેમ કૂદતી કોટે લટકાવેલી ન્હાની સરખી રૂપાની ઘંટડીનો અવાજ કરતી મનમાન્યું ધાન્ય ચરતી હતી મોરલાઓ, પોપટો, મેનાઓ વિગેરે નિર્દોષ પંખીડાંઓ પણ નિરંતર સીતાની વાડીમાં આવી-મીઠા આલાપ કરી આ આદર્શ દંપતીના હૃદયને આનંદ આપતાં હતાં. રામચન્દ્ર ભગવતી સીતા સાથે આ વાડીમાં આવી પત્થરની શિલાપર બેસતા. ગૃહજીવન અને વિશુદ્ધ પ્રેમની મીઠી વાતો કરી કલાકો વીતાડતા.

આજે પણ સીતા વાડીમાં આવી સુગન્ધી ફૂલો ચીણી પેલી શિલાપર બેસી

# પંચવટી.

## ( ગૃહજીવનનો એક રમણિય સંવાદ. )

લેખક:—" નલિનીકાન્ત. "

### સ્થળ—નર્મદા ઘાટપરની કુટિર.

પતિત પાવની સુર સરિતા નર્મદા પંચવટી સમિપમાંજ વેગભર ચાલી જતી હતી વર્ષાઋતુ ક્યારની શરૂ થઇ હતી જનશૂન્ય અરણ્ય નંદનવન થઈ રહ્યું હતું. આસપાસની ન્હાની સરખી ટેકરીઓ પર લીલોતરી છાઇ રહી હતી. કલ્લોલ કરતાં પખીડાંઓ મીઠા પાકેલાં ફળો ખાઈ આનંદ પામતાં હતા માનોકે નિ સર્ગનું અદ્‌ભુત સૌન્દર્ય આ અરણ્યમાં—સૃષ્ટિપર વિરાજ્યું હતું.' આ પુણ્યસ્થાનમાં મગ લમય સમયમાં મહારાજા રામચન્દ્ર પોતાની ધર્મપત્નિ સીતા અને બન્ધુ લક્ષ્મણ સહ નર્મદા ઘાટપરની કુટિરમા કેટલાક દહાડા થયાં આવી વસ્યા હતા. અને ઋષિકુમારો પ્રભાત અને સધ્યા સમયે આ કુટિરમાં આવી ભગવાન રામચન્દ્ર યથાશક્તિ સેવા કરી પોતાને કૃતાર્થ માનતા હતા.

ભ્રાતૃભક્ત લક્ષ્મણ અરણ્યનાં મીઠાં કદફલ તથા કેટલીએક સાત્વિક વનસ્પતિ લાવી માતા સમી સ્નેહવત્સલ ભાભી પાસે વિનય પૂર્વક નિવેદન કરતો. સીતા પ્રાતઃસ્મરણીય ભગવતી સીતા મધુરી અને સ્વાદિષ્ટ સામગ્રી તૈયાર કરતાં અને 'મોજ્યેષુમાતા' એ સૂત્રને અનુવર્તી પ્રેમ પૂર્વક પોતાનાં જીવિતેશ્વરને જમાડે પોતે જમતાં અને અહોરાત્ર પ્રસન્ન રહેતાં.

કુટિરની બાજુમાંજ સીતાએ કેટલાએક ફૂલઝાડો વાવી ન્હાની સરખી સુદર બગીચી બનાવી હતી. જ્યાં સીતાના પ્રેમમા મનુષ્યથી ભય પામવાનો પોતાનો જાતિસ્વભાવ ભૂલી અનેક બાલ હરિણો જેમ માતા પાસે બાળક દોડી આવી મન ગમતી રમતો રમે તેમ સીતાના ચરણ સમીપ આવી ખેલતા. સીતાને બાલપણથીજ ગામનાં ન્હાનાં સરખા વાછરડાં બહુ પ્રિય હતાં. એટલે અહિં પણ એક પાળેલી વાછડી આમતેમ કૂદતી કોટે લટકાવેલી ન્હાની સરખી રૂપાની ઘંટડીનો અવાજ કરતી મનમાન્યુ ધાન્ય ચરતી હતી મોરલાઓ, પોપટો, મેનાઓ વિગેરે નિર્દોષ પખીઓ પણ નિરન્તર સીતાની વાડીમાં આવી—મીઠા આલાપ કરી આ આદર્શ દંપતીના જીગરને આનંદ આપતાં હતા. રામચન્દ્ર ભગવતી સીતા સાથે આ વાડીમાં આવી પત્થરની શિલાપર બેસતા. ગૃહજીવન અને વિશુદ્ધ પ્રેમની મીઠી વાતો કરી કલાકો વીતાડતા.

આજે પણ સીતા વાડીમાં આવી સુગન્ધી ફૂલો વીણી પેલી શિલાપર બેસી

'પ્રભો ! લગ્ન-સહચાર-ગૃહસ્થાશ્રમ નિઃશંક માનવ જીવનના ઉદ્ધાર અર્થે યોજાએલો છે. પતિ અને પત્નિએ પરસ્પરની ન્યૂનતાઓ પૂરી માનવમાંથી દેવ બનવાનો દિવ્ય પંથ છે, એજ ગૃહજીવન અને સહચારનુ પરમ લક્ષ્ય-એ લક્ષ્યની સફલતા એ આર્યજનોએ વર્ણવેલો ગૃહસ્થાશ્રમ ! કેમ વ્હાલા ! ખરૂં કે નહિ ?' સીતાએ ગૃહજીવનની પરમ ઉન્નત ભાવના નિવેદન કરી.

'મ્હારી મધુરી ! આ લક્ષ્યને અનુસરી આર્યજનોએ ચારે આશ્રમમાં ગૃહસ્થાશ્રમ સર્વથી શ્રેષ્ઠ માન્યો છે. તમે બતાવેલા લક્ષ્યને અનુસરી ગૃહસ્થ આ સંસારમાં માનવજીવનમાં સ્વર્ગનો અનુભવ કરી શકે છે. ઉન્નતિ અને અધોગતિનો આધાર આ આશ્રમપરજ રહેલો છે. માનવમાંથી દેવ થવું અથવા માનવમાંથી પશુ થવુ એ પણ આ સહચારમાં થઈ શકે છે.' રામે ગૃહજીવનની યથાર્થ દશા સિદ્ધ કરી.

'વ્હાલા ! ભારતનાં ભાવી દંપતી પરસ્પરના આત્માને ઓળખે, દેહને ભૂલે, અંતરની રસિકતા વધે, ભોગ અને વિલાસને તિલાંજલિ આપે, ગૃહજીવનમાં દૈવી ચેતના પ્રગટે, સૌન્દર્યની આસક્તિ દૂર થાય, અને સહચારમાં સ્નેહ અને સમભાવ આવે એવું નિરંતર ઇચ્છું છું, પણ પ્રભુ ! ચાલો બાલુડો લક્ષ્મણ કંદફળ લઈ આશ્રમે આવ્યો હશે.' સીતાએ ભારતના ભવિષ્ય માટે મહત્ ઇચ્છા પ્રગટ કરી.

'મ્હારી પ્રાણાધિક સુંદરી ! ચાલો ! પુનઃ અન્ય પ્રસંગે આ અગત્યના વિષયને ચર્ચીશું.' આટલું બોલી આ આદર્શ દંપતી કુટિર ભણી ચાલ્યું.

# સતીએ કરેલો સદ્બોધ.

(લેખક—જી. બી. પવાર.)

જપની પ્રિતમની જપમાળ—એ રાહ.

હરનિશ એક પતિ ધ્યાન અવર સૌ અળગાં મેલી
પ્રીતમ સંગે રંગે રહેતી હું થઇ પહેલી;
આ પ્રભુ સ્વામીના વિણ પ્યારી પૈલી—પર
શુદ્ધ ચિત્ત એક ચીતથી, પાળતી પતિવ્રત નીત,
દેહ ને દીલ એકથી, પતીપર રાખતી પ્રીત;
પાળો એ રીતે પ્રીતે વિધિયે સતીની,
પ્રભુ પ્યારા વીણ નવ બીજું બેલી—પર
અપંગ આંધળો કે કુરૂપ, દીધો હરીએ કંથ;
માની સૌથી શ્રેષ્ટ તે, સંચરવો સતી પંથ.
પાળો એ રીતે પ્રીતે, વિધિયે સતીની;
પ્રભુ પ્યારા વીણ નવ બીજું બેલી—પર

# નિરોગી બાળક.

## ગર્ભમાં રહેલું બાળક, તેની કાળજી અને તેના હક.

હાલના જમાનામાં આપણી ઓલાદ દિન પ્રતિદિન ક્રમતાક્રાંત થતી જાય છે, એટલુંજ નહિ પરંતુ જન્મતાં બાળકોની સંખ્યા પણ નાની થતી જાય છે, અને જે જન્મે છે તેમનું મરણ પ્રમાણ પણ વધતું જાય છે. આના કારણો ઘણાં છે.

જન્મતાં બાળકોની સંખ્યા શા માટે નાની થતી જાય છે એનો આપણે પહેલો વિચાર કરીશું. આ સંખ્યા નાની થવાના કારણો બે છે. (૧) વંધ્યત્વ અને (૨) ગર્ભપાત.

(૧) વંધ્યત્વ બે પ્રકારનું હોય છે. કૃત્રિમ અને કુદરતી.

કૃત્રિમ વંધ્યત્વ—પોતાનાજ શોખને ખાતર આવું વંધ્યત્વ જાણી જોઇને કરવામાં આવે છે. અને ઘણી વખત તે પાછળથી સુધરી શકતું નથી, એટલુંજ નહિ પણ ઘણી સ્ત્રીઓને આમ કરવાથી બીજા દરદો પણ સહન કર્યાં કરવાં પડે છે. સાંસારિક નીતિનો વિચાર કરીએ તો આથી મનુષ્યના મગજની અધોગતિ કેટલી થતી જાય છે, તેનો ખ્યાલ આવ્યા વિના નહિ રહે. વૈદક વિદ્યાનો વિચાર કરીએ તો પણ એકંદર મનુષ્ય જાતની તંદુરસ્તી બગાડવાનો આ રસ્તો છે.

આપણા હિંદુસ્તાનમાં બહુ વહેલાં લગ્ન કરવામાં આવે છે, તેથી પણ ઘણી સ્ત્રીઓને ગુહ્ય અવયવના વ્યાધિઓ નાની ઉમ્મરમાંથી થવા લાગે છે, અને કેટલીક વખત વંધ્યત્વ તેથીજ ઉત્પન્ન થાય છે. યુરોપ વિગેરે બીજા દેશોમાં લગ્ન ઘણી મોટી ઉમ્મરે થાય છે, અને તેથી પ્રજોત્પત્તિનો યોગ્ય કાળ ઘણીવાર વીતી ગયો હોય છે. છેક નાની ઉમ્મરમાં લગ્ન થાય તે ઠીક નથી અને બહુ મોટી ઉમરે લગ્ન થાય તે પણ ઠીક નથી.

કૃત્રિમ વંધ્યત્વ અને કુદરતી વંધ્યત્વમાં તફાવત પાડવો એ ઘણી મુશ્કેલ થઇ પડે છે કેમકે ઘણા કુદરતી વંધ્યત્વમાં આપણાજ રીવાજો, આપણાજ મોજશોખ, અને આપણી મૂર્ખાઇ કારણભૂત હોય છે. કોઇક કોઇક કેસોમાંજ કુદરતી બક્ષીસની ગેરહાજરી હોય છે. ઘણી વખત પ્રમેહ કે ચાંદીવાળા પુરૂષો કે સ્ત્રીની દવા બરાબર ન થઇ હોય તો પ્રજોત્પત્તિ થતી નથી.

(૨) ગર્ભપાત—પ્રજોત્પત્તિ કમી થવાનું બીજું કારણ ગર્ભપાત છે. ગર્ભપાત પણ ઘણાં કૃત્રિમ હોય છે થોડાક કોઇ કોઇ વ્યાધિના પરિણામે નીપજેલ હોય છે. કૃત્રિમ ગર્ભપાતનો વિચાર કરતાં એમજ જણાય છે કે જંગલી પ્રજા જેમ ગર્ભ માટે બેદરકાર રહે છે તેમ આજની સુધરેલી પ્રજા પણ ગર્ભ માટે બેદરકાર રહે છે. આજ જુદી જુદી વિદ્યામાં આટલી બધી કુશળતા મળી છે ત્યારે પણ ગર્ભપાતના કેસો થોડા થતા નથી, એ એમ બતાવે છે કે સુધારાવાળી વિદ્યાનો ખોટો ઉપયોગ થાય છે. દોષ સુધારાનો નથી, પણ તેનો ઉપયોગજ ખોટી રીતે થાય છે, અને જ્યારે કાયદો ગર્ભપાતને અટકાવે છે ત્યારે પણ ઘણા એવા નવા નવા ઉપાયો ગર્ભપાત માટે વપરાય છે, કે તે ઉપરથી તે જાણી જોઇને કરેલ હતો કે કાંઇ અકસ્માતથી થયો તે ચોકસ કહી શકાતું નથી.

કુદરતી ગર્ભપાતનું કારણ બાળલગ્ન છે. બાળલગ્નથી ગર્ભાશયમાં રહેલ બીજને યોગ્ય પોષણ મળતું નથી તેમજ ઘણીવાર ગર્ભાશય બરાબર પક્વ હોતું નથી તેથી ગર્ભપાત થઇ જાય

છે; અને એક બે વખત એમ થયું એટલે ગર્ભાશય નબળું પડી જાય છે. એટલે ગર્ભપાતની ટેવ પડી જાય છે.

હવે જન્મેલાં બાળકોનું મરણ પ્રમાણ શા માટે મોટું હોય છે, અને જન્મેલાં બાળકોના બાંધા કેમ નબળા હોય છે તે વિચારીશું.

જન્મેલા બાળકો થોડા વખતમાં મરણ પામે છે તેનું કારણ ગર્ભાશયમાં તે હોય છે તે દરમ્યાન તેની માએ જે બેદરકારી રાખી હોય છે, તે છે; અને જન્મેલાં બાળકોના બાંધાની નબળાઇનું કારણ વંશપરંપરાથી નબળું થતું આવેલ વીર્ય ને બીજ તથા તેની માની બેદરકારી છે

ગર્ભાધાન વખતે બચ્ચાંની માએ જે કાળજી રાખવાની છે તે વિષે જેટલું લખાય તેટલું થોડું છે.

**માનસિક વર્તન**—સગર્ભા સ્ત્રીના મનની સ્થિતિ વિચારવાની ઘણી અગત્ય છે કેટલીક વખત તો માત્ર અતિ ચિંતાને લીધે પણ ગર્ભપાત થઇ આવે છે તેના મનમાં દરેક વિચારની તે ગર્ભ ઉપર કાંઇ નહિ ને કાંઇ અસર થયા કરે છે. સગર્ભા સ્ત્રીનું મન અતિ ઉત્સાહવાળું કે અતિ ચિંતાવાળું એકે ન જોઇએ તેણીનું મન સાધારણ રીતે સ્વસ્થ ને શાન્ત રહેવું જોઇએ.

કામ.

ગર્ભાધાન પછી સ્ત્રીઓ પાસે ઘણું કામ કરાવવું જોઇએ નહિં, આ બીના તે સ્ત્રીના સગાંઓએ ખાસ ધ્યાનમાં રાખવાની છે. જે સ્ત્રીઓ મીલ વગેરે ઠેકાણે કામ કરવા જતી હોય તેને પણ ઘણું કામ કરતી અટકાવવી જોઇએ

આ વિષે જેટલું લખીએ તેટલું થોડું છે, પણ સાધારણ રીતે આટલા ઉપરથી સૌ કોઇ સમજી શકશે કે બચ્ચાંની શક્તિ અને તન્દુરસ્તી જાળવવાને શું જરૂરનું છે.

વ્યવહારિક નીતિના વિચારથી જોઇશું તો દરેક સારું બાળક જન્મે છે તે પહેલાં તેને આટલી બાબતો અગત્યની છે—

(૧) જીવનની ઉત્પત્તિ. (૨) વંશપરંપરામાં ઉતરતા વ્યાધિઓમાંથી મુક્ત હોવું. (૩) તન્દુરસ્તી જળવાય તેવી સ્થિતિ. (૪) કુદરતથી યોગ્ય થયેલો ખોરાક. ( માનું દુધ ) (૫) તેની સંભાળ—માએ કરવાની મહેનત.

હિંદુસ્તાનમાં કોઇ પણ મનુષ્યને કે પ્રાણીને ઇજા કરવી નહિ એ માટે કાયદા થાય છે, પણ જીવ ગર્ભમાં દાખલ થયો ત્યારથી અવતરે ત્યાં સુધીમાં ગર્ભપાત ન કરવો, એ સિવાય તે ગર્ભમાંનું બચ્ચું કેમ વધારે સારૂં થાય, તે માટે બહુ થોડા કાયદા છે. માત્ર મનુષ્યના જીવ બચાવવાનીજ જરૂર નથી, પરંતુ તેમના દેહ અને તેરણા સારા કરવાની જરૂર છે. આમ કરવાની બચ્ચાના માબાપની તેમજ સરકારની બન્નેની ફરજ છે.

બચ્ચાના હિતને ખાતર નીચેની ફરજો ધ્યાનમાં લેવા યોગ્ય છે —

૧. **માંબાપની**—ગર્ભાધાન પહેલાં તેમજ પછી વ્યાધિરહિત રહેવું, ગરમીનો કે બીજો કોઇ વારસામાં ઉતરે તેવો વ્યાધિ થયો હોય તો બનતા સુધી લગ્ન ન કરવાં, અને થયાં હોય તો શરીર ઘણુંજ સારૂં થાય ત્યાં સુધી સમાગમ રાખવો નહિ
૨. **માતાની**—પોતાના ખાવા પીવામાં ચિતાદારી થવુ યોગ્ય કસરત કરવી બચ્ચાંને ધવરાવવું
૩. **વૈધની**—ગર્ભપાત કરવામાં મદદ કરવી નહિ. તેમજ ગર્ભને નુકશાન થાય તેવી દવા આપવી નહિ. લોકોને સારી સલાહ આપી તે બચ્ચાની હાલતમાં સુધારો થાય તેમ કરવું.
૪. **રાજકર્તા સત્તાની**—

( ક ) કેળવણી આપીને અગર કાયદો બાંધીને બાળલગ્ન થાય વગેરે ખોટા રિવાજો બંધ કરવા તથા યોગ્ય સ્ત્રી પુરૂષનાંજ લગ્ન થાય તેમ કરવું

( ખ ) સારી પ્રજા ઉત્પન્ન થાય, તે માટે લોકોને યોગ્ય સલાહ આપ્યા કરવી અને નબળી પ્રજામાંથી વધારે વંશ ચાલતો અટકાવવો.

( ગ ) સગર્ભા સ્ત્રીને ખોરાક, મહેનત વગેરે મળે છે કે કેમ તેની તપાસ રાખવી ગરીબ સગર્ભા સ્ત્રીઓને રાજ્ય તરફથી ખોરાકી, પોષાકી આપવી, તથા તેમની સુવાવડ પણ રાજ્ય તરફથી કરવી

( ઘ ) સગર્ભા સ્ત્રીઓમાંથી વખતો વખત જેને ગર્ભપાત થતો હોય અગર મંદવાડ ભોગવતી હોય તેવી સ્ત્રીઓની સારવાર માટે ઇસ્પીતાલ સ્થાપવી

( ચ ) શહેરમાં મુવેલાં જન્મતાં બાળકોની તથા સર્વ પ્રકારનો ગર્ભસ્રાવ તથા અધુરાં અવતર્યાની નોંધ રાખવી

( છ ) બાળક સજીવન અવતરે તેની નોંધ લેવી. અને તે બનતાં સુધી ચોવીસ કલાકની અંદર લેવી

( જ ) સગર્ભા સ્ત્રીઓ મીલ વગેરે કારખાનામાં કામ કરવા ન જાય તથા પ્રસવ પછી પણ ઓછામાં ઓછા છ માસ સુધી કામ કરવા ન જાય તેવો બંદોબસ્ત કરવો

માબાપની ગરીબ અને સંકટવાળી સ્થિતિને લીધે ગર્ભને ઘણી વખત સહન કરવું પડે છે એ ખરૂં છે પણ શ્રીમંત લોકો પોતાની સ્વચ્છંદી રીતને લીધે ગર્ભને જે નુકશાન પહોંચાડે છે તે માટેની આજની સુધરેલી પ્રજાને શરમાવા જેવું છે આ સાથે એ પણ જોવાનું છે કે ગર્ભાધાન સમયે સ્ત્રીએ કેવી રીતે પોતાનું શરીર સાચવવું જોઇએ અને તેના સગાઓએ તેને તેનું શરીર જાળવવામાં કેવી રીતે મદદ કરવી જોઇએ આ બાબતથી ઘણા લોકો અજાણ્યા હોય છે આ વિષય એવો નથી કે તે માત્ર કાબેલ ડૉક્ટરેજ જાણવો જોઇએ. આ વિષય તો એવો છે કે મા થવાની ઇચ્છા રાખનાર દરેક સ્ત્રીએ તે સારી રીતે જાણવો જોઇએ.

ગર્ભાધાન કાળના ત્રણ મુખ્ય ભાગો છે —

(૧) ગર્ભોત્પત્તિકાળ Germinal period (૨) ગર્ભાંગબંધન કાળ Embryonic period (૩) ગર્ભ વૃદ્ધિકાળ Fetal period

આ ત્રણ કાળમાં દરેક કાળની અંદર ગર્ભને અમુક અમુક વ્યાધિઓ થવાનો સંભવ છે પહેલા કાળમાં વંશ પરંપરાની અને બીજાની જે ખામીઓ હોય છે તેને લીધે ગર્ભમાં ખોટ વાળી ઉત્પત્તિ ને ખરાબ પરવતા થાય છે બીજા કાળમાં અંગ બંધન થતી વખતે કેટલાક અંગો નાના મોટાં થાય છે સીધાને બદલે વાંકા અને વાંકાને બદલે સીધા આવા વીપરીત બંધારણો થાય છે તે ત્રીજા કાળમાં નસ્રુતિ પછી બાળકોને જેવા વ્યાધિઓ થાય છે તેને મળતાજ તેના ગર્ભસ્થ શરીરમાં થાય છે ગર્ભાંગબંધન કાળમાંથી, ગર્ભવૃદ્ધિ કાળમાં ગર્ભ આવે છે ત્યારે જરા ભયાનક સ્થિતિમાં પસાર થવું પડે છે

આ બધા વખત તે બાળક પોતાનો ખોરાક પોતાની માના લોહીમાંથી લે છે તેની માની તન્દુરસ્તીમાં અને તેના રક્તમાં જે જે ફેરફાર થયા કરે, તેથી તે ગર્ભને અસર થયા કરે છે આથી સમજાશે કે ગર્ભાધાન સમયે સગર્ભા સ્ત્રીની તન્દુરસ્તી જાળવવાની કેટલી જરૂર છે જો નીચેની બાબતો બરાબર લક્ષમાં રખાવામાં આવશે તો સગર્ભા સ્ત્રીની તન્દુરસ્તી અને તેને લીધે ગર્ભની અને બચ્ચાંની તન્દુરસ્તી ઘણી સારી રહ્યા કરશે.

### ખોરાક.

જાત—Quality ખોરાક જો ઘણી ઊંચી જાતનો એટલે મસાલાદાર અને ભારે ખાવામાં આવે તો અજીર્ણ રહે ને તેથી અંદર બાળકને પણ યોગ્ય પોષણ મળે નહિં, માટે ઉંચા પ્રકારના ને બહુ મસાલાદાર ખોરાકની જરૂર નથી.

પ્રમાણ—Quantity કેટલાક એમ માને છે કે સગર્ભા સ્ત્રીનો ખોરાક બે જણ જેટલો જોઈએ, કારણ તેને પોતાનું તેમજ ગર્ભમાં રહેલા બાળકનું પોષણ કરવાનું હોય છે. એ ખરૂં છે કે ગર્ભમાં રહેલા બચ્ચાને ખોરાક જોઈએ છીએ, પણ તે બહુ થોડો જોઈએ છીએ. વળી આ ખોરાક પાચન થયેલો તેને જોઈએ છીએ, ખોરાકનું પ્રમાણ સગર્ભા સ્ત્રીની પાચનશક્તિના પ્રમાણમાંજ હોવું જોઈએ જ્યારે બાળક જન્મ્યું હોય છે ને હરતું ફરતું હોય છે ત્યારે પણ તેને માત્ર થોડોશેર દુધ ( ગાયનું ) નીજ જરૂર હોય છે તો ગર્ભાશયમાં હોય તે વખતે કેટલું થોડું પોષણ જોઈએ તે સહજે સમજાશે.

અહિંઆ કહેવાની જરૂર પડે છે કે હિંદુઓમાં વ્રત કરવાનો જે રિવાજ છે, તેથી ગર્ભને ઘણીવાર સહન કરવું પડે છે. ગર્ભ રહ્યા પછી ઉપવાસ ને એકટાણાં કરવાં જોઈએ નહિ. કેમકે જ્યારે માને પોષણ મળતું નથી ત્યારે બચ્ચાને પણ મળતું નથી. ધર્મને અર્થે ઉપવાસ કરવાથી બચ્ચાને નુકશાન થાય છે. તેવીજ રીતે કોઈ સગાસંબંધીનું મૃત્યુ થયું હોય તેની દીલગીરીને લીધે પણ નહી ખાવાથી ગર્ભને ઘણી માઠી અસર થાય છે.

### દવાઓ

ગર્ભાધાન સ્થિતિ વખતે જેમ બને તેમ થોડી દવા લેવી જોઈએ. કેમકે હાલમાં વપરાતી ઘણી ખરી દવાઓ ( બાયોકેમીસ્ટ્રીની દવાઓ સિવાયની ) ઝેરી હોય છે, અને તેથી ગર્ભના બંધારણની સ્થિતી બગડ્યા વિના રહેતી નથી અજીર્ણ ને અપચા જેવી નજીવી બાબતો માટે જરૂર હોય તોજ દવા લેવી. કેટલીક સ્ત્રીઓ જાણીજોઈને દવાઓને મસાલા નાખીને પાક બનાવે છે, ને ગર્ભ વૃદ્ધિ સારી થશે એમ ધારીને ખાય છે. જો તે ઔષધોમાં માત્ર ખોરાકનાંજ તત્વો હોય તો ખાસ નુકસાન થતું નથી, પણ જો માત્ર દવાના તત્વો હોય તો તે ઝેરી હોવાથી, લાંબે વખતે ઉલટી ગર્ભવૃદ્ધિ બગાડે છે.

કેટલીક સ્ત્રીઓ પ્રસુતિ સહેલાઈથી થાય એવા હેતુથી દવાઓ ખાધા કરે છે એ પણ ખોટું છે. પ્રસવ સારી રીતે થાય તે માટે શ્રીમત. ને. વસ્કુસ્તી ભેળ વધારે જરૂરત છે.

દવાઓથી જરા જરા પુષ્ટી મળતી જણાય છે તે ખરૂં છે. પણ તેને માટે ઘણા વૈદક જ્ઞાનની જરૂર છે. બાયોકેમીક દવાઓ પણ થોડું નુકશાન કરે છે.

### દારૂ

સગર્ભા સ્ત્રીએ દારૂ બીલકુલ પીવો નહિ, દારૂનો વિષય હિંદુઓના સબંધે લખવો પડે તેવો નથી. કેમકે તેમનામાં દારૂનો પ્રચાર થોડો છે. પારસીઓ અને અંગ્રેજોને માટે લખવું જોઈએ. કે દારૂ સગર્ભા સ્ત્રીને તેમજ તેના બચ્ચાને ચોકકસ નુકશાનકારક છે આટલાજ વિચારથી આપણે અટકવાનું નથી પણ દારૂની એકંદર અસર શરીરને નિર્બળ કરવાની છે. તેથી સ્ત્રીઓએ તો સગર્ભા નહિ હોવા છતાં પણ દારૂની ટેવ ન રાખવી જોઈએ. કેમકે તે વ્યસનવાળી સ્ત્રીને પાછળથી ગર્ભ રહે તો પણ તેની અસર નુકશાનકારક થાય છે.

## વર્તન.

**શારીરિક વર્તન**—સગર્ભા સ્ત્રીએ પોતાના શરીરને આંચકો ન લાગે તેવી રીતે સંભાળીને હરવું ફરવું જોઇએ. તેણીએ યોગ્ય કસરત લેવી જોઇએ પણ પોતાનાથી ન બને તેવું કામ કરવાનો અતિ પરિશ્રમ લેવો ન જોઇએ. પોતાની જાતને પછાડવાનો કે પડી જવાનો અકસ્માત ન થાય તે ધ્યાનમાં રાખવા જેવું છે. કોઇ પણ સગું મરી ગયું હોય તો તે પાછળ પછાડીઓ ખાવાને જંગલી રિવાજ આપણામાં છે, તે કાઢી નાંખવો જોઇએ, આથી સગર્ભા સ્ત્રીને ઘણું નુકશાન થાય છે. કેટલાક એમ સમજે છે કે ગર્ભપાત થાય તોજ નુકશાન થયું કહેવાય પણ તેમ નથી. બહારથી તે સગર્ભા સ્ત્રીને જે જે નુકશાન થાય છે, કે દુઃખ થાય છે તે સર્વેથી ગર્ભને પણ નુકશાન થાય છે. તે બાઇને કાંઇ દરદ ન થયું હોય અગર પછાડી તેણે ન ખાધી હોય ને જેવું સારૂં બાળક તેને અવતરે તેવું સારૂં બાળક દરદ કે અકસ્માત પછી નજ અવતરે એમાં સંદેહ નથી.

## નાના બાળકની સંભાળ.

આપણા દેશમાં બાળકોનું મરણ પ્રમાણ કાંઇક વધતું જતું જણાય છે, અને તેથી જન્મેલાં બાળકો કેવી રીતે નિરોગી થઇને ઉછરે એ સંબંધી નિશ્ચય આપવાની જરૂર છે.

બાળકોને ઉછેરવામાં (૧) તેમનો ખોરાક (૨) તેમને પોષાક (૩) તેમને મળતાં હવા પ્રકાશ (૪) તેમનો સ્વભાવ અને કેળવણી (૫) તેમની નિદ્રા, સ્નાન, શીળી કઢાવવી, અને તેમના ખાસ વ્યાધિઓ, એ સર્વ ઉપર લક્ષ આપવાનું છે.

તેમાં સૌથી પ્રથમ તેમના ખોરાકની હકીકત ધ્યાનમાં લઇએ. માનું ધાવણ એ બાળકોને માટે સર્વોત્તમ ખોરાક છે; પણ જેમ જેમ સ્ત્રીઓ જમાનાને અનુસરીને બાળકને ઉછેરવાના ધર્મ તરફ પુરતું લક્ષ આપી શકતી નથી, બીજી ફરજો તેમના શિરપર આવતી જાય છે, અને તેમના શરીર અયોગ્ય લગ્નાદિ કારણોથી નબળાં પડતાં જાય છે; તેમ તેમ પોતાના બાળકને જોઇએ તેટલું અને જોઇએ તેવું ધાવણ તેઓ આપી શકતી નથી, એટલે પછી કૃત્રિમ ખોરાકથી બાળકને ઉછેરવું પડે છે. નાની પ્રજા માતાના ધાવણથી ઉછરે નહિ અને મોટી પ્રજા ગાય કે ભેંસના દુધથી ઉછરે નહિ તો પછી પ્રજા વર્ગમાં બળ ઓછું હોય, તેમાં કાંઇ નવાઇ નથી. માત્ર પુરૂષનોજ બાંધો સંગીન રાખવાની જરૂર નથી. બલ્કે સ્ત્રીઓનો બાંધો પણ મજબુત ને નિરોગી રાખવાની જરૂર છે. અને એમ હોય તોજ તેના બાળકો હૃષ્ટપુષ્ટ થાય બાળક પોતાના પહેલા વર્ષમાં સૌથી વધારે વધે છે; દાખલા તરીકે જો જન્મતી વખતે તે છ કે સાતશેર વજનનું હોય, તો વર્ષ આખરે તે અઢારશેર કે વીશશેર જેટલું વજનમાં વધશે.

તેના વજનમાં થતો આ વધારો તેને મળતા ખોરાક ઉપર આધાર રાખે છે. જો તેને તે સમયમાં પુરતો પુષ્ટિ આપે તેવો ખોરાક મળે નહિ તો તેનું વજન એટલું બધું વધે નહિ. વળી પહેલા વર્ષમાંજ જે બાળકો ગુજરી જાય છે, તેમાંના ઘણાક બાળકો અયોગ્ય ખોરાકથી થતા અન્નાશય ને આંતરડાના વ્યાધિથી મરણ પામે છે.

માના ધાવણમાં બચ્ચાને પોષણ આપવાના સઘળાં તત્વો જોઇએ તેટલા પ્રમાણમાં હોય છે, આલ્બ્યુમીન, ચરબી, સાકર ને ક્ષાર એ સઘળાં તત્વો અંગની વૃદ્ધિ ને જીવનના આધારને માટે જરૂરનાં છે. આલ્બ્યુમીન તત્વ ઇંડાની સફેદીને મળતો હોય છે પણ માના ધાવણમાં જે રૂપમાં તે રહે છે, તે રૂપને કેસીન કહે છે. જો આ તત્વ બાળકને ઓછું મળતું હોય, તો તેનું શરીર પોચું, નબળું ને ફિક્કું રહે છે, એટલુંજ નહિ પણ તેને વારવાર માંદગી થઇ આવે છે, અને સાધારણ

ચેપ કે હવાના ફેરફાર પણ સ્ત્રી ખાળી શકતું નથી. ચરબીનું તત્વ મજ્જાતંતુને પોષણ આપે છે. અને શરીરની ગરમી જાળવી રાખે છે. દુધમાં રહેલી સાકર સાધારણ ખોરાકમાં વપરાતી સાકરનાં કરતાં જુદી તરેહની હોય છે. તે વડે શરીરની ગરમી એક સરખી રહ્યા કરે છે અને શરીરમાં ચરબીનો વધારો થાય છે. ધાવણમાં રહેલા ક્ષાર કે જીવન-રસાયણની શોધ પ્રમાણે જોતાં સર્વથા વધારે કિંમતી છે. તે અસ્થિ સ્નાયુ, ઇત્યાદિ શરીરના ભાગોના બંધારણમાં અતિ ઉપયોગી છે. કુદરતી રીતેજ તેમાં લોહ, મૅગ્નેસીઆ, ચુનો, પોટાસ અને સોડાના ક્ષારો રહેલા છે, અને માના દુધમાં રહેલા ક્ષારોનું અસ્તિત્વ જણાવી આપે છે કે શરીરની તન્દુરસ્તી ને વૃદ્ધિને માટે ઉપર લખેલા ક્ષારો શરીરમાં અમુક પ્રમાણમાં કાયમ રહેવાજ જોઇએ. વળી ચુનાનો ફૉસ્ફરસ સાથેનો ક્ષાર, જેને જીવન રસાયણમાં કેલ્કેરીયા ફૉસ્ફોરીકા કહે છે, તે પણ તેમાં હોય છે અને તે અસ્થિના બંધારણમાં, અને લોહીની વૃદ્ધિમાં ઘણી મદદ કરે છે. જ્યારે ધાવણમાં કાંઇ કારણથી ક્ષારો ઓછા આવે છે, ત્યારે બાળકનાં અસ્થિ અને માંસ બહુ નાજુક રહે છે અને આગળ જતા ખુંધ નીકળવાનો, કમ્મરમાંથી વાંકા વળી જવાનો, હાથ પગ વળી ગયેલા રહેવાનો એવો અસ્થિની નબળાઇ સૂચવનારો હરકોઇ વ્યાધિ થઇ આવે છે. જે ખોરાકમાં ક્ષારોની ખામી હોય છે, તે ખોરાકથી કોઇ પણ પ્રાણીનું શરીર વૃદ્ધિ પામતું નથી, તેમજ તન્દુરસ્ત રહેતું નથી; આ સિવાય માના દુધમાં પાણી હોય છે, તે ઉપર લખેલા ખોરાકના જરૂરી તત્વોને લોહિમાં દાખલ કરવામાં ઉપયોગી થઇ પડે છે.

બાળકને માતું દુધ ખોરાક તરીકે આપવું કયારે બંધ કરવું જોઇએ તે, ઉપર આપેલી હકીકત કેટલેક અંશે દર્શાવી શકે છે તો પણ નીચે વધારે સ્પષ્ટતાથી દર્શાવી આ લેખ સમાપ્ત કરીશું.

જ્યારે બાળકને જોઇએ તેટલા મોટા જથ્થામાં દુધ આવતું ન હોય, ત્યારે બીજી કોઇ રીતે ખોરાક પુરો પાડવાની જરૂર પડે છે. જ્યારે દુધ ઓછું આવે છે ત્યારે બાળક એકદમ ભુખને લીધે ધાવવા જાય છે પરંતુ ધાવણ ઓછું આવવાથી તે એકદમ ધાવવું બંધ કરે છે ને રડવા લાગે છે. થોડા દિવસમાં તેનો સ્વભાવ રડકણુ ને ચીડીઓ થઇ જાય છે, અને શરીર ફીક્કું ને નબળું પડી જાય છે. તેનું શરીર દર મહિને જોઇએ તેટલી વૃદ્ધિ પામતું નથી, અને જલદી વ્યાધિગ્રસ્ત થઇ જાય છે

જ્યારે દુધમાં પોષક દ્રવ્યોની ખામી હોય, ત્યારે પણ કૃત્રિમ ખોરાક આપવો જોઇએ છે. જો દુધથી બાળકને પોષણ મળતું ન હોય તો બાળકનું માંસ જાડું પણ પોચું રહે છે, અને અસ્થિ બંધાતાં બહુ વાર લાગે છે. વાયુ, ચુંકથી રડવાનું, ઝાડો, દસ્તની કબજીઅત ઇત્યાદિ વ્યાધિ વખતો વખત થઇ આવે છે.

જ્યારે બાળકની માતાને અપસ્માર (વાઇ) ગાંડપણ, ક્ષય, કંઠમાળ, કે એવો વારસામાં ઉતરે તેવો કાંઇ રોગ હોય, ત્યારે તેની અસર બાળકને ન થાય તેટલા માટે માતાએ ધવરાવવાને બદલે બીજી રીતે પોષણ આપવાની ગોઠવણ કરવી જોઇએ, જો બાળક તેવી માતાને ધાવે તો બાળકને વિષારી ખોરાકથી નુકશાન થાય છે, એટલુંજ નહિ પણ માતાના શરીરને પણ ધવરાવવાથી ધક્કો પહોંચે છે.

જ્યારે માતાને કાંઇ પણ સાધારણ વ્યાધિ થયો હોય, અથવા માતાનું શરીર જન્મથી નબળું હોય, અથવા તો તેણી કાંઇ પણ દવા લેતી હોય, તો બાળકને ધાવવા

દેવું નહીં. કેમકે તેવે વખતે માતાનું ધાવણ બગડેલું હોય છે, અને તેથી બાળકને ધવરાવવા યોગ્ય હોતું નથી. કદાપિ બાળક ધાવે તો તેની તન્દુરસ્તી બગડવાનો સંભવ રહે છે.

આશા છે કે આ લેખમાં આવેલી સૂચનાઓ માત–પીતાઓ ધ્યાનમાં લઇ સુંદર બળવાન અને નીરોગી સંતતી ઉત્પન્ન કરી દેશના અભ્યુદયમાં સહાયભૂત થશે.

## પ્રમુદા કે પતિભક્તિ.

(લે. રા. શુકલ નર્મદાશંકર હરગોવિંદ ખારાઘોડા.)

### પ્રકરણ ૪ થું.

(૭)

"ગયો–ક્રીધા કર્યા વિના એક અપરિચિત યુવક ચાલ્યો ગયો! મારા હૃદયને પણ સાથે લેતો ગયો! પણ નહીં. મારે ને તેને શું સબંધ? એક અજાણ્યા યુવકને પરમાર્થ બુદ્ધિએ આશ્રય આપી તેનાજ ચિંતનમાં ગુંથવું એ સન્નારીને ઉચિત નથી. એ અજ્ઞાત કુલ–શીલ યુવકનું સ્મરણ કરવામાં પુણ્ય કરૂં છું કે પાપ તે સમજી શકતી નથી. હૃદય પણ સમજી શકતું નથી કે યુવકમાં એવું તે શું હતું કે માત્ર થોડાજ દિવસોમાં હું તેની તરફ આટલી બધી આકર્ષાઈ ગઇ! કવિ કાલિદાસનું આ કથન ખરેખર સત્ય છે કે બે હૃદયોને એક બીજા પ્રતિ આકર્ષવામાં કોઇ એક ગૂઢ હેતુ હોવો જોઇએ. જાણતી નથી કે તે હેતુ કઇ જાતનો હોવો જોઇએ. તે ગમે તેમ હો. હવે તો એ યુવકને ભૂલવાનો પ્રયત્ન કરવો એજ ઉચિત છે. છતાં નહીં ભૂલાય તો એ યુવકનું સમસ્ત સૌંદર્ય અને માધુર્ય મારા ભાવિ પતિમાં આરોપી તેમના સ્વાભાવિક સૌંદર્યમાં ઉમેરો કરીશ. માતાઓ જેવી રીતે ગુલાબની લાલાશમાં પોતાના બાળકોના ગાલની લાલાશનો અનુભવ કરે છે, વાંકી–ચુકી વહેતી સરીતાને પોતાના બાળકની નૃત્યલીલા સમજવાનો પ્રયત્ન કરે છે, તેવીજ રીતે આજથી જ્યાં જ્યાં જે જે સૌંદર્ય નીહાળીશ તે સૌંદર્ય મારા પતીનું સમજી, તેમને જ આરોપી તેના અનુભવમાં લીન થઇશ." આવી રીતના કવિત્વમય વિચારોમાં ઘસડાતી પ્રમુદા એકદમ ઉભી થઇ અને પોતાના લખવાના ટેબલ પાસે ખુરશી ઉપર બેસી ગઈ. તેણીની આંખોમાંથી કવિત્વની અમૃતધારા વેગથી વરસી રહી હતી. વેગને શબ્દોમાં બાંધી રાખવા કાગળ અને કલમ ભણી તેણીએ

દૃષ્ટિ કરી તો તેજ વખતે તેની નજર એક પરબીડીયા ઉપર પડી. પરબીડીયું જોતાં જ તેનાં વદન ઉપરનો પૂર્વ પ્રભાવ અદૃશ્ય થઇ ગયો.

પરબીડીયું હાથમાં લ્હેતાં તેના હૃદયમાં અત્યંત આનંદ વ્યાપી રહ્યો. કારણ કે પરબીડીયા ઉપર નવાપુરની છાપ હતી, જેથી ભવિષ્યને માટે નિર્મિત થએલા પોતાના સસરા માધવપ્રસાદ તરફનો પત્ર હશે, એમ તેને ખાત્રી થઇ. પરબીડીયામાંથી પત્ર કાઢી વાંચવા માંડયો. જેમાં અમિતસિંહે માધવપ્રસાદ પર ગુજારેલ જુલમનું અથથી ઈતિ સુધી વર્ણન હતું. પત્ર વાંચતા વાંચતાં તેનો જીવ ગભરાઈ ગયો. વધારે આગળ વાંચવાની બિલકુલ શક્તિ તેણીનામાં રહી નહિ. એટલામાં "અહા! દૈવ!" ના દીર્ઘ ઉચ્ચાર સાથે પ્રમુદા બેભાન થઇ ધરણી ઉપર ઢળી પડી. પ્રમુદાના રૂમમાં, ધબકારાનો અવાજ સાંભળી લાલાજી બહારથી એકદમ દોડી આવ્યો, અને પ્રમુદાની અસ્વસ્થ સ્થિતિ જોઈ ગભરાઈ ગયો, પરન્તુ હિમત રાખી પ્રમુદાની અસ્વસ્થ સ્થિતિને ઠેકાણે લાવવા માટે અનેક ઉપચારો કરવા લાગ્યો. થોડીવાર પછી પ્રમુદાએ આંખો ઉઘાડી. પરન્તુ તેના હૃદય ઉપર થએલ સજ્જડ આઘાતથી થતી વેદના તદ્દન નાબુદ થએલી જણાતી નહોતી. લાલાજીએ પ્રમુદાને થોડુ જળ પાયુ, આથી પ્રમુદાના શરીરમાં સ્હેજ સ્ફુર્તી આવતી જણાવા લાગી. થોડીવારે લાલાજીએ કહ્યું "બ્હેન! આપને હવે કેમ છે! આપ કહો તો ડાક્તર સાહેબને તેમજ કાકાજીને બોલાવી લાવું." "હવે મને સારૂં છે. લાલાજી! મારી કોઇ પણ પ્રકારની ફિકર કરશો નહિ." પ્રમુદાએ ધીમે ધીમે લાલાજી તરફ દૃષ્ટિ કરી કહ્યું. તેણી ધીમેથી ધરણી ઉપરથી બેઠી થઈ પાસેની આરામખુરશીપર દિર્ઘ નિઃશ્વાસ નાંખતી બેઠી. તેનું હૃદય જોરથી ધબકતું હતું, પોતે કેવી સ્થિતિમાં બેઠી છે, તે સબંધી જરા પણ તેને લક્ષ નહોતું. તેના હૃદયમાંના સર્વ આનંદનો તદ્દન નાશ થઇ ગયો હોય તેમ તેની મુખમુદ્રા પ્રેક્ષકવર્ગને સૂચવતી હતી, એટલુંજ નહિ પરન્તુ પોતાની આદર્શ-જીવન માટેની અને સુશિલ સ્ત્રી તરીકે પ્રસિદ્ધ થવાની સર્વોત્કૃષ્ટ આશાનો પણ તદ્દન પરાભવ થઇ ગયો હોય એમ સ્પષ્ટ રીતે જણાતું હતું. ટુંક સમય પહેલાં પ્રમુદાનું હૃદય આનન્દોર્મિથી કેટલું રંજીત જણાતું હતું, જ્યારે હાલ તેને તેની ભવિષ્ય માટેની ઉચી આશાઓ નિરાશામાં પરિણામ થતી જણાતી હતી.

માધવપ્રસાદ જ્યારે નવાપુરના અમાત્ય-મંડળમાં દિવાન તરીકેની સર્વોપરી સત્તા ભોગવતા હતા, ત્યારે પ્રમુદાના વડીલ પિતા મુકુન્દરાય મ્હેતા નવાપુરની નજીકના એક દેશી રાજ્યમાં શ્રેષ્ટ પંક્તિના મહાન મંત્રી તરીકે કામ કરતા હતા. મુકુન્દરાય મ્હેતાને ત્યાં માધવપ્રસાદ રાજ્યના કામ માટે કોઇ કોઈવાર અભિપ્રાય લેવા

પારબ્ધ–રેખામાં શો ફેરફાર ? મારા ભાગ્યમાં ભવિષ્યને માટે નિર્મિત થએલ રશ્મિ–કાન્તની શું હાલત ! મારા જીવનને ઉચ્ચ પંક્તિએ પહોંચાડવાના સર્વોત્કૃષ્ટ સાધનરૂપ અને ગૃહિણી તરીકેનું શ્રેષ્ટ માન પ્રાપ્ત કરાવનાર ભવિષ્યને માટે નિર્મિત થએલ ભાગ્યપતિ રશ્મિ–કાન્ત હાલ ક્યાં હશે, અહા ! તેઓના શુદ્ધ અને ગીઢ સ્નેહનું અવલોકન કરવા ક્યારે હું ભાગ્યશાળી થઈશ ?" આ પ્રમાણે ઉદ્‌ગાર કાઢતી પ્રમુદા જરા સ્વસ્થ થઇ બેઠી પરન્તુ એટલામાં તો ધિરજરામ કાકાવાળા ખંડમાં કોઈપણ બે વ્યક્તિઓનો ઘણીજ ગુપ્ત રીતે વાત કરવાનો ધીમો અવાજ સાંભળતાં પ્રમુદા એકદમ ચમકી ઉઠી, તેણી ધીમે પગલે ધિરજરામવાળા ખંડની પાસેની બાથ ઓરડીમાં ગઇ. ગુપ્ત રીતે વાર્તાલાપ સાંભળવા લાગી. બારણાંની ફાટ દ્વારા ધિરજરામ સાથે વાર્તાલાપમાં મશગુલ થઇ રહેલી આકૃતિને જોતાંજ પ્રમુદાનું લોહી એકદમ ઉકળી આવ્યું, અને ગુસ્સાના આવેશમાં તેના પૂજ્ય અને શિરોમણી તરીકે વ્યકત થતા પિતા ધિરજરામને ઠપકો દેવા તૈયાર થઇ ગઇ, પરન્તુ ઓરડાની અંદર થતી વાત સર્વ ગુપ્ત રીતે સાંભળવી, અને પ્રસંગ આવે તોજ કાકાજીને કહેવાનો દૃઢ સંકલ્પ કરી અત્યંત ધ્યાનપૂર્વક સાંભળવા લાગી. કારણ કે જો અત્યારેજ પોતાના પિતા ધિરજરામને ઠપકો દેવા જાય તો કદાચ ધિરજરામવાળા ખંડમાં થતા ગુપ્ત વાર્તાલાપનો લય થાય થોડીવાર પછી ધિરજરામ સાથેની ગુપ્ત વાત સમાપ્ત થઇ, ઓરડાના દ્વાર ખુલ્લાં થયાં, અને સાદા અને શ્વેતવસ્ત્રમાં સજ્જ થએલ આકૃતિ ધિરજરામનો અત્યંત આભાર માનતી રવાને થતી અદૃષ્ય થઇ ગઈ. પ્રમુદા પણ પોતાના પ્રવૃત્ત્યાલય તરફ ચાલવા લાગી, પરન્તુ તેની આંખે એકદમ અંધારા આવવા લાગ્યા, હૃદય રૂંધાવા માંડયું અને બેશુદ્ધ થઇ ભોંય ઉપર પડી ગઇ. ધબકારાનો અવાજ સાંભળી ધિરજરામ એકદમ દોડી આવ્યો અને પ્રમુદાને બેશુદ્ધ સ્થિતિમાં જોઇ તાત્કાલિક ઉપચારો કરવા લાગ્યો. થોડીવાર પછી પ્રમુદાની દૃષ્ટિ ધિરજરામ પર ગઇ કે તેની આંખોમાંથી ક્રોધાગ્નિની પ્રબળ જ્વાળાઓ નીકળતી જણાવા લાગી. પ્રમુદા તરફ જોઇ ધિરજરામ ધીમા સ્વરે બોલી ઉઠ્યો ! "કેમ બ્હેન ! પ્રમુદા ! હવે ત્હારા જીવને કેમ છે !" હવે પ્રમુદાથી સહેવાયું નહિ,. જેથી ગર્જના પૂર્વક અત્યંત ક્રોધ સાથે બોલી ઉઠી ? "મારી પ્રત્યે હવે પછી વ્યક્ત થનાર કુર્તાતા આ પના હૃદયમાં સંપૂર્ણ રીતે રોપાઈ ગઈ છે, હું આપની નિર્દોષ બાળકી છુ,' તેનું શ્રેય કરવાનો એક પણ વિચાર આપના હૃદયમા ફુરકતો નથી, જ્યારે મ્હારા ભવિષ્યની અધોગતિ જોવાના સબળ કારણોને અત્યંત આવકાર આપો છો તે અનહદ દિલગીરીભરેલું છે, તો જરા વિચાર કરી કાર્ય કર્યા પહેલાં શું સત્ય છે, તે લક્ષમાં રાખો." "બ્હેન પ્રમુદા ! હું હમેશાં તારા શ્રેયમાંજ છુ, અને તારૂ ભાગ્ય



"કેમ બ્હેન ! પ્રમુદા ! હવે ત્હારા જીવને કેમ છે ?"

સર્વોત્તમ નિવડે તે જોઈને આનંદમગ્ન રહેવાય તે માટે મહદ્ પરિશ્રમ કર્યા જ કરૂં છું." ધિરજરામે આશ્વાસન આપતાં પ્રત્યુત્તર દીધો. "પિતાશ્રી! આપની સર્વ ગુપ્ત મસલત મારા જાણવામાં આવી ગઈ છે. નિર્દોષ બિચારી મા વિનાની આ બાળકી ઉપર આપના હૃદય માંહેની વાત ગુપ્ત રાખી જે નિર્દયતા દર્શાવો છો, તે ખરેખર આપની પ્રતાપી અને પ્રતિષ્ઠિત ખ્યાતિને કલંકરૂપ જાહેર કરો છે. માટે વિચાર કરી નિર્દોષ પુત્રી તરફ દયા લાવો! અને કૃતઘ્ની થતાં અટકી પાપ કરતાં પાછું જુઓ! મારા દૃઢ સંકલ્પથી કોઈ પણ કાળે હું પતિત થનાર નથી. મારા ઉચ્ચ જીવનના સર્વ સંસ્કારો સાથે નિકટના જે સ્નેહાત્માનો સંબંધ ભવિષ્યને માટે નિર્મિત થયો છે, તે સંબંધજ મારા હૃદયમાં દૃઢ અને સ્થાયી રહે તેમાંજ મારૂં સંપૂર્ણ શ્રેય સમજું છું. પુત્રી પ્રત્યે પિતા તરીકેની યથેચ્છ ફરજ નહિ બજાવતાં આપ દોષિત નિવડો તેથીજ આપના દુનીઆદારી વર્તનની ખાંમી લોકો સન્મુખ જોવાઈ આવશે. મારા પ્રત્યેનો આપના હૃદયમાં જે અન્ય વિચાર ઉત્પન્ન થયો છે, તે મને જરા પણ રૂચિકર નથી; એટલું જ નહિ પરન્તુ એવા આપના હલકા વિચારને અત્યંત ધિઃક્કારૂં છું." પ્રમુદાએ આવેગથી કહ્યું.

"પ્રમુદા! તારો મિજાજ હવે હદ બહાર ચાલ્યો ગયો છે, તેમજ દિનપ્રતિદિન તારૂં વર્ત્તન બગડતું જાય છે, અને મારી પણ જરા આમાન્યા નહિ રાખતાં મને પણ તુચ્છ ગણી ધિક્કારે છે; માટે જરા રીતસર ચાલ! અને તેમાંજ સારૂં છે!" ધિરજરામ ક્રોધપૂર્વક પ્રમુદા ઉપર સજ્જડ દાબ બેસાડવા માટે મોટેથી બોલી ઉઠ્યો. પ્રમુદા જરા પણ બીક વિના આંખમાં આંસુના પ્રવાહ સાથે બોલી ઉઠી. "પિતાશ્રી! લાલન અને પાલન કરતી મારી માતા ભદ્રા-દેવીના અવસાન પછી આપ અત્યંત નમ્ર હતા, પરન્તુ થોડા સમય થયાં આપનો મારા પ્રત્યે બીલકુલ વાત્સલ્ય પ્રેમ જણાતો નથી, એટલુંજ નહિ પરન્તુ આ નિર્દોષ પુત્રીનું ભાગ્ય-ભવિષ્ય અવળે રસ્તે દોરવાનો જે આશય આપના હૃદયમાં છે, તે મને ઘણુંજ દુઃખ ઉત્પન્ન કરે છે."

પિતાશ્રી! આપ યોગ્ય કર્ત્તવ્યથી વિમુખ ન થાઓ અને કાર્ય કરતાં પહેલાં શ્રેષ્ટ લક્ષ્યબિન્દુ તરફ દૃષ્ટિ કરો. મ્હારા ભવિષ્યની ભાગ્યરેખાને ભુંસનાર અનિષ્ટ આજ્ઞાનો સત્કાર કરવા કોઈ પણ પ્રકારે હું ખુશી નથી. સત્યના ખરેખરા સૂત્રોને શોધી કાઢી આ સંસારમાં સ્ત્રી તરીકે શ્રેષ્ટ પંક્તિ પ્રાપ્ત કરવી તેજ મ્હારો આશય છે. —ચાલુ.

### પ્રાચીન ભારતની
# પાંચ વિદુષી વનિતાઓ.

( લેખક-ભીમાશંકર શર્મા 'વિદ્યાર્થી' પોરબંદર )

## મૈત્રેયી.

મૈત્રેયી મિત્ર ઋષિની કન્યા હતી. પિતાએ તેને વેદશાસ્ત્રની સારી શિક્ષ આપી હતી, અને મિથિલા દેશના યાજ્ઞવલ્ક્ય ઋષિ સાથે તેને પરણાવી હતી.

યાજ્ઞવલ્ક્યની વિદ્યા સમ્બન્ધે કાંઇ પણ કહેવાની આવશ્યકતા નથી. તેઓ [1]ચાર સુપ્રસિદ્ધ સ્મૃતિકારોમાંના એક હતા. 'બૃહદારણ્યકોપનિષદ' માં મૈત્રેયી દેવીની વિદ્વત્તાનો સારો પરિચય થાય છે. યાજ્ઞવલ્ક્ય જેવા વિદ્વાન્ પતિના સહવાસમાં આવ્યા પછી મૈત્રેયીની વિદ્યામા વિશેષ વૃદ્ધિ થઇ હતી, એ કહેવાની આવશ્યકતા નથી

ઋષિ ગૃહસ્થ જીવન વ્યતીત કરીને તપશ્ચર્યા કરવા માટે કિંવા વાનપ્રસ્થ થવા માટે વનમાં જવા લાગ્યા. ઋષિને બે સ્ત્રીઓ હતી તેથી વનમા જતી વખતે તેમણે પોતાનું ધન ધાન્ય બન્ને સ્ત્રીઓને સરખે ભાગે વહેંચી દીધું, કે જેથી તેમને પાછળથી લડવાનો સમય પ્રાપ્ત ન થાય. પરંતુ મૈત્રેયી પોતાની વિદ્યા તથા પોતાના જ્ઞાનધનની સામે પર્ણકુટી, [2]નીવાર, તથા કુશની સાદડીઓને તુચ્છ સમજતી હતી તેણે વિનીતભાવે ઋષિને કહ્યું:—

"येनाहं नामृतास्याम् किमहं तेन कुर्य्याम् ।"

અર્થાત્ જે ધન મને અમરત્વ ( મુક્તિ કિંવા મોક્ષ ) આપી શકતું નથી તેને લઇને હું શું કરૂં ? ત્યારપછી તેણે નિમ્નલિખિત વૈદિક પ્રાર્થના કરી'—

"असतोमा सद्गमय, तमसोमा ज्योतिर्गमय, मृत्योर्मामृतं गमय ।"

"હે પરમાત્મન્! મને અસત્ય માર્ગ પરથી સત્ય માર્ગ પર લાવો, અન્ધકારમાંથી પ્રકાશમાં લાવો, જીવન મરણના બંધનમાંથી મુક્ત કરી નિર્વાણ-મોક્ષપદ આપો."

એ પ્રાર્થનામાં કેવો ઉચ્ચ ભાવ છે, તેનો નિર્ણય પાઠકો પોતે કરશે એવી આશા છે; પરન્તુ એટલું તો કહેવું જોઇએ કે, એવી ઉત્તમ ભાવનાવાળી પ્રાર્થનાઓ બહુ ઓછા લોકોએ કરી હશે. એ પ્રાર્થનાને ઉપનિષદમા સ્થાન મળ્યું છે, અને વિદ્વાનો ભક્તિની સાથે તેનું વાંચન તથા મનન કરે છે.

---

૧ એ ચાર સુપ્રસિદ્ધ સ્મૃતિકારોનાં નામ આ પ્રમાણે છે-મનુ, યાજ્ઞવલ્ક્ય, પારાશર અને ગૌતમ

૨ નીવાર એક જાતનું તાંદુલના જેવું ધાન્ય હતું, જે તે સમયમાં સાત્વિક અન્ન તરીકે વપરાતું હતું

એ સમયે એક બહુ મોટી વૈદિક પાઠશાળા હતી તેમાં મૈત્રેયી શિક્ષિકા તરીકે કાર્ય કરતી હતી. એ પરથી તેના વિશાળ જ્ઞાનની કલ્પના થઈ શકે તેમ છે. તેના જીવનનો પૂર્વ ભાગ અધ્યાપન કાર્યમાં અને ઉત્તર ભાગ પોતાના પતિની સાથે શાસ્ત્રોના અનુશીલનમાં વ્યતીત થયો હોય એમ લાગે છે. મૈત્રેયીના જીવનનો આથી વિશેષ વૃત્તાન્ત પ્રાપ્ત થતો નથી

## ગાર્ગી.

પ્રસ્તુત લેખમાંની ગાર્ગીદેવીનો જન્મ મિથિલા દેશમાં થયો હતો. એ દેશમાં ગાર્ગી જેવી પંડિતાઓ હોવાનું કારણ રાજર્ષિ જનકની વિદ્યાપ્રિયતા જ માલૂમ પડે છે. ગર્ગ નામક ઋષિની તે કન્યા હતી અને તે પરથી ગાર્ગી એવું તેનું નામ પડયું હશે, એમ સહજ અનુમાન થાય છે.

ગાર્ગી ભારતવર્ષની સ્ત્રીઓમાં રત્ન થઇ ગઇ છે. ગાર્ગી તથા મૈત્રેયીમાં ભેદ એ જણાય છે કે, મૈત્રેયીમાં ગંભીરતા અને શાન્તિ અધીક હતી, જ્યારે ગાર્ગીમાં વાચાળતા તથા ચંચળતા અધિક હતી. નિમ્નલિખિત ઘટના પરથી તેના સ્વભાવનો તેમજ તેની વિદ્વત્તાનો આપણને બહુ સારો પરિચય મળે છે.

એકવાર રાજર્ષિ જનકે એક બહુ મોટી સભા ભરી તેમાં ન્યાય તથા વેદાન્તના કઠિન પ્રશ્નોપર વિચાર કરવા માટે દેશ દેશાન્તરના પંડિત તથા પંડિતાઓને નિમંત્રણ કરીને બોલાવવામાં આવ્યાં. સભાગૃહ ભરાઈ ગયા પછી જનકે ઉભા થઇ વિદ્વન્મંડળને નમસ્કાર કરી કહ્યું કે:—

"આ સભામાં વિરાજેલા પંડિતો પૈકી જે પોતાને અધિક વિદ્વાન્ જાણતો હોય તે સહસ્ર ગાયો તથા સ્વર્ણ મુદ્રાઓ લેવા તૈયાર થઈ જાય."

કોઇએ ગાયો તથા સ્વર્ણ મુદ્રાઓ લેવા માટે ઉઠવાનું સાહસ કર્યું નહિ. અને સભામાં ગંભીર શાન્તિ પ્રસરી ગઇ.

થોડીકવાર પછી કોઇને પણ ઉઠતું ન જોઇને યાજ્ઞવલ્કય ઋષિ ઉઠયા, અને તેમણે ગાયો તથા મુદ્રાઓ લીધી યાજ્ઞવલ્કયના ઉઠવા પછી તેમનો પ્રતિસ્પર્ધી થઈ ઉઠે એવો એ સભામાં કોઈપણ પંડિત નહોતો. ગાર્ગીદેવી પણ એ સભામા હાજર હતી. તેનાથી ઋષિનું આ માન સહન થઇ શકયું નહિ. તેણે પોતાના આસન પરથી ઉઠીને કહ્યું: "બ્રહ્મન્! શું તમે પોતાને સૌથી શ્રેષ્ઠ તેમજ અધિક વિદ્વાન્ સમજો છો?"

યાજ્ઞવલ્કયે કહ્યું: "હા, સમજું તો છું. એ વિષે તમને કાંઇ સંદેહ છે દેવિ?"

એના ઉત્તરમાં ગાર્ગીએ કહ્યું: "યદિ એમ છે તો આવો અને આપની વિદ્વત્તાનો પરિચય કરાવો."

મહર્ષિ યાજ્ઞવલ્કય તથા શ્રીમતી ગાર્ગી દેવી વચ્ચે શાસ્ત્રાર્થ થયો. કેટલાક દિવસો સુધી વાદવિવાદ ચાલતો રહ્યો. ગાર્ગીના ગુઢ પ્રશ્નોથી વ્યાકુલ થઇને યાજ્ઞવલ્કયે કહ્યું: "દેવિ! તમારી વિદ્વત્તાને કોટિશ: ધન્યવાદ છે! તમારૂં પાંડિત્ય જોઇને

હું અત્યન્ત પ્રસન્ન થયો છું; અને આ પારિતોષિક હું મારા તરફથી તમને આપું છું!"
વર્તમાન ભારતમાં ગાર્ગીદેવીના જેવી વિદ્વત્તાવાળી કેટલી સ્ત્રીઓ હશે!

## આત્રેયી.

આત્રેયીના માતા પિતા, પતિ કિંવા જન્મસ્થાનના વિષયમાં કંઈ પણ જણાયું નથી. કેટલાકોનું એમ માનવું છે કે, તે અત્રિ નામે ઋષિની કન્યા હતી. પરન્તુ એ કથન કેટલે અંશે સત્ય છે, એ કહી શકાતું નથી. આત્રેયીનાં લગ્ન થયાં હતાં વા તે આ જન્મબ્રહ્મચારિણીજ હતી, એ પણ કહેવું કઠિન છે. આત્રેયીનું જે કાંઈ વર્ણન મળે છે તે તેની બ્રહ્મચર્યાવસ્થાનુંજ વર્ણન છે. ભવભૂતિના 'ઉત્તર રામ ચરિત' નાટકમાં આત્રેયીનું વર્ણન આવે છે. તેમાં પોતે વનદેવીને પોતાના વિદ્યાભ્યાસની કથા કહે છે. એ વર્ણન વાંચવાથી માલૂમ પડે છે કે તે (આત્રેયી) મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં વેદાધ્યયન કરતી હતી, પરન્તુ ત્યાં પઠનમાં કાંઈક વિઘ્ન આવી પડવાથી તે અગસ્ત્યના આશ્રમમાં ગઈ હતી. મહર્ષિ વાલ્મીકિનો આશ્રમ જનસ્થાનમાં હતો, અને અગસ્ત્ય મુનિનો આશ્રમ દંડકારણ્યમાં હતો. જનસ્થાનનું વન ઉત્તરીય ભારતમાં પ્રયાગની પાસે અને દંડકવન મધ્ય પ્રાન્તોની આસપાસમાં આવેલું હતું. વિદ્યાભ્યાસ કરવાને માટે આત્રેયી જનસ્થાનમાંથી દંડકવનમાં ગઈ હતી, એ પરથી તેનો વિદ્યાપ્રેમ કેવો હશે તેની સહજ કલ્પના થઈ શકે છે. જ્યારે આગગાડી વગેરે પ્રવાસનાં સાધનો નહોતાં તે સમયમાં વનના વિકટ માર્ગમાંથી એક સ્ત્રીને પગે ચાલીને એટલે દૂર સુધી જવામાં કેટલી કઠિનતાઓ પડી હશે, તેનો વિચાર વાચકોએજ કરી લેવો.

## લીલાવતી.

લીલાવતી પરમપ્રસિદ્ધ ગણિતજ્ઞ તથા જ્યોતિર્વિદ્ પંડિત શ્રીમાન્ ભાસ્કરાચાર્યની પુત્રી હતી. આચાર્ય ભાસ્કરનું નામ કેવળ આ દેશમાંજ પ્રસિદ્ધ છે એમ નથી કિન્તુ દેશાન્તરમાં પણ તેમની વિદ્વત્તા સર્વને સુવિદિત છે. એમનું 'સૂર્યસિદ્ધાન્ત' નામનું જ્યોતિષ વિષયક પુસ્તક સંસ્કૃત સાહિત્યમાં રત્ન સમાન લેખાય છે. લીલાવતી પરણ્યા પછી અલ્પ-સમયમાંજ વિધવા થઈ ગઈ હતી. તેને આચાર્યે કોની સાથે પરણાવી હતી, એ પણ જાણવામાં આવ્યું નથી. તે વિવાહના થોડાજ દિવસો પછી વિધવા થઈ ગઈ, તદનન્તર તેનો કાળ શાસ્ત્રવિચારમાં તથા સુખમાં નિર્ગમન થાય એટલા માટે આચાર્યે તેને કાળજીપૂર્વક વિદ્યાભ્યાસ કરાવ્યો. સામાન્ય વિષયોનું જ્ઞાન આપ્યા પછી આચાર્યે તેને ગણિત વિદ્યા શીખવવી શરૂ કરી હતી. લીલાવતી એક બુદ્ધિમતી બાળા હોવાથી તેણે અલ્પ-સમયમાંજ ગણિતમાં અત્યન્ત પાણ્ડિત્ય પ્રાપ્ત કર્યું. તે પોતાના પિતાને ગણિત વિગેરે કરવામાં સહાયતા કરતી હતી. આચાર્યને એ એકજ દીકરી હોવાથી તેના પર તેમનો અત્યન્ત રાગ હતો. તેનું નામ સંસારમાં અમર રાખવાના ઉદ્દેશથી ભાસ્કરાચાર્યે

ગણિતવિષયક જે એક ગ્રંથ બનાવ્યો તેનું નામ તેમણે 'લીલાવતી' રાખ્યું. ભાસ્કરાચાર્યકૃત એ 'લીલાવતી' ગ્રંથ બનારસ, કલકત્તા તથા જયપુરાદિ નગરોની સંસ્કૃત પાઠશાળાઓમાં આજે પણ શીખવવામાં આવે છે; અને એ ગ્રંથને હાથમાં લેતી વખતે ગણિતવિદ્યાના વિદ્યાર્થીઓ આજે પણ આચાર્યની પુત્રી લીલાવતીના ગણિત કૌશલ્યની પ્રશંસા કરે છે.

## ભારતી.

કાશીથી ગયા તરફ જતાં માર્ગમાં શોણભદ્ર નામક સરિતાના તીર પ્રાન્ત પર બ્રહ્મપુર કિંવા બ્રાહ્મણપુર નામક એક ગામ હતું. એ ગામમાં વિષ્ણુમિત્ર નામે એક વિદ્વાન્ તથા કર્મનિષ્ઠ બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ સુભગા હતું. એ વિષ્ણુમિત્ર તથા સુભગાની પુત્રી તેજ ભારતી અથવા સરસ્વતી. ભારતીનો જન્મ શ્રી શંકરાચાર્યના સમયમાં થયો હતો. તે સમયની પ્રણાલિકા પ્રમાણે ભારતીના પિતા વિષ્ણુમિત્રે તેને બાલ્યમાંજ વેદ, વેદાંગ તથા ધર્મશાસ્ત્ર વિગેરેનો અભ્યાસ કરાવ્યો હતો. વિષ્ણુમિત્રને એ એક માત્ર અપત્ય હોવાથી તેને (ભારતીને) સર્વ પ્રકારની વિદ્યાઓ શીખવીને એક આદર્શ ગૃહિણી તથા વિદુષી વનિતા બનાવવાનો સંકલ્પ હતો; અને તેમનો એ ભાવ ભારતીના પરિશ્રમયુક્ત વિદ્યાપ્રેમથી સફળ પણ થયો હતો. તેની આવી અદ્વિતીય વિદ્વત્તાની વાર્ત્તાનો પ્રસાર તેની કૌમાર અવસ્થામાંજ સમસ્ત આર્યાવર્ત્તમાં થઇ ચૂક્યો હતો. તેનો વિવાહ સમ્બન્ધ પણ કોઇ સારા વિદ્વાન સાથેજ કરવાનો તેના પિતાનો વિચાર થયો. એક દિવસ વિષ્ણુમિત્રને ત્યાં કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણો અતિથિ તરીકે આવ્યા, તેમણે મંડનમિશ્ર નામક એક મહા સમર્થ પંડિતની પ્રસંશા કરી. એ પ્રસંશા સાંભળીને ભારતીના પિતાએ તે પંડિત વિવાહિત છે કે અવિવાહિત એ વિષે તેમને પ્રશ્ન કર્યો. તેના પ્રત્યુત્તરમાં તેમણે જણાવ્યું કે, તે અદ્યાપિ અવિવાહિત છે. મંડનમિશ્ર માહિષ્મતી નગરીના નિવાસી હિમમિત્રનો પુત્ર હતો, અને તેણે પ્રયાગવાસી સુપ્રસિદ્ધ પંડિત શ્રી કુમારિલ ભટ્ટ પાસે રહીને વિદ્યાભ્યાસ કર્યો હતો. તેણે બૌદ્ધમતનું ખંડન કરીને વૈદિક મતનું મંડન કર્યું હતું. અને એજ કારણથી લોકો તેને તેના મૂળ 'વિશ્વરુપ' નામથી ન બોલાવતાં મંડનમિશ્ર કહીને બોલાવતા હતા. એજ વિશ્વરુપ કિંવા મંડનમિશ્ર જોડે વિષ્ણુમિત્રે પોતાની કન્યા ભારતીનો લગ્ન સમ્બન્ધ કર્યો. એ ઉભય વિદ્વાન્ દમ્પતિનું જીવન અત્યન્ત સુખ તથા આનન્દમય હતું, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

ભારતીનો જીવનવૃત્તાન્ત આટલેથીજ સમાપ્ત કરીને હવે અમો તેની વિશ્વવિખ્યાત વિદ્વત્તાનો ઉલ્લેખ કરીશું. પરન્તુ તે પહેલાં ભારતવર્ષની તાત્કાલિક પરિસ્થિતિ કેવા પ્રકારની હતી, એનું સંક્ષિપ્તમાં વર્ણન કરીને ભારતીના પ્રશંસનિય, અનુકરણિય તથા વંદનિય પાંડિત્યને દર્શાવનારી એક ઘટનાનો અમો ઉલ્લેખ કરીશું.

બૌદ્ધધર્મના ઉચ્છેદ માટે તથા વૈદિક ધર્મની સ્થાપના માટે શ્રી શંકરાચાર્યનો

મારી સાથે વાદવિવાદ કરવામાં આપને કાંઇ પણ વાંધો ન હોવો જોઇએ. વળી પૂર્વે યાજ્ઞવલ્ક્યે ગાર્ગીની સાથે તથા જનકે સુલભાની સાથે શાસ્ત્રચર્ચાઓ કરી હતી."

ભારતીનું એ સયુક્તિક કથન શ્રવણ કરીને શ્રી શંકરાચાર્ય મનમાં અત્યન્ત પ્રસન્ન થયા, અને તેની સાથે શાસ્ત્રાર્થ કરવાની પોતાની ઇચ્છા દર્શાવી. તેમના શાસ્ત્રાર્થનો દિવસ નક્કી થયા પછી પ્રથમ પ્રમાણે અનેક વિદ્વાન્ સ્ત્રી પુરૂષોની મેદિની એકત્ર થઇ. ભારતી તથા શંકરાચાર્યના બુદ્ધિ તથા ચાતુર્યપૂર્ણ શબ્દોનું શ્રવણ કરી કરીને મોટા પંડિતોને પણ સાનંદાશ્ચર્ય થયું. તેઓ બન્ને જાણે કે બૃહસ્પતિ તથા શુક્રાચાર્યના અવતારરૂપજ હોયની ! એવો ભાસ થતો હતો. સત્તર દિવસ પર્યન્ત એક અબળાએ શ્રી શંકરાચાર્યની સાથે શાસ્ત્રાર્થ કર્યો. એક પછી બીજા શાસ્ત્રનો વિવાદ ચાલુજ રહ્યો. પરન્તુ શંકરાચાર્યને પરાજિત થતા ન જોઇને ભારતીએ પોતાના મન સાથે વિચાર કર્યો કે:-"આચાર્યશ્રી બાલ્યાવસ્થાથીજ સન્યાસી થયેલા છે, અને તેઓશ્રી શીલવ્રતથી કદિ પણ ડગ્યા નથી. એટલે જો વાત્સાયન સૂત્રો સમ્બન્ધી પ્રશ્ન કરીશ તો એ અવશ્ય પોતાનો પરાજય માનશે." એમ વિચાર કરીને ભારતીએ 'રતિશાસ્ત્ર' વિષે કેટલાક પ્રશ્નો પૂછયા. કામશાસ્ત્રનું નામ સાંભળીને શ્રી શંકર આચાર્ય અવાક્ થઈ ગયા. અને સન્યાસી ધર્મને બાધ ન આવે એટલા માટે તેમણે રતિશાસ્ત્ર સમ્બન્ધી એક પણ પ્રશ્નનો જવાબ ન આપતાં એક માસની મુદ્દત માગી ભારતીએ ઉદારતાથી એ મુદ્દત પણ આપી હતી.

શ્રી શંકરાચાર્યે પરકાયા પ્રવેશ કરીને કામશાસ્ત્રનો અભ્યાસ કર્યો, અને ભારતી સાથેના શાસ્ત્રાર્થમાં પણ જય પ્રાપ્ત કર્યો, પ્રતિજ્ઞા અનુસાર ભારતી તથા મંડનમિશ્ર શ્રી શંકરાચાર્યનાં શિષ્ય થઇને રહ્યાં હતાં, અને સ્વામીની સાથે રહીને તેમણે વૈદિક ધર્મના પ્રચારમાં સહાયતા આપી હતી. શ્રૃંગેરીમાં શ્રી શંકરે ભારતીને માટે એક મંદિર બંધાવી દીધું હતું, જે પાછળથી 'શ્રૃંગેરીમઠ', ના નામથી ઓળખાયું, દેવીએ પોતાના જીવનના અંતિમ દિવસો ત્યાંજ રહીને વ્યતીત કર્યાં હતાં. તેણે ત્યાં'ભારતી સંપ્રદાય સ્થાપ્યો હતો, અને ત્યાંના શિષ્યમંડળને ભારતી એવું નામ આપ્યું હતું.

મંડનમિશ્રને શ્રી શંકરાચાર્યે સન્યસ્ત દીક્ષા આપીને 'तत्त्वमसि' એ મહાવાક્યનો ઉપદેશ કર્યો. ત્યારથી મંડનમિશ્રની ગણના આચાર્યશ્રીના મુખ્ય શિષ્યોમાં થવા લાગી. પાછળથી એજ મંડનમિશ્ર શ્રી સુરેશ્વર અથવા સુરેશ્વરાચાર્યના નામથી પ્રસિદ્ધ થયા હતા.

એ સરસ્વતી (ભારતી) તથા સુરેશ્વરાચાર્ય (મંડનમિશ્ર) નું નામ આજે પણ ભારતવાસી આર્યો અત્યન્ત પૂજ્ય ભાવથી લે છે. મંડનમિશ્ર તથા ભારતી દેવી જેવાં વિદ્યાનિપુણ દમ્પતીઓ આધુનિક આર્ય સંસારમાં કેટલાં હશે ?

આ અંકની સાથે "શ્રીસુખ દર્પણ–શ્રાવિકા"નું બીજું વર્ષ સંપૂર્ણ થાય છે. ગ
વર્ષમાં કાગળ ઇ૦ની મોંઘવારીને લીધે તેમજ બીજી આકસ્મિક અડચણોને લીધે એમ
અમારી અને વાચકવર્ગની ઉચ્ચ અભિલાષાઓનો ઘણો ભોગ આપવો પડ્યો
પરન્તુ તે માટે રોદણા રોવાની કાંઇ જરૂર નથી. આવા વિકટ સંયોગોમાં પણ ર
માસિકના ગ્રાહકો–વાચકો અને અનુરાગીઓ તરફથી જે ઉત્સાહભર્યો આવકાર ગ
ળતો રહ્યો છે તે આ માસિકનું–એક મ્હોટામાં મ્હોટું સૌભાગ્ય છે! આવતા વર્ષ
અમો માસિકના આંતર–બાહ્ય વૈભવમાં ઘણો સુધારો–વધારો કરવાના મનોર
ધરાવીએ છીએ. આ મનોરથોનો રસભર્યો વિસ્તૃત હેવાલ આપી અમે અમા
વાચકોને ક્ષણિક આનંદ ઉપજાવવા માગતા નથી. ટુંકામાં, એક રસિક–બોધપ્રદ વાર્
વાર્તાની સાથે બીજા સ્ત્રીઉપયોગી વિષયોની ચર્ચા નિરંતર ચાલુ રહે એવી વ્યવસ્થ
કરવાનો અમારો દૃઢ અભિલાષ છે. એ અભિલાષની સહેજ ખાત્રી અમારો નવા વર્ષ
નો અંક આપી શકશે. "શ્રીસુખ દર્પણ–શ્રાવિકા" એ પ્રત્યેક આર્યગૃહમાં એક ઘર
ગતુ માસિક બને અને તેમાંનો દરેક લેખ પુરેપુરા રસથી વંચાય એ અમારો આદ
ર્શ લેશ પણ મલીન થયો નથી. અને અમને સંપૂર્ણ વિશ્વાસ છે કે, માસિકન
વાચકો તરફથી મમતા, દીલસોજી અને ઉદારતાનો જેવો પ્રવાહ સતત્ વહ્યા કર્યો છે
તેવો ચાલુ રહેશે તો નવા વર્ષમાં અમો અમારા ઘણાખરા મનોરથો સફળ કરી
સ્ત્રી–સાહિત્યની સેવા કરી, આત્મસંતોષ મેળવવામાં ફત્તેહમંદ થઈ શકીશું. આથ
વિશેષ બીજું શું કહીએ?

આ વખતે ગ્લેઝડ કાગળો વખતસર નહીં આવી પહોંચવાથી આ અંક રફ
કાગળો ઉપર કાઢવો પડ્યો છે, તેમજ કાગળોની રાહ જોવાથી કિંચિત્ વિલંબ
પણ થઈ ગયો છે. ભવિષ્યમાં નિયમિતતાની સાથે કાગળ વિગેરેની ઉત્કૃષ્ટતા જળ
વાઇ રહે એવો બંદોબસ્ત કર્યો છે.

# આ અંકમાં—

તદ્દન નવીન—સુંદર મુખપૃષ્ઠ.



| | |
|---|---|
| **સ્વર્ગની સીડી ? નહીં, નર્કની નિઃસરણી.** | એક ચાલુ વાર્તા. ઉપરા-ઉપરી બનતા નવા બનાવો અને દારિદ્રય-પાપ-મોહ આદિના રોમાંચજનક પ્રસંગો ભૂખ-તૃષાને પણ ભૂલાવી દેશે. |
| **વિરહ-વેદના** | એક વિરહી પુરૂષનો પ્રિયતમા ઉપરનો પત્ર સ્ત્રીઓની ઉપયોગિતા અને માહાત્મ્યનો સંક્ષિપ્ત ચિતાર. |
| **કન્યાવિક્રયમાંથી આત્મવિક્રય.** | મુક્તિફોજમાં દાખલ થયેલી એક 'આર્ય' અબળાનો આત્મવૃત્તાંત, કન્યાવિક્રયની અધમતા અસરકારક રીતે પૂરવાર કરે છે. |
| **નારીનું મૂલ્ય** | શ્રીમતી અનિલાદેવીની આવેશભરી ભાવનાઓ, સ્ત્રીઓનું આત્મસંમાન ખીલવવામાં અમોઘ ઔષધીરૂપ થઇ પડશે |
| **કન્યાનું વી પી પાર્સલ.** | બે ઘડી વિચારમાં નાખી દે એવું વાસ્તવિક છતાં કલ્પનામિશ્રિત ચિત્ર. |

તે ઉપરાંત નવા વર્ષના અંકમાં સ્ત્રી કળા વિજ્ઞાન, ઘરગથ્થુ વૈદક, કાવ્યો અને પરચુરણ લેખોનો સંગ્રહ પણ જોઇ શકશો.





# માતાની જવાબદારી.

'જેટલી જવાબદારી ગર્ભિણીની અવસ્થામાં છે, તેટલીજ—બલ્કે, તેથી પણ વધારે જવાબદારી સ્ત્રી સંતાનવતી થાય ત્યારે છે. ખનીજ પદાર્થો ખોદી કાઢવા સ્હેલા છે, પણ બહાર કાઢ્યા પછી માટી વગેરેથી મુક્ત કરી તેને પાસા પાડી મનોહર બનાવવા તેમાંજ ચતુરાઇ રહેલી છે. અનિવાર્ય માતૃસ્નેહને લઈ કેટલીક હર્ષઘેલી માતાઓ બાળકનું હદથી બ્હાર લાલન કરે છે અને બાળપણમાં એવી અયોગ્ય છુટ મળવાથી—સંગદોષથી તેઓ દુર્ગુણી થાય છે. આવા પુત્ર-પુત્રીને જો તેના પિતા તરફથી કાંઇપણ શિક્ષા કરવામાં આવે તો તેવે પ્રસંગે બાળકનો પક્ષ કરી સ્ત્રી પતિની સાથે ઝઘડો મચાવે છે. આવા અપવાત્સલ્યનું પરિણામ એ આવે છે કે એ સ્વહસ્તે ઉછેરેલા વિષવૃક્ષનાં ઝેરી ફળો લાલન કરનારનેજ ચાખવા પડે છે.

(હીરાબ્હેન મથુરભાઇ).

# સાચની કસોટી.

લે૦ રા. સુશીલ.

( ઐતિહાસિક કથાઓ. )

આજથી લગભગ બસેં વર્ષ ઉપર* જયપુરમાં રાજા સવાઇ જયસિંહજી મહારાજ રાજ્ય કરતા હતા. તેઓ એકવાર પોતાના મહેલની ઉંચી અગાસી ઉપર હવા ખાવા માટે ચડયા. રાજાનો મહેલ એટલે તે બીજા સાધારણ મકાનોથી ઉંચો હોય એમાં તો પૂછવું જ શું ? રાજાએ અગાસીમાં જઈ આસપાસ નજર કરી તો એક મકાનની છત ઉપર એક સ્ત્રી વસ્ત્રરહિત સ્થિતિમાં સ્નાન કરતી તેમની દ્રષ્ટિએ પડી. રાજા તેજ ક્ષણે ત્યાંથી પોતાની દ્રષ્ટિ ખેંચી લઇ અપાટાબંધ નીચે ઉતરી ગયા. તેમણે પોતાના ધર્મશાસ્ત્રીઓ અને સલાહકારોને બોલાવી પ્રશ્ન કર્યો કે-" કોઇ માણસ જાણી-બુઝીને પોતાની પુત્રીને નગ્નાવસ્થામાં નીહાળે તો તેને શી સજા કરવી જોઇએ ? " નિશ્ચય થયો કે એવા અપરાધી પાસેથી દંડની રકમ વસુલ કરવી એજ ઉચિત શીક્ષા છે. તેજ વખતે મહારાજાએ પોતાના હાથખર્ચના રૂપીયામાંથી પાંચ હજાર રૂપીયા દંડ તરીકે રાજભંડારમાં ભરી આપવાની પોતાના પ્રધાનને આજ્ઞા કરી. સલાહકારો અને ન્યાયશાસ્ત્રીઓ મહારાજાના આવા વર્તનથી બહુ આશ્ચર્ય પામ્યા. તેઓ જાણતા હતા કે મહારાજા પોતે એવા નીતિ-ન્યાયપરાયણ છે કે તેઓ પોતે જાણી જોઇને આવો ગુન્હો કદી પણ નજ કરે. છતાં દંડ ભરી આપવાનું અને પોતાની મેળે ગુન્હેગાર હોવાનું મહારાજા શા માટે કબુલતા હશે એ શંકાનું સમાધાન થયું નહીં. છેવટે મહારાજાએ પોતે જ ખુલાસો કર્યો અને જણાવ્યું કે મારાથી જે અપરાધ થઇ ગયો છે તેને તમે અનાયાસે-અજ્ઞાનતાથી થયેલો માનો એ સ્વાભાવિક છે અને વસ્તુતઃ પણ અજાણતા જ એ નગ્ન સ્ત્રી મારી દ્રષ્ટિએ પડી ગઇ છે. પરંતુ આપ સર્વેએ એટલું જાણવું જોઇએ કે હું એક રાજા છું, મ્હારો અધિકાર જેમ મ્હોટો છે, તેમ મ્હારી જવાબદારી પણ મ્હોટી છે. હું પોતે જો મારા આવા સહજ ગુન્હાઓ તરફ બેદરકાર રહું તો તેની મારી પ્રજા ઉપર શું અસર થાય ? હું પોતે નીતિ-ન્યાયમાં દ્રઢ ન રહું તો પછી હું મારી પ્રજા અને નોકરોની પાસેથી નીતિની કેવી રીતે આશા રાખી શકું ? મારા અજ્ઞાનકૃત દોષને બધા લોકો એજ સ્વરૂપે જુવે એ કેમ બની શકે ? વળી મ્હારો મહેલ

બીજા બાધા મકાનો કરતાં ઉંચો છે, એટલે વારે વારે ઘડીએ એ ઉંચા મકાન અગાસી ઉપર જવાનો લોભ પણ અંકુશમાં રાખવો જોઇતો હતો. હું તેમ ન ક શક્યો એ પણ મ્હારો એક અપરાધ નથી? રાજાની આ વાત અને ખુલાસો સાંભ ને અમલદારો રાજાની ન્યાયવૃત્તિ માટે વખાણ કરતા પોતાના ગૃહે ગયા.

(૨)

રામચંદ શેઠની પૂત્રવધુ એક વખત ખાણમાંથી માટી ખોદવા સારૂ ગામ પાદરમાં ગઈ હતી. માટી ખોદાઈ રહી અને સુંડલો ભરાઇ રહ્યો એટલે તે બ નીકળી. તેજ વખતે એક પુરૂષ પણ તે સ્રીની પાછળ ખાણમાંથી નીકળ્યો. આ ખાવું રામચંદ શેઠનો પુત્ર કે જે આ તરફ અકસ્માત્ આવી ચડયો હતો તેના ં વામાં આવ્યો. તેને પોતાની સ્રીની આવી હલકાઇ અને દુષ્ટ પ્રવૃત્તિ માટે મન બહુજ લાગી આવ્યું અને તેજ દિવસે તેને પોતાના ઘરમાંથી હાંકી કહાડી. પેલી ર કલ્પાંત કરતી અને ન્યાયને માટે પ્રાર્થના કરતી મહારાજા વખતસિંહજીની દર રમાં આવી. મહારાજાએ તે સ્રીની અને તેના પતિની સંપૂર્ણ હકીકત સાંભળી સ્રીને જણાવ્યું કે જ્યારે તારા પોતાના પતિએજ તને ખાણમાંથી અન્ય પુરૂષ સા નીકળતી જોઇ છે તો પછી તારે એ પરપુરૂષ સાથે કોઇ જાતનો બુરો સંબંધ નહો એમ સિદ્ધ કરી આપવું જોઇએ. એ સિવાય તારી સત્યરક્ષાનો બીજો ઈલાજ નથ સ્રીએ જવાબ આપ્યો કે મારી પાસે એવો તો કોઈ પુરાવો નથી તેમજ સાક્ષી પ નથી કે જેથી હું મારી પવિત્ર વૃત્તિ આપની સમક્ષ સાબીત કરી શકું. તોપણ મારી પવિત્રતાના ઉપર શ્રદ્ધા રાખી જણાવું છું કે આપ લોઢાનો એક મ્હોટો ગો ળો તપાવો અને જો તે ગોળો મારા ખુલ્લા હાથમાં ઉપાડ્યા પછી જો હું દાઝું ખુશીથી મને અસતી–અપવિત્ર જાહેર કરી મને વિદાય કરજો. મહારાજા વખતસિ હજીએ તે કબૂલ્યું. લોઢાનો એક ગોળો બાધાની સન્મુખ તપાવવામાં આવ્યો. ગોળે બારાબર તપી રહ્યો અને લાલચોળ બની ગયો એટલે પેલી શકદાર સ્રીએ મન ને મનમાં જગન્નિયંતા પ્રતી પ્રાર્થના કરી કે—"હે પ્રભુ મેં મારા શ્વસુરના પુ સિવાય જો કોઇ અન્યનું મન–વચન કે કાયથી સ્મરણ કે ધ્યાન સરખું પણ કર હોય તો મારા બન્ને હાથો આજ પળે બળી જજો! હે અગ્નિ દેવ! મારા શ્વસુર પુણ્ય બળે મારી પવિત્રતાની કસોટી કરવામાં તું કોઇની શરમ રાખીશ નહીં એમ કહીં તે સ્રીએ તે લોઢાનો ધગધગતો ગોળો પોતાના હાથમાં ઉપાડયો. ઉપ ડતાંની સાથેજ હાથ બળી ગયો, તેના મુખ ઉપર ભય, દુ:ખ અને વેદનાની શ્યા છાયા તરી આવી! લોકોએ તેને દુષ્ટ ચરિત્રવાળી જાણી ધિક્કાર આપ્યો–ગામમ સર્વત્ર નિંદા થવા લાગી! સ્રી પણ શરમાઈ અધોવદને ત્યાંથી ચાલી ગઈ. એક દિવસ પછી પુન: તે મહારાજાની હજુરમાં આવી અને કહેવા લાગી કે–"મહારાજ!

હું અંતઃકરણથી હજી પણ પવિત્ર છું. અને હતી. પરંતુ તે દિવસે જ્યારે મારી પવિત્રતાની કસોટી થઇ હતી ત્યારે મારાથી એક ભુલ થઇ ગઇ હતી. એ ભૂલ સુધારવાનો મને એકવાર ફરીથી પ્રસંગ આપવો જોઇએ. મારા ઉપર વિશ્વાસ લાવી એવો પ્રસંગ નહીં આપવામાં આવે તો સ્ત્રીજાતિ ઉપરનું કલંક કાયમને માટે રહી જશે અને હું પાપના દરીયામાં ડુબી જઇશ." મહારાજે એકવાર ફરીથી કસોટી કરવાની અનુમતી આપી. પ્રથમની માફક આ વખતે પણ અમલદારો અને પ્રજાજનોની મોટી સંખ્યા આ કસોટી જોવા મેદાનમાં એકત્ર થઇ. લોઢાનો ગોળો તપાવવામાં આવ્યો. તકોમતદાર સ્ત્રી મનમાં ને મનમાં જ પ્રભુની પ્રાર્થના કરવા લાગી કે-" હે પ્રભુ ! જો મારી સાસુના પુત્ર સિવાય અન્ય કોઇ પણ અન્ય પુરૂષનું મન-વચન-કાયાથી ધ્યાન કે સ્મરણ સરખું પણ અપવિત્રભાવે કર્યું હોય તો મારો હાથ આજ હાથે બળી જજો ! હે અગ્નીદેવ ! મારી સાસુના પુણ્યબળે મારી પવિત્રતાની કસોટી કરવામાં કોઇની શરમ રાખીશ નહીં ! " એમ કહી પુનઃ તે ગોળો ઉપાડયો !, સૌએ મહા આશ્ચર્ય વચ્ચે જોયું કે લોઢાનો આવો ધગધગતો ગોળો ઉપાડવા છતાં તે સ્ત્રી નિર્વિકારપણે જ્યાંની ત્યાં નિર્ભયતાપૂર્વક જ ઉભી રહી છે ? તેના વદનમંડળ ઉપર ત્રાસ ભય કે વેદનાનું ચિહ્ન સરખું પણ જણાતું નથી. થોડીવાર રહી રાજાએ ફરમાવ્યું કે— " હવે તે ગોળો નીચે જમીન ઉપર ફેંકી દે ! " સ્ત્રીએ તે ગોળો નીચે ફેંકી દીધો ! પૃથ્વી ગોળાના પતન સાથે જ ધ્રુજી ઉઠી ! આસપાસના ઘાસના તરખલાઓ પણ સળગી ઉઠયા ! લોકોને ખાત્રી થઇ કે રામચંદ શેઠની પુત્રવધુ પવિત્ર જ છે, માત્ર શ્વસુરના ગુણ-કર્મને લીધે તે બિચારી એકવાર લજ્જીત અને પરાજીત થઇ હતી, સાસુના અને પોતાના પવિત્ર ગુણકર્મના બળે તેની પવિત્રતા છેવટે પ્રકાશી નીકળી !

( ૩ )

કીશનગઢના એક* શેઠે લગભગ વૃદ્ધાવસ્થામાં બીજીવાર લગ્ન કર્યું હતું. તે જ્યારે મરવા પડયો ત્યારે તેની નવી સ્ત્રીએ પોતાના સગા-સંબંધીઓને બોલાવી કહ્યું કે-" જુઓ, મારા પતિ હવે સાજા થાય એવી આશા નથી. હું બે મહીના થયા બારેવી છું અને જો તમારે ખાત્રી કરવી હોય તો અત્યારે જ સૂયાણી કે દાયણને બોલાવી ખાત્રી કરી લો. " સગા-સંબધીઓની ગર્ભાવસ્થા વિષે ખાત્રી થઇ, દુર્દૈવવશ શેઠ પણ મૃત્યુ પામ્યા. એક વરસ પછી શેઠનો કોઇ નજીકનો સંબંધી કીશનગઢમાં આવ્યો. તેણે આવીને પેલી સ્ત્રી તથા છોકરાને ઘરની બહાર કહાડી મૂકયા અને ઘરનો હક્કદાર પોતે છે. એમ જણાવી ઘરની સઘળી માલ-મીલકત પોતાના કબજામાં લઇ લીધી. શેઠાણી કીશનગઢના મહારાજા પ્રતાપસિંહજી પાસે ફરીયાદ કરવા ગઇ. મહારાજાએ નવા હક્કદારને બોલાવી પૂછયું કે " આ પુત્ર શેઠનો નથી એમ તું શા આધારે કહી શકે છે ?" શેઠના સંબંધીએ કહ્યું કે-" સ્વ-

* સંવત્ ૧૮૪૫ ની લગભગ.

ગૃહસ્થ શેઠ બહુજ રોગી હતા અને તેથી તેમને સંતાન થાય એવો સંભવ નથી. આ બીનો પુત્ર ખુદ શેઠનો નહીં પણ વ્યભિચારથી ઉત્પન્ન થયેલો હોવો જોઇએ." શેઠાણીએ કહ્યું કે-" આપને ખાત્રી કરવી હોય તો મારા પતિના મરણ વખતે જે લોકો હાજર હતા તેમને પૂછી જૂઓ. વળી તે વખતે દાયણ-સૂયાણી વિગેરેએ જે પરીક્ષા કરી હતી તેની હકીકત મેળવો, એટલે આપને જણાશે કે હુ કોઈ વ્યભિચારણી નથી. હું પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે આ પુત્ર શેઠનો જ છે" સાક્ષીઓએ શેઠાણીની વાતને ટેકો આપ્યો. કારણ કે તેમણે એકવાર ગર્ભાવસ્થા વખતે જ શેઠની હૈયાતીમાં પરીક્ષા કરી લીધી હતી. એટલું છતા નવા હકદારે જણાવ્યુ કે-" આ સાક્ષીઓ બધા નવા ઉભા કરેલા છે અને તેમને લાગવગથી તથા લાંચથી પોતાના પક્ષમાં મેળવી લેવામાં આવ્યા છે માટે એમનું કહેવા ઉપર વિશ્વાસ મુકી શકાય નહીં." મહારાજા પ્રતાપસિંહ વિચારમાં પડ્યા. સત્યનો નિર્ણય કેમ કરવો એ મુશ્કેલી ઉભી થઇ. તેમણે થોડીવાર વિચાર કરી જણાવ્યુ કે " હરકત નહીં. આ છોકરો કોનો છે તેનો હું હમણાજ નિર્ણય કરી દઉં છુ." એમ કહી પોતાના એક નોકરને આજ્ઞા કરી શેઠના છોકરાની ઉમ્મરવાળા સરખે સરખા દસ-બાર છોકરાઓને પોતાની પાસે બોલાવી મંગાવ્યાં. ગામના છોકરા આવી ગયા એટલે મહારાજાએ પેલા શેઠના પુત્રને તેમાં સામેલ કર્યો અને એકજ જગ્યા ઉપર બધાને બેસાર્યા. થોડી વાર રહીને મહારાજાએ પોતાનો એક હાથી પેલા છોકરાઓ તરફ છુટો મૂક્યો અને જોરથી જાહેર કર્યું કે—" ભાગો ! છોકરાઓ, નહીં તો મરી જશો !" હાથીને પોતાની તરફ આવતો જોઇ બધા છોકરા એકદમ મુંઠીઓ વાળીને નાસવા લાગ્યા. પરતુ પેલો શેઠનો છોકરો સૌની પાછળ રહી ગયો. કારણ કે તે ઉઠ્યો ત્યારે બીજા છોકરાઓની પેઠે એકદમ નહીં ઉઠતાં બહુજ ધીમેથી ઉભો થયો અને તે પણ ઘુંટણી ઉપર હાથ મુકી એક અશક્ત માણસની પેઠે ઉભો થયો. આ દેખાવ જોઇ મહારાજે જાહેર કર્યું કે " આ છોકરો બીજા કોઇનો નહીં પણ ખુદ શેઠનો જ છે ! એમાં કોઇ જાતની શંકા આણવાની જરૂર નથી. જો તે વ્યભિચારથી ઉત્પન્ન થયો હોત તો છોકરામા તેના વૃદ્ધ અને દુર્બળ બાપની જેવી અશક્તિ ન આવત ! વૃદ્ધ પિતાના પુત્રો આવા જ અશક્ત અને શિથિલ હોય !" શેઠાણીને પોતાના પતિની માલ-મિલકત પાછી મળી, પરંતુ પરિક્ષા વખતે હાજર રહેલા માણસો વૃદ્ધલગ્નનું પરિણામ અને પિતાના આરોગ્યની પુત્રના શરીર ઉપર થતી અસર બહુ જ સારી પેઠે સમજી ગયા.

( ૪ )

એક વખત એક સ્ત્રી પ્રસૂતિનો સમય નજીક આવેલો જાણી પોતાના બાપને ત્યા ગઇ-ત્યાં તેને એક પુત્રનો પ્રસવ થયો. ભાગ્યજોગે તેજ વખતે તેની ભોજાઇને પણ એક પુત્રી અવતરી બન્ને સ્ત્રીઓની સુવાવડના ખાટલા એકજ મકાનમાં હતા-અલબત્ત જૂદા જૂદા ઓરડામાં સૂયાણીએ પુત્ર-પુત્રીની અરસ પરસમાં અદ-

લાબતલી કરી નાંખી. જેને પુત્ર જન્મ્યો હતો ત્યાં પુત્રી મુકી દીધી અને જેને પુત્રી જન્મી હતી તેની પાસે પુત્ર મુકી દીધો. નણંદ કે જેને ખરી રીતે પુત્રનો પ્રસવ થયો હતો તેને જ્યારે ખરી હકીકતની બરાબર ખબર મળી એટલે તે મહારાજા વખતસિંહજીની હજુરમા ગઈ અને પોતાનો પુત્ર પાછો મળે એવી પ્રાર્થના કરી મહારાજાએ પોતાના વિદ્વાન સલાહકારો અને મંત્રીઓની સભા બોલાવી આ ફરીયાદનો કેમ નીવેડો લાવવો એ વિષે મસલત ચલાવી ત્યારબાદ મહારાજાએ બે ગાયો, બે ભેંસો, અને બે બકરીઓ મગાવી બે ગાયોમા એક ગાયે વાછડો અને બીજી ગાયે વાછડીનો જન્મ આપ્યો હતો, ભેંસ તથા બકરીના સબંધમા પણ એજ નિયમ રાખવામા આવ્યો હતો મતલબ કે પુરૂષ સંતાનવાળી ગાય, ભેંસ, અને બકરીનુ અને સ્ત્રી-સંતાનવાળી ગાય-ભેંસ અને બકરીનુ દૂધ કાઢી વજન કરવામાં આવ્યુ આ ઉપરથી જણાયુ કે જે ગાય, જે ભેંસ અને જે બકરીએ નરનો જન્મ આપ્યો હતો તેનુ દૂધ નારી ( માદા ) સંતાનવાળીના કરતા વધારે ભારે હતું. પછી પેલી નણંદ અને ભોજાઈનુ દૂધ સરખે ભાગે લઈ વજન કરવામાં આવ્યુ તેમા નણંદનુ દૂધ વધારે ભારે અને ભોજાઈનુ દૂધ સરખામણીમા હલકુ જણાયાથી નણંદને પુત્ર પાછો આપવાની ભોજાઈને આજ્ઞા કરવામા આવી રાજાની બાહોશી અને ન્યાયવૃત્તિથી પુત્ર તેની સગા માના સંરક્ષણ નીચે મૂકાયો.

## પતિ-ભક્તિ.

હતે જો રૂપ તો પતિને હુ અર્પણ એ કરી દેતે,
પતિના પ્રેમ મન્દિરે કુસુમ પેઠે ધરી દેતે.
જુવાની રૂપ શોભતી જો હતે મારૂ અરે સ્વામી !
મીઠા પતિ પ્રેમરસ માહીં હું તેને મેળવી દેતે
હતે જો કીર્તિ મારી તો પ્રણયના યજ્ઞ સન્મુખે,
જરૂર બલિદાનને અર્થે ખુશીથી હુ ધરી દેતે
મધુર વાણી હતે મુજ તો પતિની-પ્રેમપૂજામાં,
હુ ગોરસ ને કપુર પેઠે સમર્પણ એ કરી દેતે
ચરણ પતિ પ્રેમ કેરા જે સદાયે ચૂમવા ચ્હાયે;
હૃદયના ભાવ વિના એ બીજુ શુ કિંકરી દેતે ?
નથી દ્રવ્ય તણી આશા હૃદયના ભાવને મુજ એ,
કહોને એ પતિ ! આપુ પતિભક્તિ ભરી દેતે ?

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી—દ

* જોધપુરના મહારાજા—સંવત ૧૮૦૫.

# સ્ત્રીઓની અવદશા

( લેઠ અ. સૌ. 'પી' સુરત. )

લગ્ન એ શું વસ્તુ છે! તે બાલકો નવ જાણતાં;
પતિ પત્નીનો શું ધર્મ છે, તે લેશ નવ પીછાણતા.
જ્યારે સમય રમવા અને, ભણવા તણો જે બાલનો;
તે સમય પર શીરે પડે, બોજો અતિશય લગ્નનો. ૧
પ્રાચીન સમયનાં બાલકો, બ્રહ્મચર્ય રૂડું પાળતાં;
પરિપૂર્ણ પ્રથમાશ્રમ કરી, ગૃહસ્થાશ્રમી તે તો થતાં.
આજની રૂડી બાલિકા (!) વય બારની માતા બને;
ને પુરૂષ ઉમ્મર સોળનો, બાળક તણો પિતા બને. ૨
ફેશન તણા ફંદે ફસી, વાતો તણાં બણુગાં ફુંકે;
નિજ ધર્મ રૂડાં ત્યાગતાં, દિલથી જરાયે નવ ચુકે.
જાપાન ને ઈંગ્લાંડની, બહુ હોંસથી વાતો કરે;
મીઠું નથી નિજ ગૃહમહીં, વિચાર તેનો નવ ધરે. ૩
"પતિ દેવતા નારી તણો, હો' રંક કે રોગી અતિ;
પણ માનવો શુદ્ધ દિલથી, તેને સદા પૃથ્વીપતિ.
સાગર જુઓ ખારો છતાં, પ્યારો ગણે મીઠી નદી;
મીઠી ભલે ખારી બને, દરકાર તેની નહીં કદી." ૪
એ વચન સૌ 'હમ્બગ' થયાં ને ભાવના ઉડી ગઈ;
શ્રેષ્ઠ રમણી હિન્દની, તે આજ 'લેડી' થઇ ગઈ.
કે વચ બારીક પે'રશે, કે વાળ વાંકા ઓળશે;
સેવા પતિની છોડીને, 'ડ્રામા' નીરખવા દોડશે. ૫
નિજ બાળકો રડતાં મુકીને, ભાષણે તત્પર થશે;
નિજ ગૃહતણું ના ભાન ને, બહુ બહાર બણુગાં ફુંકશે.
'ડીયર' અને 'મિસ્ટર' તણી, વાચા મુખેથી બોલશે;
કહેતાં પ્રભુ નિજ સ્વામીને, કે લાજ મનમાં આણશે. ૬
એવી સ્ત્રીઓની અવદશા! ઉદ્ધાર કઇ પેરે થશે;
અજ્ઞાનના તીમીરમાં સુતેજ ક્યારે પ્રકટશે?
"જે ઝુલાવે પારણું, તે દેશ ઉદ્ધારક બને;"
એ મંત્રના ન્યાયે પ્રભ! તે દેવીઓ ક્યારે થશે: ૭




લેખકઃ–અંબેલાલ સવરામભાઈ દેસાઈ—અઠવા (સુરત

અભિન્ન હૃદય પ્રિય કુમુદ !

તારો દિપાવલીને દિવસે લખાયલો પત્ર મને નૂતન વર્ષના મંગળ પ્રભાતે મળ્યો છે. પત્ર વાંચી તુરત પ્રત્યુત્તર લખનાર હતો, પણ એક બે દિવસો વિચાર કરતાં નીકળી ગયા. તું લખે છે કે "રસભરી બાલ્યાવસ્થા પસાર થઈ અને યૌવનના દ્વારમાં પ્રવેશ કરતાંજ હૃદય અન્ય હૃદયને ચાહતાં શીખ્યું, અને તે હૃદયનો વિયોગ થતાં પાછું ચીરાતાં શીખ્યું." એનો ઉત્તર એજ કે આપણા હૃદયની ઉત્તમ ભાવનાઓ અન્યના હૃદય તરફ પ્રેરાય છે, અને સર્વ સમર્પણ ભાવનાઓ અન્ય હૃદયને સમર્પી દેવા આપણું હૃદય અત્યુત્સુક થાય છે–સમર્પી દે છે. પણ સમર્પ્યા પછી તે ભાવનાઓ સ્થિર રહેવી જોઈએ અસ્થિર ભાવનાઓ અન્ય હૃદય ભાગ્યેજ સ્વીકારે છે અને કદાચ સ્વીકારે તો તે વધુ વખત ટકતી નથી. વિયોગ એ પવિત્ર પ્રેમની કસોટી છે. જગતમાં દુઃખ ન હોત તો સુખ શું ચીજ છે, એ જાણી શકાત નહીં. દુનિયામાં દુર્ગુણ ન હોત તો સદ્ગુણની શું કિમ્મત અંકાત. તેમ જો પ્રેમમાં વિયોગ ન હોય તો પછી તેની કિમ્મત ઓછીજ ગણાત. જે વસ્તુને આપણે વધુ ઇચ્છીએ છીએ અને તે વસ્તુ આપણાથી દૂર થતી જાય ત્યારેજ આપણે તેના ઉપર વધુ અનુરક્ત બનીએ છીએ.

સ્ત્રીએ સ્વામી વિયોગમાં શુદ્ધ વૃત્તિએ રહેવું આવશ્યક છે. પતિને 'પ્રભુ' માની તેનું પ્રતિબિમ્બ હમેશાં હૃદયમાં રાખવું, સ્વામીની ગેરહાજરીમાં સાદાં અને સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરી ધર્મ નીતિનું જ્ઞાન મેળવવું. ઉત્તમ પુસ્તકો પતિની ગેરહાજરીમાં પતિ જેટલોજ બોધ આપે છે. નવલકથા કે પ્રેમરસનાં કાવ્યો કરતાં મહાન સતીઓનાં જીવન ચરિત્રો વાંચવાથી તથા તેનું મનન કરવાથી હૃદયમાં ઉત્તમ પ્રકાશ પડે છે. બાકીના વખતમાં કંઇ કળા કૌશલ્યનાં કામો કરવાં. વળી યોગ્ય વ્યાયામ મળે એવાં કામો પણ હમેશ કરવાં જોઇએ કે તેનાથી શરીર નિરોગી રહે. હાલના જમાનામાં સ્ત્રીઓ રોગી અને નિર્બળ હોય છે તેનાં કારણો એજ કે બાળ-વયમાં લગ્ન થાય છે એટલે ન્હાની વયમાં સંતાનોત્પત્તિ થવાથી બાળક રોગી રહે છે અને તેના (સ્ત્રીનાં) શરીરમાં પણ ઘણા રોગો ઘર ઘાલી બેસે છે. બીજુ કેટલીક સ્ત્રીઓને ઘરમાં બેઠા પણ કામ હોતું નથી. એટલે ખાધેલો ખોરાક બરાબર પચતો -

નથી. આખો દિવસ બેસી કિંવા સુઈ રહેવાથી ખોરાક કેવી રીતે પચે ? વળી એવી સ્થિતિ હોય તેમાં અઠવાડિયામાં બે કે ત્રણ વખત નાટક કિંવા સીનેમા જોવા જાય એટલે ઉજાગરાથી પણ પ્રકૃતિ વધુ બગડી વખતે ભયંકર રોગના રૂપમાં ફેરવાઈ જાય છે. આજના જમાનામાં મેં એવા પણ દાખલા મારી નજરે જોયા છે કે પંદર કે સોળ વર્ષની યુવાન બાળાને દરરોજ શક્તિ વર્ધક ઔષધી વિના ચાલતું નથી. એવી સ્થિતિ હોવાથી સંસાર શકટ ચલાવવાનાં બે ચક્રમાંથી એક ચક્ર શિથિલ થઈ જાય છે.

વ્હાલી ! ' પતિની ગેરહાજરીમાં સાદાં વસ્ત્રો પહેરવાં ' એ ઉપર લખેલું વાક્ય કદાચ તને નહીં રૂચશે, પણ હું તો એટલે સુધી કહું છું કે પતિની હાજરીમાં પણ એવાંજ વસ્ત્રો પરિધાન કરવાં જોઈએ. આજના જમાનામાં ફેશનના ફંદમાં ફસાયેલી સ્ત્રીઓને મારૂં વાક્ય નહીં રૂચશે. કારણ કે તેઓનાં પોલીશનમાં ખામી આવી પડે છે, પણ ઉત્તમ વસ્ત્રો પહેરવાં એ કંઇ સદ્‌ગુણ નથી, જ્ઞાન નથી કે વિવેક નથી. એ તો માત્ર એક આડંબરજ કહેવાય ! વખતને અનુકૂળ સંસારમાં સર્વ વસ્તુઓ જોઈએ છે પણ તે હદની અંદરજ હોવી જોઈએ. કારણ કે દરેક બાબતની થોડી ઘણી હદતો હોય છેજ. હાલમાં સ્ત્રીઓ જેટલી ફેશનની કાળજી રાખે છે, તેટલીજ કાળજી જો ગૃહવ્યવસ્થાની રાખે તો શું સંસાર ઉત્તમ રીતે ન ચાલે ? પણ હું જોઉં છું કે વીશ રૂપીઆના માસિક પગારદારની પત્નીને પણ પાણી ભરવા તથા અન્ય કામકાજ કરવા નોકર જોઈએ છે. આખો દિવસ પાડોશની સ્ત્રીઓ સાથે નકામાં ગપ્પાં મારવાં અને તેમાં પણ વળી કોઈની નિન્દા કે કૂથલીજ થતી હોય એ નિન્દામાંથી માંહોમાંહે કલહ ઉત્પન્ન થાય છે; અને પુરૂષોની, ગમે તેવી મિત્રતા હોય તો તેમાં વિક્ષેપ પડે છે.

ઉત્તમ મકાન અને સુન્દર ફર્નીચરને સ્ત્રીઓ હાલમાં વધારે પસન્દ કરે છે. મોટાં શહેરોમાં તો સ્ત્રીઓ એટલે સુધી સુખવાસિની થઈ ગઈ છે કે પાણીનો નળ પણ રાંધવાની જગ્યાએજ હોય છે કે બેઠાં બેઠાં પાણી લઈ શકાય ! એ પણ એક જાતની ફેશનજ છે ! આધુનિક સમયમાં તો ઉત્તમ ભોજન આરોગવું, ઉત્તમ મકાનમાં રહેવું અને સર્વોત્કૃષ્ટ ફેશનનાં લુગડાં પહેરવાં એજ સ્ત્રી-પુરૂષો જીવનની સાર્થકતા માની બેઠાં છે. સાદાઈથી રહેવું, નમ્ર વાણીએ બોલવું, પતિની ગેરહાજરીમાં અતિથિનો યોગ્ય સત્કાર કરવો અને પવિત્ર હૃદયના પવિત્ર પ્રેમથી પતિને ચહાવું એ શું સ્ત્રીઓના સદ્‌ગુણ નથી ? સંસારની શોભા સ્ત્રી છે. પુરૂષનું કાર્ય કુટુમ્બનું ગુજરાન ચલાવવું, ઉત્પત્તિ કરવી, રક્ષણ કરવું એ છે, અને સ્ત્રીનું કાર્ય ઉત્તમ ગૃહ-વ્યવસ્થા રાખવી એ છે. ગૃહને આનંદમય બનાવવું એ સ્ત્રીઓનુ કાર્ય છે. ગૃહને

આનંદમય બનાવવામાં સ્વચ્છતા પ્રથમ હોવી જોઇએ. ઇંગ્રેજી કહેવત છે કેઃ—"Cleanliness is next to Godliness." ગૃહ વ્યવસ્થામાં બાળકોનાં પ્રાથમિક શિક્ષણનો પણ સમાવેશ થાય છે. કન્યાઓને આદર્શ-ગૃહિણીઓ, પવિત્ર પત્નીઓ, ઉત્તમ માતાઓ અને સ્નેહાળ ભગિનીઓ બને એવું શિક્ષણ તેને બાલ્યાવસ્થામાંજ મળવું જોઇએ, અને તે તેની માતાએ આપવું જોઇએ, વળી પતિની હૃદય રાણી બની પોતાનાં અને પતિના હૃદયને ઉન્નત બનાવવું એ પણ ગૃહ વ્યવસ્થાજ છે. બાળકોને યોગ્ય રીતે ઉછેરવાં, માંદાં પડે ત્યારે યોગ્ય ઔષધોપચાર કરવો, ભવિષ્યની પ્રજાને ઉત્તમ કેળવણી આપી તેનાં કુમળાં મગજ ઉપર સુસંસ્કાર પાડવા એ આદર્શ ગૃહિણીજ કરી શકે છે. બાળકોનાં કુમળાં મગજ ઉપર જે સંસ્કારો પડી ગયા-પછી તે ઉત્તમ કિંવા કનિષ્ટ ગમે તેવા હોય-તે જન્માંતરે પણ ભૂંસાતા નથી. માતાએ આપેલું સુશિક્ષણ એક વિશ્વવિદ્યાલય કરતાં પણ-ઘણે દરજ્જે ચઢતું છે. વ્હાલી! હાલ કેટલીએક સ્ત્રીઓમાં તન્દુરસ્તીની મોટી ખામી છે. બાળકોને માટે ધાવ રાખવી પડે છે. માતાનું પય પણ બાળકો પામી શકતાં નથી, તો પછી ઉત્તમ કેળવણી તે માતા પાસેથી કેવી રીતે પામી શકે?

સ્ત્રીએ હમ્મેશાં પતિની દિવ્ય મૂર્તિ ચક્ષુ સમક્ષ ખડીજ છે એમ ધારીનેજ વર્તવું જોઇએ. અને તેમાં પ્રભુતા માની ચિત્ત વૃત્તિ સ્થિર રાખી તેમાંજ સદા મગ્ન રહેવું જોઇએ. ભૌતિક સુખોની ઇચ્છા જેમ બને તેમ કમી રાખવી જોઇએ કારણકે તે અલ્પ સમયજ આનંદ આપનારાં છે. દમ્પતીનાં જીવનમાં શાન્તિ અને ઐક્યની પ્રથમ આવશ્યકતા છે. એ શાન્તિ અને એ ઐક્યતા-સમાન ગુણો અને સમાન વિચારો વિના આવી શકતાં નથી. અંગ્રેજ કવિ રસ્કીન કહે છે કેઃ—"સ્ત્રીને કેવી રીતે કેળવવી, તેનો વિચાર કરતાં પહેલાં લગ્ન શું છે? સ્ત્રી પુરૂષને શો સબંધ છે? એ જાણવાની પરમ આવશ્યકતા છે. જો એ પહેલાં સમજાય તો સ્ત્રી કેળવણી વિશેનો પ્રશ્ન અતિ સ્હેલો જણાય છે. સ્ત્રી અને પુરૂષમાં અનુપમ ભેદ રહેલો છે. પુરૂષનાં મગજની શક્તિને પરિપક્વતા હોય છે, અને સ્ત્રી સર્વ સાત્વિક ગુણોથી અલંકૃત હોય-છે. પુરૂષ બળવાન અને કઠણ હોય છે. અને સ્ત્રી અતિશય, કોમળ અને લાગણીવાળી હોય છે. જો કે મગજ શક્તિ ધરાવનાર સત્તાધિકારી હોય છે, પરંતુ હૃદય ધરાવનારની મહત્તા તે સત્તાધિકારી ઉપર પણ સત્તા ચલાવી શકે છે. એકને મગજ, તો એકને હૃદય, એકને બળ, તો એકને કોમળતા, એકને કઠીણ હૃદય, તો એકને અનુકમ્પાભર્યું અન્તઃ કરણ, એવી રીતે જે એકમાં છે-તે અન્યમાં નથી. આવી એક બીજાની ન્યૂનતા પૂર્ણ કરવાને લગ્નની આવશ્યકતા છે. પુરૂષમાં જે ગુણની ખામીઓ છે તે ગુણો સ્ત્રીમાં છે અને સ્ત્રીમાં જે ગુણની ખામી છે-

તે ગુણ પુરૂષમાં હોય છે સ્ત્રી પુરૂષ ઉભય સ્નેહ ગ્રન્થીથી ગુંથાતાજ, તેઓના ગુણની એકયતા થવી જોઇએ, અને એ એકયતા જ્યાં સુધી બની શકતી નથી, ત્યાં સુધી જીવન-સ્નેહાળ જીવન થઇ શકતું નથી એક કહેવત છે કેઃ-"God is very gracious towards true lovers" પ્રભુ સત્ય પ્રેમીઓ તરફ કૃપાદ્રષ્ટિથી જુએ છે અને તેથીજ સ્નેહ લગ્ન શુદ્ધ સાત્વિક લગ્ન મોક્ષ રૂપ ગણાય છે "

સખિ ! વિપત્તિના સમયમાં ધૈર્ય રાખવાનો ગુણ પણ અત્યાવશ્યક છે. કારણ કે વિપત્તિ મનુષ્યનાં જીવનની કસોટી છે, અને ઉત્તમ ફળદાતા છે નાટ્ય કવિવર શેકસપીયર કહે છે કે -" Sweets are the fruits of adversity " વિપત્તિનાં ફળો મધુર છે વળી એકજન કહે છે કે.-"સંપત્તિ અનીતિ ઉત્પાદક છે, જ્યારે વિપત્તિ સદ્‌ગુણની જનેતા છે." વળી સુખ પછી દુ ખ અને દુ ખ પછી સુખ એવો જગતનો નિયમ છે, પણ દુ ખ વિના સુખ મળે તેના કરતા દુ ખ પછી સુખ મળે તેમાં વિશેષ રસ પ્રાપ્ત થાય છે.

સ્ત્રીઓનો શ્રેષ્ટ સદ્‌ગુણ શિયળ રક્ષણ છે ચંચળ મનને હમ્મેશા સ્થિર રાખવું જોઇએ, અને કર્તવ્યથી ભ્રષ્ટ ન થવું જોઇએ જડ પદાર્થો પોતાનાં કર્તવ્યથી ભ્રષ્ટ થતા નથી તો ચૈતન્યમય મનુષ્યોએ શા માટે ભ્રષ્ટ થવું જોઇએ?

વ્હાલી ! પત્ર લંબાણુ થયો છે સમાપ્ત કરૂં છુ. પત્રનો પ્રત્યુત્તર આપજે અને પ્રકૃતિ અટલ સંભાળ રાખજે. એજ

મ્હારો જન્મ દિવસ. (ભાઇ બીજ.) સંવત ૧૯૭૫

લિ૦ તારો ચંદ્રેન્દુ,

ચન્દ્ર

## દંપતીનો સુખી સંસાર.

— ગઝલ :—

સુખી સંસારે સૌ લોકો, ભલાં નરનારીનાં બનજો,
ઘરોઘર રામચંદ્રને, સીતાસમ સાધવી મળજો.
સુખે ઘર નાવડું હાંકી, નીતિ પ્રીતિ મહી વળજો,
વધૂવરની સઘ વ્યાધી, ઉપાધી આ બધી ટળજો
રૂડાં સંતાન ભારતમાં, સદાચારી શુરા કરજો,
ભણી વીદ્યા ગ્રહી ભરપુર, બજાવે આપની ફરજો,
કેળવણી કન્યકાઓમાં, સુધરવાની સદા ભરજો,
ઘરોઘર રામચંદ્રને. સીતા સમ સાધવી મળજો

સમજાવીને તેને નાબુદ કરવાને આપણે બધા પ્રયાસ કરીએ તો શું તેને દશ પંદર વર્ષમાં તદ્દન નાબુદ નહિ કરી શકીએ ? મનુષ્ય શું નહિ કરી શકે ? આપણો ધર્મ આરોગ્ય ઉપર રચાયો છે, પણ તે વિષે આપણે બીજી કોઇ વખતે ચર્ચા કરીશું.

જ્યાં જ્યાં મનુષ્ય વસ્યું છે ત્યાં ત્યાં પોતાની અજ્ઞાનતાથી અને બેદરકારીથી ક્ષયના જંતુઓ ફેલાવીને સર્વવ્યાપક કરી દીધા છે. જંગલોમાં, દરિયામાં, ઉંચા પર્વત અને ટેકરી ઉપર તે જુજ છે, અથવા બીલકુલ નથી, પણ શહેરોમાં જ્યાં મનુષ્યોની વસ્તી બહુ ગીચ છે, જ્યાં ઘણાં કારખાનાં છે, વિગેરે સ્થળે તો ક્ષયનાં દર્દના જંતુઓ ખરેખર સર્વવ્યાપક છે. જ્ઞાન, સંભાળ, અને કાયદો તથા જન-સેવાની તીવ્ર લાગણી થોડે ઘણે વખતે આ સર્વ સ્થિતિ ફેરવી શકશે. પણ જ્યાં સુધી આ સ્થિતિ-ક્ષયનો ચેપ ફેલાવો—હયાતિમાં છે ત્યાં સુધી આપણે આ દર્દને-પાત્ર-ભોગ કોણ થાય છે, તેનોજ વિચાર કરવાનો છે. બિનાશવાળું અને ધૂળ, ધુમાડો ઉડયા કરે એવું તથા અંધકાર અથવા થોડા પ્રકાશવાળું રહેઠાણ, નાની વયમાં લગ્ન, શરીરને કેળવવા માટે કરવી જોઇતી કસરતની ખામી, ઉપરા ઉપરી સુવાવડો, સુવાવડમાં બેદરકારી, પુરતા અને પૌષ્ટિક ખોરાકનો અભાવ, ગજા ઉપરાંત શ્રમ, માનસિક ચિંતા, સંતાપ અને કંકાસ, દારૂ, બીડી વિગેરે ખરાબ વ્યસનો, હુવાનીની કુટેવો, અસ્વચ્છ હવા, ઉપરાઉપરી ઉજાગરો, થોડી જગ્યામાં ઘણી વસ્તી વિગેરે કારણો, મનુષ્ય દેહને ક્ષયને યોગ્ય-પાત્ર બનાવે છે. આમાંનાં થોડાં અથવા સર્વ કે બીજા કોઇ નબળાઇ લાવનારાં કારણો મનુષ્ય શરીરને ક્ષયનાં બી વાવવાને-યોગ્ય પુરતાં છે. એક સ્ત્રી દુખે ગ્યાણી તેને એક છોકરૂં કેડે, એક છોકરૂં હાથની આંગળીએ, અને એક દૂર રોતું, અને પોતે શરીરે ગળી ગયેલી એવો ચિતાર આપણા હિંદુ સંસારમાં ઘણી વખતે જોવામાં આવે છે આ સ્ત્રી પણ ક્ષયનું ખાડ છે. જે કારણો મનુષ્ય શરીરને ક્ષયરૂપી પાક વાસ્તે યોગ્ય જમીન બનાવે છે, તે સર્વ કારણો હજી દૂર થઇ શકે તેમ છે. તેને વાસ્તે ખંત અને શ્રમની જરૂર છે, તથા તેને લગતું જ્ઞાન ફેલાવવાની પુરેપુરી આવશ્યકતા છે. પશ્ચિમના દેશોમાં તેનાં ચિત્ર બનાવીને ઘેર ઘેર જાહેર કરવામાં આવે છે, તેને વાસ્તે નિયમિત ભાષણો આપવામાં આવે છે, તેને વાસ્તે મંડળો હોય છે, પ્રજા તેમજ સરકાર લાખો રૂપીઆનો ખરચ કરે છે, ક્ષયને વાસ્તે ખાસ દવાખાનાં હોય છે, પરંતુ આપણા હિંદ દેશમાં ગરીબ રૈયત વાસ્તે એવું એક પણ સાધન નથી એ ઘણું શોચનિય છે. અજ્ઞાનતા અને ગરીબાઇને લીધે એક કુટુંબમાં એકને દર્દ લાગુ પડતાં બીજાં પણ તે દર્દના ભોગ થઇ પડે છે કોઇપણ ' સારા ' કહેવાતા શહેરમાં પણ જઇને જોશો તો દરેક શેરીએ એક કે બે દર્દીઓ હોય છે, આ દર્દીની શુશ્રુષાયતનાં સાધનો દેખીતાં છે આ સર્વ સાધનોની ચર્ચા આપણે વિગતવાર કરશું.

## રાજ્યકર્તા અને મ્યુનિસિપાલીટી—એ યોજવાનાં સાધનો.

૧. ક્ષયનાં દર્દીને વાસ્તે હોસ્પિટલો, અને સેનેટોરીઆ કે જેમાં કે જ્યાં દર્દીની માવજત થાય, અને જેથી આવાં દર્દીથી ક્ષયના જંતુ શહેરમાં અને વસ્તીમાં ફેલાતા બંધ પડે.

આપણા કુટુંબમાં દર્દીની સારવાર કરવાનું જ્ઞાન અને સાધનું ભેડું નહીં હોવાથી, સેવા કરવાનો હેતુ હોવા છતાં, દર્દીની ખરેખર બરોબર માવજત થતી નથી. ક્ષયનું દર્દ લાંબુ અને રીબાવનારાવાળું હોવાથી દર્દીની માવજત કરવામાં વખત જતાં બેદરકારી વધતી જાય છે. સેનેટોરીઆમાં દર્દી રહેવાથી તે બહુ જલદી સારો થાય છે, તે બહુ કાળજીવાળો થાય છે, અને તે ચેપી દર્દનો ભોગ હોવા છતાં જોઇતી સંભાળ લેવાથી પોતાના કુટુંબમાં અને મિત્રમંડળમાં બીજાને



આ સ્ત્રી પણ ક્ષયનું ઝાડ છે.

સહીસલામત કરી શકે છે.' શું કરવાથી તેનો ચેપ બીજાને અને પોતાના શરીરના બીજા સા ભાગોને ન લાગે તે વાત તે બરાબર ત્યાં શીખે છે.

આવાં હોસ્પિટલો અને સેનેટોરીઆ ગરીબોને વાસ્તે તો મફત હોવાં જોઇએ.

૨ ગરીબ અને મજુર વર્ગના લોકોને વાસ્તે પૂરતી હવા અને પ્રકાશવાળાં મકાનો બંધાવવાં.

શહેરમાં ગીચ વસ્તી થતી અટકાવવી તથા જે લત્તામાં ગરીબો રહેતા હોય, ત્યાં ખુલ્લી જગ્યાઓ અને બગીચાઓ રાખવા, જેથી તેઓ અને તેનાં બચ્ચાંઓ ત્યાં જઇને દિવસમાં થોડો વખત આરામ લે. આવી ખુલ્લી જગ્યાઓ શહેરીનાં ફેફસાં છે. કામ કરનારા વર્ગોના કેટલાક કારખાનાં વિગેરેમાં કામ કરવાનું હોવાથી તેઓના ફેફસામાં ધૂળવાળી, રજકણવાળી, ધુમાડાવાળી, ઝેરી વાયુથી બગડેલી, અને બીજી ઘણી રીતે અનારોગ્ય થએલી હવા શ્વાસોચ્છ્વાસમાં લેવી પડે છે. આજ કારણથી તેઓના ફેફસાંમાં દિવસને અંતે સારી, તાજી, અને નિર્મળ હવા જવાની જરૂર છે. રાત્રીએ અને ઊંઘે ત્યારે પણ તેઓને તેવીજ સ્વચ્છ અને નિર્મળ હવાની જરૂર છે.

૩ પીવાનું પાણી, હવા અને દૂધના આરોગ્ય ઉપર પૂરેપૂરી દેખરેખ રાખવી, અને જરૂર પડે તો કાયદાથી તેનું આરોગ્ય સાચવવું.

પીવાનાં પાણી ખરાબ અને અનારોગ્ય થતાં અટકાવવાને વાસ્તે ખાસ કાયદાની જરૂર છે. દૂધ વેચનારાઓ અને દોહનારાઓને ક્ષય અથવા બીજું ચેપી દર્દ છે કે નહિ, તેમજ ગાય, ભેંસ વિગેરે ઢોરવાળા છે કે નહિ તે નક્કી કર્યા પછીજ તેનું દૂધ વેચી શકાય તેવો જ બંદોબસ્ત થવો જોઇએ. હવા બગાડે તેવાં કારખાનાં, ધંધાદારીઓ ને પ્રજાનાં રહેવાનાં મકાનો અને રસ્તાથી દૂર કરાવવાં, અને તેને વાસ્તે ખાસ કાયદો કરવો, અને તે પ્રમાણે બેધડક અમલ કરવો.

૪. બજારમાં વેચાતો ખોરાક અને ખાવાની ચીજો ખુલ્લાં ન પડી રહે, અને તે સર્વે આડો હાથ ન લગાડે, અને તેની ઉપર માખી વિગેરે ન બેસે તે જરૂરનું છે. માખ પણ ક્ષય વિગેરેના જંતુ ફેલાવે છે. શહેરમાં વેચાતી મીઠાઇ વિગેરે ખાવાની ચીજો કાચનાં બંધ વાસણોમાં તથા જાળીવાળા પીંજરામાં રાખવાનો કાયદો કરવો જોઇએ.

૫. રસ્તામાં ફૂટપાથ ઉપર, જાહેર ઉપયોગની ગાડીમાં, રેલવેના ડબ્બામાં જાહેર મકાનો, વિગેરે ઠેકાણે થુંકવાને કાયદાથી સખ્ત મનાઇ કરવાનો કાયદો જોઇએ.

૬. રસ્તા વિગેરે વાળતાં પહેલાં તે ઉપર પાણી છાંટવું કે વાળતી વખતે ધૂળ ઉડી દર્દના જંતુ ફેલાવે નહિ. શહેરમાં જેમ બને તેમ સારી અને પાકી સડકો બાંધવી જેથી ધૂળ ઓછી ઉડે.

૭. શહેરમાંની ગંદકી અને કચરો જેમ બને તેમ જલદી દૂર કરવો, અને તેનો નાશ કરવો. ગંદકી અને કચરો ખુલ્લા પડ્યા રહેતા અટકાવવા.

૮. ગરીબોને નહાવા ધોવાને વાસ્તે પૂરતી સગવડતા આપવી.

૯ ખોરાક વિગેરે સડેલા કે બગડી ગયેલા હોય, અથવા તો અનારોગ્ય સ્થિતિ ઉત્પન્ન કરે તેવાં હોય, તો તે વેચવાની મનાઇનો કાયદો હોવો જોઇએ, અને વેચનારને અને વેચાતો લેનારને યોગ્ય શિક્ષા થવી જોઇએ.

૧૦. બને તો ગરીબો વાસ્તે મ્યુનિસિપાલીટી તરફથી દવાનો સેવી જોઇએ ત્યાં ખતર

આવે અથવા જુની નહિ જોઈતી ખોરાકની ચીજો ( દૂધ વિગેરે ) મળી શકે મજુર અને ગરીબ વર્ગને વાસ્તે કો-ઓપરેટીવ સ્ટોર ખોલાવવા.

૧૧ ગરીબ વર્ગને વાસ્તે થોડા પૈસામાં વધારે પૌષ્ટિક ખોરાક કેમ મળે તેનું જ્ઞાન ફેલાવવું, તેની જાહેરનામાં કાઢવાં, તે વિષે ભાષણો આપવાં, અને હાથમાં બેસાડવા વાસ્તે યોગ્ય રીતી કરીને તેવો ખોરાક તૈયાર કરીને તેમને તેનો અનુભવ આપવો, અને પૌષ્ટિક ખોરાક એટલે શું તેનું જ્ઞાન પણ આપવું.

૧૨. દરદીઓનું થુંક, બલગમ, વિગેરે, મફત તપાસવાને લેબોરેટરીની જરૂર છે, કે જેથી દરદીના દર્દની પૂરી ખાત્રી થઈ શકે, અને સારવારે, દવા વિગેરે કરવી ઠીક પડે.

૧૩. વીશી, હોટેલ, અને ચાહની દુકાનો બરોબર સાફ રહેવી જોઈએ. ત્યાંઆ વપરાતો ખોરાક, દૂધ અને ચાહ અનારોગ્ય નથી તેની ખાત્રી કરવી. વીશી અને હોટેલ રોજ બરોબર સાફ થવાં જોઈએ, અને તેમાં વપરાતા વાસણોનો ખપ થઈ રહે કે તરતજ ઉકળતા પાણીમાં સાફ થવાં જોઈએ હોટેલ અને વીશી વિગેરેમાં થુંકવાની સખત મનાઈ હોવી જોઈએ; માખી વિગેરે ત્યાં ન રહે એવો સખત કાયદો હોવો જોઈએ. હોટેલ, વીશી અને ચાહની દુકાનો ચેપી દર્દ ફેલાવવાના મુખ્ય સાધનોમાંનું એક સાધન છે. પનીઆ વિગેરે રોગો આવાં હોટેલ અને વીશીમાં દાખલ ન થાય તે જરૂરનું છે. વીશીવાળો હોટેલવાળો કે ચાહવાળો પોતેજ રોગી નથી તે જોવું પણ અગત્યનું છે, આ સર્વ વાસ્તે શહેરમાં હેલ્થ ડીપાર્ટમેન્ટની એટલે આરોગ્યરક્ષણના ખાતાની જરૂર છે

રાજ્યકર્તા અને સુધરાઈ ખાતાવાળાએ થોડા મહામંત્ર ધ્યાનમાં

૬. નિશાળમાં બાળકોને બરોબર બેસવાની અને ઉભા રહેવાની ટેવ પાડવી, અને ઉંડા શ્વાસ લેતાં શીખવવું.

૭. ક્લાસમાં જેમ બીજા લેસનો જોવામા અને તપાસવામાં આવે છે, તેમ બાળકોના હાથ, નખ, આંગળાં, દાંત, આંખ, મોં કપડાં વિગેરેની સ્વચ્છતા તપાસવી, અને જ્યાં જરૂર પડે ત્યાં તેને વાસ્તે પૂરતા ઉપાય કરવા.

૮. બાળકો મોંથી શ્વાસ લેતા હોય તેને અટકાવવાં, અને તેની વૈદક પરીક્ષા કરાવવી; કારણ કે શ્વાસ લેવાને નાક છે મોઢું નહિ.

૯. દિવસમાં એક વખત સ્વચ્છ અને પૂરતી હવામાં બાળકોને મોટે અવાજે બોલાવવાં અને ગવડાવવાં. આથી તેઓનાં ફેફસાં મજબુત થશે, અને મજબુત રહેશે.

૧૦. નિશાળમાં સઘળાં બાળકોને એકજ વાસણમાંથી પાણી પીવા દેવું નહીં. દરેકને વાસ્તે પીવાનું વાસણ જુદું જોઇએ. તે બાળકો પોતે તે પોતાની સાથે રાખે. એક જણે એંઠેલ વાસણ બીજાએ પીવું નહીં. બાળકોને પીવાના પાણીની સ્વચ્છતાની પૂરી જરૂર છે. પાણી પાનાર અને ભરનાર પણ નીરોગ્યવાળા હોવા જોઇએ.

૧૧. નાનાં બાળકોને નિશાળમાં સવારથી પાંચ વાગ્યા સુધી ગોંધી રાખવાં નહિ. તેમને વારંવાર વચમાં રમવાનો વખત આપવો, અને તેમના શરીરમાં લોહી સારી રીતે ફરે તેમ કરવું. તેઓનાં શરીર જલદી વધતાં હોવાથી, તેમને નિશાળના વખતમાં પણ ખોરાક લેવાની જરૂર છે. નિશાળમાં શિખવાતા વિષયો કરતાં આ ખોરાક વધારે જરૂરીઆતનો છે. સૌથી સારૂં તો એ છે, કે બાળકોને વાસ્તે સવારે અને સાંજના કલાકો ભણાવવાના હોવા જોઇએ, જેથી તેમને જમવાનો પૂરતો વખત, બપોર વખતે આરામ, અને તેમના શરીરને પૂરતી સ્ફૂર્તિ મળે, અને એકી વખતે ઘણા કલાક બેસી રહેવું પડે નહીં.

૧૨. બાળકો મોંમાં પેન્સીલ વિગેરે ન નાંખે, તેમજ થુંક વિગેરેથી પાટી સાફ ન કરે, અને એકબીજાનું એઠું ન ખાય તેની નજર રાખવી. મોંમાં અને નાકમાં આંગળાં ન નાંખે, તે જોવું.

૧૩. બાળકો બપોરની રજામાં નિશાળ આગળ વેચાતું ખાવું ખાય છે, તે રોગના ચેપ વિનાનું, શરીરને માફક આવે તેવું અને સ્વચ્છ છે કે કેમ, તે ખાસ જોવું.

૧૪. ટુંકામાં શિક્ષકે જાણવાનું છે કે અભ્યાસ કરતા દરેક બાળક વાસ્તે પોતાનું ઘર છે, પણ આખા જનસમૂહના બાળક વાસ્તે જાહેર ઘર છે, જ્યાં તેણે જીંદગીના પાઠો તેના બીજા ભાઇઓના સમાગમમાં શીખવાના છે. શિક્ષકે પોતાની ફરજ માત્ર લેસન તૈયાર કરાવવામાં રહેલ છે, એમ ન સમજવું, પણ બાળકનું શરીર અને મન નીરોગી અને બળવાન થવામાં મદદ કરવાની ફરજ પણ તેનીજ છે. અહિંઆં શિક્ષકે રાજ્ય તરફથી કે મ્યુનિસિપાલીટી તરફથી કે દેશ તરફથી પિતા તરીકે ફરજ બજાવવાની છે.

કેળવણી ખાતાવાળાઓને એક અગત્યનું ખાસ યાદ રાખવાનું છે તે એ છે, કે ભણતાં, વાંચતાં, અને લખતાં શીખવવું, તેના કરતાં આરોગ્ય-સ્વચ્છતા કેમ પાળવું તે બાળકને શીખવવાની વધારે જરૂર છે. નીરોગી શરીર વિના બીજું કોઇ કામનું નથી.

**વૈદક ખાતાની અને ડાક્તરોની ફરજ.**

અને ચપળતાથી બહાર કાઢવાની સગવડતા અને આખા શરીરની સર્વ ક્રીયાઓ વધારે તે અને નિયમિત હોય છે.

ઉંડા શ્વાસ લેવાથી કેવો ફાયદો થાય છે તેનો એક બહુ અજાયબી ઉપજાવે તેવો દાખ નોંધવામાં આવે છે—એક સ્ત્રી બહુ માંદી રહેતી અને તેણીને સારું થશે એવું ધારતે સાચ નહોતું. તેણીની છાતીનો ઉપલો ભાગ બહુ સાંકડો હતો. એક ખભેથી બીજે ખભો મપ તેણીની છાતી માત્ર અગીઆર ઇંચની હતી. તેણીનું યકૃત બહુ સુજેલું હતું, અને ફેફસાંને બગડું હતું. તેણીની પાચનશક્તિ બહુ નિર્બળ હતી, તેણીની ચામડી સુસ્ત, નિસ્તેજ અ હાથ પગ હમેશાં શીતળ રહેતા હતા. તેણીના એક સ્ત્રી મિત્રે શ્વાસ કેમ ઉંડા લેવા અને કાઢવા તે તેને સમજાવ્યું, માંદી બાઇ શહેરમાં રહેતી હતી એટલે ઘરને ગાયે અગાશીમાં જ્યાં ચંડી હવા વાસ્તે જતી અને ત્યાં તેને શીખવ્યા પ્રમાણે રોજ ઉંડા શ્વાસ લેવા અને કાઢવા લાગી. આ કસરત ચાલુ રાખવાથી થોડા સમયમાં તેણીને માલુમ પડ્યું કે તેના શરીરમાં ગરમી આવતી જાય છે. તેણીના હાથ પગ હવે ગરમ રહેવા લાગ્યા. ત્રણ મહીના ની સતત અને ખંત વાળી મહેનતથી તેણીની છાતીની પહોળાઇમાં ત્રણ ઇંચનો તફાવત થયો. સુજેલું યકૃત સારું પામ્યું. ચામડી સતેજ અને તંદુરસ્ત થઇ, તેણીની આંખો પ્રકાશવા લાગી, તેણીની પાચન શક્તિ વધી અને શરીર પણ વજનમાં વધ્યું આ બધું શુભ પરિણામ માત્ર શ્વાસ કેમ લેવો અને કહાડવો તેની કળા જાણવાથીજ આવેલું હતું. છાતીએ શરદી લાગવી તે ક્ષય થવાનું મુખ્ય કારણોમાંનું એક છે અને તેટલા માટે શરદી જેમ ઓછી લાગે તેવાં સાધનો લેવાં. ઠંડા પાણીના સ્નાનની ટેવથી અને ઘસારાથી ચામડીને કઠણ અને મજબુત કરવી, ચામડીની કુદરતી પડેલ ક્રિયાશક્તિને લીધે શરદી લાગે છે. કેટલાક ઠંડા પાણીથી નાહી શકતા નથી. અને ન્હાય તો વિપરીત પરિણામ આવે છે. તેઓએ પવન ન લાગે તેવી જગ્યાએ બેસીને ઠંડા પાણીમાં લુગડાનો કટકો બોળીને શરીરનો એક ભાગ લઇને તેને ખુબ ઘસવો અને ચામડી લાલચોળ થાય ત્યાં સુધી ઘસ્યા કરવું. આમ સવાર સાંજ કરવાથી ચામડી મજબુત થાય છે. જે સ્ત્રી પુરૂષોને ક્ષય થવાની ધાસ્તી લાગતી હોય અને શરીરનું તેવું બંધારણ હોય તો તેઓની ચામડી ઘણી ભાગે બહુજ નાજુક અને ક્રિયામાં મંદ હોય છે. ચામડી શરીરનો કિલ્લો છે તેથી તેને નાજુક અને નબળી બનાવી દેવી નહીં તેનું કામ સારી રીતે કરી શકે તેટલા માટે તેને ઠંડા પાણીથી ધોવી, તેને સાફ રાખવી ને ખુબ ઘસવી જેથી તેમાં લોહી પુરતું અને ઝડપથી ફરી શકે, તેમજ સર્વ કચરો નીકળી જાય. તેની ઉપરની મરી ગએલ ચીગટ ખરી પડે, પુરતો ભાગ લઇ શકે અને દરદના જંતુના હુમલા સામે લડવાને તત્પર રહે. ચામડી આપણાં ત્રીજુ હૃદય છે—તે આપણાં બીજાં ફેફસાં અને મૂત્રપીંડ છે.

આવી આવી ઘણી વીગતો સાંભળ્યા પછી મારી બા મને વારંવાર કહેતી હતી કે, શાસ્ત્ર માંહીના આવા વિચારો ઉપરથી તેણી એટલું દઢ શીખી હતી કે, ક્ષયના દર્દનો નાશ કરવો હોય તો કેટલાક પ્રયાસો અને જ્ઞાનની આવશ્યક્તા છે.

૧. બાળલગ્નની અટકાયત, ખોટા મોજશોખનો અભાવ.

૨. ગર્ભાધાન અને સુવાવડ વખતે જોઇતી સંભાળ અને આરામ

૩. ઉપરાઉપરી સુવાવડથી થતા ગેરફાયદાના જ્ઞાનનો ફેલાવો.

૪. મકાનમાં હવા અને પ્રકાશ સારી રીતે આવે અને આંગણું સાફ રહે તેમ કરવાનો ગૃહિણીનો પ્રયાસ

૫. પોતે અને તેનાં બાળકોનું ખુલ્લી હવામાં અને પ્રકાશમાં દિવસનો કેટલોક વખત રહેવું

૬. સ્ત્રીને તેના ઘરસંસારના બોજામાંથી દિવસમાં થોડો વખત આરામ મળે તેમ કરવું

૭. સ્ત્રીનું આરોગ્ય અને તંદુરસ્તી વધે તેવાં સાધનો યોજવાં અને તેનું જ્ઞાન અને યોગ્ય કેળવણી મળે તેમ કરવું.

૮. સ્ત્રી અને બાળકોને વાસ્તે ખાસ જાહેર દવાખાનાં કરવા જ્યાં તેઓની દેખરેખ સારી પેઠે થાય

આ આઠ ચીજ—બાબતો જો અમુક સમાજમાં મોટા પ્રમાણમાં જોવામાં ન આવે તો તે સમાજ ગમે તેટલી આગળ વધેલી હોય તો પણ તે ખરી રીતે પાછળ અને અજ્ઞાન છે. જે દેશમાં આ આઠ ચીજો જોવામાં ન આવે તે દેશ ગમે તેવો આબાદ, અને સુંદર હોય તો પણ તે પાછળ છે. જે પ્રજામાં ઉમ્મર કદની આન કે રેતી—કૃતી સંધી, મજબુત બાંધાની નિર્દોષ કુમારિકા બો I પ્રમાણમાં જોવામાં આવે નહિ તે પ્રજા વધારે વાર તંદુરસ્તી હૈયાતી ભોગવશે નહિ, તેનાં બાળકો તંદુરસ્ત રહેશે નહિ, અને તેની દરેક રીતે પાયમાલી થશે. તે પ્રજાને સુખ રેસી અને આગળ પડની મણુસાને જરાએ હક નથી

હિંદુ સંસારમાં ઘણાં કુટુંબોમાં સ્ત્રીની અનારોગ્ય સ્થિતિ અને ગર્ભાધાન તથા સુવાવડ વખતની બેદરકારીની હકીકત મારી બાને બળાપો કરાવતી હતી. તેનું ક્ષીણ શરીર તેણીની બહેનના દુઃખની વાતો સાંભળી ધ્રુજતું, તેનું હૃદય કમકમતું. તે મને વારંવાર કહેતી, બેટા! આપણી હિંદી, અજ્ઞાન ગરીબ, ભૂખે મરતી પ્રજામાં પશ્ચિમના કેટલાક વિચાર દાખલ થવાથી તેને બહુજ નુકસાન થયું છે. આપણી ગરીબ આર્થિક સ્થિતિ વાસ્તે આપણા જુના રિવાજો સારા હતા, તે લાંબા અનુભવનું પરિણામ હતું. શહેરમાં રહેતી બધી પ્રજા એક કુટુંબ ગણાતું હતું. તેમ હવે જ્યારે ગણાશે, જ્યારે શહેર આખું એક ઘર ગણાશે, જ્યારે વ્યક્તિની નજરે પ્રજાની નજરે, કાયદાની નજરે, ધર્મની નજરે, પ્રભુની નજરે, અનારોગ્ય ગુનોહ ગણાશે, જ્યારે જેમ કોઈને લૂંટી લેવામાંજ ગુનાહ ગણાય છે, તેમ બીજાને અનારોગ્ય આપવામાં, તેની તંદુરસ્તીમાં ખલેલ કરવાનો ગુનોહ ગણાશે, તે માણસનું હાથ કમજોરી, તેને તેમ કરવાને ના પાડશે તેને અટકાવશે, ત્યારે આરોગ્ય તેની ટોચે પહોંચશે, અને મનુષ્યજીવન સુખી અને લાંબુ થશે. હાલની ૨૩ વર્ષની સરેરાશ જીંદગી લબાઈને ૧૦૦ વર્ષની થશે. આમ બોલતાં તેની આંખોમાં આંસુ આવતાં "હે પ્રભુ, તારાં દારિદ્ર બાળકોનો ક્યારે છૂટકારો થશે" એમ બોલીને તે દિવના સર્વ શક્તિમાન નાથને સંધ્યા વખત પગે પડી રહીને આંસુ ગાળી આખે પ્રાર્થના કરતી

મારી બા કહેતી કે જેવું હિંદુ જીવન કુદરતી અને સાદું હતું તેવું જીવન જ્યારે પાછું થશે, ત્યારે તે આરોગ્ય સ્થિતિએ પહોંચશે. સંતોષી, પ્રેમી, ઉદ્યોગી, ભગવતી હૃદય સાદા જીવનની કુંચી છે. સાદું જીવન, જગજીવનની છાયા છે. પ્રભુનો આશિર્વાદ છે



# સંસારદર્પણ અને સુશીલાની કર્મકથા

( લેખક મંગળભાઇ મોતીલાલ ફકીરચંદ પ્રેમચંદ )

( ૭ )

નવી માતનો નિષ્ઠુર ભ્રાતા ખાસ મૃત્યુ નો થયો,
તે માત પણ માંદી પડી બચવા તણો તર્ક જ ગયો;
બહુ દર્દથી રીબાઇ પામી યાતના ઘણી ચાકરી,
ગામ નાથને લખ્યો પત્ર કે શીખી હું નિતી દુ:ખથી બની
રે વીર ! આ લખતા ધ્રુજે છે હાથ આ દુષ્ટા તણા,
અક્ષમ્ય અપરાધો કર્યા રાખી નથી કાંઇ મણા;
તમ પુષ્પની શય્યા મહિ કાંટા વિખેર્યા કારમા,
નંદન સમુ વન બાળિયું મને આપશે પ્રભુ નહિ ક્ષમા.
સુશિલા તદન નિર્દોષ છે સાચી સતિ એ બાઇ છે,
કુટ પત્ર મોકલનાર પાપી હું અને મુજ ભાઇ છે,
ફોટો મળ્યો જે પોષ્ટમા તે સાધ્વીની ગતી જે થઇ,
તોફાન છે એ અમ તણું જાણે સુચિતા નહિ કઇ.
મારી પ્રથમ ઇચ્છા હતી સુશિલાને ભોળી બનાવવા,
મે કુડ કપટથી દુ:ખ દઇ માંડયુ ઘણુ સમજાવવા,
સોપ્યું જીવન તેણે તમોને ટેકને છોડી નહિ,
મુજ ધારણા ઉંધી પડી ગુસ્સે ભરાણી હું સહી.
તેથી અરે મેં પાપમય યુક્તિ રચી દુ:ખી કરી,
તે પતી પરાયણ નારી કે એ પાપ જાણે ના બરી;
વિષ ઘોળી પાયુ ભોળીને ગૃહલક્ષ્મી હતી નહતી કરી.
સંસાર તમ સૂનો કર્યો તમ પંથમાં શુળી ધરી.
સુશીલા મળો થાવો સુખી કરૂ એવું પ્રભુને વિનવી,
એક દોષ ખમજો, વીરનું ભુષણ ક્ષમા ખરી આપવી;
સતી ના મળે તો શુ થશે તુજ ના હવે કલ્પી શકુ,
શીય ? જાઉં છું શક્તિ નથી ઝાઝુ હવે ના લખી શકું.

* * * * *

આ પત્રને વાંચી ખરે ભાને જેવા તે થયા,
છાતી મહી ડુમો ચડયો અશ્રુ નયનમાંથી વહ્યા,
લાગ્યુ મગજ ભમવા 'સુસીલા' નામ એ જપવા ગયા,
મુર્તિ ખડી જ્યાં ત્યાં જુવે ભણકાર એ વાગી રહ્યા ૨

ઓ સાધ્વી ! રે ! સાધવી મેં પાપ મોટું છે કર્યું,
ના ઘાતકી કો મુજ સમો નિર્દોષનુ જીવન હર્યું;
પીડા કરી પાછુ ન જોયું નયન વ્હેમાંજન ધર્યું,
કરજે ક્ષમા સુશિલા જ તારૂં દીલ દયામૃતથી ભર્યું. ૬૭
ખોળીશ નદી નાળા અને ભટકુ ગીરી જંગલ મહિ,
ભમી દેશ ને પરદેશમાં તુજ નામમાં તન્મય બની;
ઘુમી સકળ સંસારમાં પરવા ન દેવા જવા તણી,
આકાશને પાતાળ કરી હું એક પામીશ મુજ મણી. ૬૮
પ્રીય દેવી ! તુ સર્વસ્વ છે મુજ જીવન હોડી પ્રેમદા,
મુજ આત્મરસને પોષનારી રેડી અમૃત સર્વદા,
તુજ મોંટ દેખવટો લીધો તુ ના મળ્યે હુ જીવુ ના,
એવુ વીચારી વીરહી પ્રીતમ સંચર્યા મુજ શોધમાં. ૬૯
કૈં ગામમાં કૈં શહેરમા, કૈં રાષ્ટ્રમાં પતિ બહુ ફર્યા,
નારી મળી નહિ ક્યાંહી તોયે પ્રાપ્તિની આશા ભર્યા,
આવી ચડ્યા આશ્રમ સ્થળે જોવા પ્રયાસો આદર્યા,
બધી સેવીકાઓ જોઇ આખર કોડ મન પુરા કર્યા. ૭૦
દૃષ્ટિ પથે આવી ચડી, પતિ દેવ સેવામાં હતી,
તલ્લીન સ્વામી છબીમાં હું હારથી શણુગારતી,
પ્રાર્થનાથી નિત્ય માફક શ્રેય પિયુનું ઇચ્છતિ,
ચરણે પડી વદન કરી મુજ નાથને પોકારતી. ૭૧
તુજ મુર્તિ તુજ વિયોગમાં વિશ્રામ કિંચિત આપતી,
સંતોષ દો પ્રત્યક્ષ મળિ એ ભાવના દૃઢ સ્થાપતી,
નથી મેં દુષિત કાયા કરી મુજ હૃદયની શુદ્ધિ થકી,
મુજ સત્વને તપનો પ્રભાવે તુજ પ્રતીતિ થશે નકી. ૭૨
પળ પળ ચહું લેહુ ક્દા ? કેવી રીતે વીરહે રહુ ?
ઉકળે શરિર ને શિર ભમે, તુ સ્વામિ વીણુ પીડા સહું;
એકાંત વસમિ લાગતી શું ક્રાન્ત દુખ બાજુ કહું ?
મળશે નહિ દુકે સમયમાં, તો મરણ ઇષ્ટ જ હું ચહુ. ૭૩
મળી ચાર આંખો તે સમે અંતર રહેના હાથમાં,
આંસુ તણા ઝરણાં વહ્યાં આવી પડી હુ બાથમાં;
હુ દોષિ છું અપરાધી છું કહી હાથ લીધો હાથમાં,
માથે ચઢાવી એમ વદતાં માફ કરજે મુજ પ્રિયતમા. ૭૪

ગત થઇ ગયું પડદો પડયો જે સત્ય તે આખરં ઠર્યું,
લેગા ગળ્યા દુઃખ સહી લીધા અમી અમીસ્થળે આખર પડયું;
પુર્વે કરેલાં કર્મના ઉદય થકી ફળ ભોગવ્યુ,
સૌ ભૂલું સૌ વીસરો સદાનુ સુખ આવી ઉભુ રહ્યું. ૭૫

સુખ દુઃખની વાતો કરી મન ભેઉએ ખાલી કર્યાં,
નવી માતની હાલત સુણી દુઃખો નજર આગળ તર્યાં;
તેનો ગયો ભ્રાતા મરી સૌ કપટ કુડ છતા થયા,
વાતો બધી જાણી પછી પાલક તણા સ્થાને ગયાં. ૭૬

ગૃહિણી ગૃહસ્થ થઇ અમે શુદ્ધ ધર્મના પાલક થયા,
સુખના સુરજ ઉગ્યા અને દુઃખના દીનો જતા રહ્યા;
નવી માત મરણ પથારીએ મમ માફી માંગી ગઇ મરી,
આણંદ મગ્ન થઇ પીતાશ્રીએ મને વારસ કરી. ૭૭

આશ્રમ મહીં મેં પાઠવી ઘણી ભેટ પતીઆજ્ઞા લઇ,
મત ભેઉએ લીધું જીવન નિજ દેશને અર્પિ દઇ,
ફરી ગામડામાં દેશીને રાષ્ટ્રીય શિક્ષણ આપીને;
વારસ સ્વરાજ્ય તણા કરીશું વિઘ્ન સઘળા કાપીને. ૭૮

અજ્ઞાનતાને વ્હેમથી કેવાં દુઃખો આવી પડે,
અન્યાય કેવો થાય છે નિર્દોષ પર ચાળો ચડે;
પુરી તપાસ ન થાય તો કપટી જનો ફાવી જતા,
વીષયાંધ વીકારી બની દુરાચરણો બહુ સેવતાં. ૭૯

આ ગુજ કથાનો સાર છે સેવા જીવનને ગાળીશું,
ભારત તણી સેવા કરી પ્રીય દેશને ઉદ્ધારશું;
આ રીતથી એ દંપતિ ગાળે જીવન બહુ પ્રેમથી,
એ કાન્તને સુશીલા તણુ જોડુ રહો નીત ક્ષેમથી. ૮૦



આફ્રિકામાં એજન્ટ—'શ્રીસુખ દર્પણ' માસિકનો આફ્રિકામાં વધારે પરિચય કરાવવા માટે શ્રી. ગુલાબચંદ મુળચંદ ભાવીશી—ઝંઝીબારમાં ઓનરરી વોલંટીયર તરીકે પરિશ્રમ કરે છે, તેની આવી નિસ્વાર્થ સેવા માટે માન ધરે છે.

# "ભારતિય ગૃહલક્ષ્મી."

(લેખક—ગુલકાન્ત.)

એવો સમય આવી પહોચ્યો છે કે આપણે ઘોર અને લાંબી નીંદ્રામાંથી જાગૃત થવું જોઇએ અને તે દેવીઓને એવી ઉચ્ચતમ સ્થિતિએ મુકવાની જરૂર છે કે જેનાથી તેઓ સ્વજાતિગાન અને સ્વધર્મરક્ષાનાં કારણરૂપ બની રહે. યદિ તે પદવિથી ગબડાવી હાલની શોચનીય સ્થિતિએ પહોંચાડનાર પણ જો આપણેજ છીએ તો તેઓને તે દશામાંથી ઉદ્ધાર કરી સર્વોત્તમ સ્થાનમાં સ્થાપિત કરવાનું કાર્ય પણ અમારાજ શીર ઉપર છે. બદરીદત્ત શર્મા.

યદિ ગૃહરાજ્યની સારી યા નરસી સ્થીતિનો આધાર સંપુર્ણ રીતે સ્રીઓના જ ઉપર આધાર રાખે છે, જેમાં અધિષ્ટાત્રી નાલાયક અને અશિક્ષિત હોય છે તે ઘરની સ્થીતિ કષ્ટમય અને દુર્દશાને પહોંચેલી હોય છે, અને તેથીજ વીપરિત જે ઘરમાં ગૃહલક્ષ્મી સુશીક્ષીત અને આલાક હોય છે તે ઘરમાં આનંદ મંગળ વર્તાઇ રહે છે, એવું એવું દરરોજનિટે સમજવા છતાં, એનો પળેપળે સ્વાનુભવ થવા છતાં શોચનિય વાત એજ છે કે આટલું પણ વિચારી નથી શકાતું કે રાષ્ટ્ર રૂપી વિશાળ ગૃહરાજ્યમાં માત્ર પુરૂષ પાત્રોથીજ સુરક્ષીત રીતે કાર્ય ચલાવી શકાય નહિં, પરંતુ તેને સુદ્રઢ અને આદર્શરૂપ બનાવવા માટે ગૃહલક્ષ્મીઓનો યથેષ્ઠ ભાગ રહેવો આવશ્યક છે.

શાંત ચિત્તે વિચારવું જોઇએ કે સ્રીઓનું કર્તવ્ય કેટલું કઠીન અને જોખમ વાળું છે. દેશના ભાવિ નેતાઓ અને નાગરિકો તૈયાર કરવાનું સર્વોત્તમ કાર્ય તેઓને શીરે છે. અને તે કાર્ય સંપૂર્ણપણે સુરક્ષીત કરવામાં સમયે સમયે પાત્રી, રસોઇયા અને ભંગી તરીકેનાં હલકા કામથી માંડીને વૈદ, શિક્ષક, ન્યાયકર્તા વિગેરેનું જવાબદારીવાળું કાર્ય પણ તેઓનેજ કરવું પડે છે. જ્યારે એક સાધારણ કાર્ય નિમિત્તે એટલી બધી જહેમત ઉઠાવવા સાથે પૈસાનો વ્યય કરીને વિશેષજ્ઞ તૈયાર કરવામાં આવે છે, ત્યારે જેને આવી કઠીન અને અતિ આવશ્યક ફરજો એક સામટી બજાવવાની છે તેને માટે શું કાંઇ પણ યોગ્યતા અગર શિક્ષણની જરૂર નથી ? ઘડીભરને માટે ઓપ્રીસરૂમ સાફ કરનાર ફરાસનાં ઉત્તરદાયિત્વને અમે ખાસ ખ્યાલમાં રાખીએ છીએ, પરંતુ રાષ્ટ્રનાં સદ્રઢ સ્તંભોની જન્મદાત્રીઓની જુમ્મેદારીનો અમને જરાપણ ખ્યાલ આવતો નથી. તદ્દન અપરિપક્વ અવસ્થામા તેના ઉપર ગૃહસ્થાશ્રમની ચીંતાનો ભાર લાદી દેવામાં આવે છે, કે જ્યારે તેને તે ભાર સ્વિકાર કરવો કે નહિ તે સમ્મતિ દેવાને ભાન યા શક્તિ પણ હોતી નથી. નાની અજ્ઞાન બાલિકાઓને માતાનું ઉત્તરદાયિત્વ પૂર્ણ કાર્ય સંભાળવું પડે છે ત્યારે પછી ભારતસંતાનો ભવિષ્યમાં ઉતમ સદ્ગુણોથી વિભૂષીત થવાની આશા સ્વપ્નમાં પણ, કયાંથી રાખી શકાય ?

રાષ્ટ્રીની અર્ધાંગીનિઓ તરફ એટલી બધી તો બેપરવાઈ બતાવવામાં આવે છે કે તેનાં સ્વાસ્થ્યની પણ શોચનિય સ્થિતિ થવા પામી છે. પરિવર્તન કાળ-ભલે તે અંતે લાભદાયક હોય તો પણ-બહુધા કષ્ટદાયક હોય છે. પ્રાચિન દશામાં શિથિલતા આવતી જાય છે, અને નવીન પોતાનો પાયો સુસ્થાપિત કરી શકતી નથી. અને તે વચ્ચેની જ-સ્થિતિ સમાજને હાનિકર્તા અને દુર્ગતિને પહોંચાડનારી હોય છે. જે સમાજમાં ઉપરોક્ત સ્થિતિમાંથી એકાદ પણ સુસ્થાપિત હોય તે શિવાયના અમારા મધ્યમ શ્રેણીના ગૃહસ્થોને એ વાત ઠીક લાગુ પડે છે. જ્યાં વસ્ત્રભોજનાદિની આવશ્યક સામગ્રીઓ નિમિતે કાંઈ પણ તકલીફ લેવી પડતી નથી, કપડાની જરૂરત પડી, તો બજારમાં કાપડીઆની દુકાનેથી મનપસંદ કાપડનો તાકો ખરીદ કરી દરજીને સુપ્રત કર્યો કે તરત જ લુગડા તૈયાર. બાકી રહ્યું ભોજન ? તે તો લોટ પીસેલો તૈયાર મળી શકે છે, અગર તો દળાવી લઈ શકાય છે. અને બની શકે તો રસોઈ નિમિતે એકાદ ભટ મહારાજ પણ રાખી લેવામાં આવે-છે.

સ્રીઓ ગૃહરાજ્યનું સર્વ કામ ઉપાડી લઈ પોતાનું કાર્ય સારી રીતે કરે એવું તો અમે ઈચ્છીએ છીએ, પરંતુ તેને સદ્ગુણસંપન્ન અને લાયક ગૃહિણી બનાવવાને કાંઈ પણ વ્યવસ્થા કરતા નથી, અને તેમને શિક્ષણ નિમિત્તે યથોચિત પ્રબંધ કરવામાં અમારૂં મુખ મરડીયે છીએ, અને તેમને માટે તો પ્રકૃતિદત્ત જ્ઞાનજ યથેષ્ઠ છે. (જેવી રીતે પશુ પક્ષીઓની હાલતમાં હોય છે), અગરતો તેને માટે અધિક ચિંતા કરવી એ વ્યર્થજ છે એમજ સમજીએ છીએ; પરંતુ કન્યાઓને ઉત્તમ ગૃહિણીપદને વિભૂષિત કરવાને યોગ્ય કરવા સુશિક્ષણની નિઃસંદેહ આવશ્યકતા છે એવું અમારા ખ્યાલમાં રહેલુંજ નથી; કે જે આવશ્યકતા વર્તમાન પરિસ્થિતિમાં અધિકતર વધતી જાય છે. કારણ કે સંયુક્ત-કુટુંબ-પ્રણાલિકા ( joint family system ) હવે તુટતી જાય છે; અને આપણી સ્રીઓને નોકરીવશ પતિની સાથે દૂર દૂર સ્થાનોમાં જીવન વ્યતિત કરવાનું હોય છે કે જ્યાં શિક્ષણ ગ્રહણ કરવાને યોગ્ય સગવડતાઓ મળી શકતી નથી, કે જે શિક્ષણ તેઓને પૂર્વ કાળમાં પોતાનાં પતિનાં કુટુંબમાંજ રહીને મળી શકતુ હતું.

સ્રીશિક્ષા માટે અમારો કાંઈ એવો અભિપ્રાય નથી કે તેઓ શાસ્રિની પરિક્ષા પસાર કરે. અગરતો બી. એ. યા તો એમ-એની ડીગ્રી પ્રાપ્ત કરી ગ્રેજ્યુએટ બની જાય, તથાપિ માનસિક શિક્ષણની ખાતર દરેકે પોતાની માતૃભાષા તો વાંચતાં લખતાં જાણવું જોઈએ, કે જેથી પોતાની બુદ્ધિ વિકાસ નિમિત્તે સમય મેળવી શકે. અગરતો વર્તમાન સ્થિતિથી અણવાકેફ ન રહે-પરંતુ તેની સાથે સ્રીશીક્ષાનો પ્રોગ્રામમાં ગૃહપ્રબંધશાસ્ર, આરોગ્યશાસ્ર, પાક શાસ્ર, ચિકિત્સાશાસ્ર, ધાત્રિશિક્ષા, વિગેરે વિગેરે વ્યવહારિક શિક્ષાનો ક્રમ પણ રહેવો જોઈએ. કારણકે તેઓને રાત દિવસ પ્રસંગે પ્રસંગે તેની જરૂરીયાત પડયા કરે છે.

અવશ્ય સ્મરણમાં રાખવું જોઈએ કે સર્વથી પ્રથમ અને સંગીન શીક્ષણ બાલકોને ગૃહમાંથીજ શરૂ થાય છે, અને માતા એજ પ્રથમ અધ્યાપિકા હોય છે. નિદાન બાળકની ભવિષ્યની ચાલચલગતનું બીજ ( સારૂં યા નરસું ) માતાથીજ રોપાય છે. બાળકોનુ ચારિત્ર કેટલું ઉંચ થશે અને સ્વાવલંબન તથા દેશભક્તિ વિગેરે ઉત્તમ સદ્‌ગુણોનો વિકાશ કેટલી હદ સુધી થશે તે સર્વ તેનાજ ઉપર આધારિત છે તેટલાજ માટે બહુજ આવશ્યક છે કે સ્ત્રીઓના પોતાના વિચારો બહુજ ઉચ્ચ શ્રેણીના હોવા જોઈએ તથા તે કેવળ ભુત-પ્રેતની કલ્પીત વાતોથી બીરૂ બની ભયભિત થનારી, યાતો એક માત્ર ઘરેણા અને લુગડાનીજ ચીંતા કરનારી, યાતો પોતાના અવકાશના સમયને ઝગડા અને ટટાપ્રીસાદમાં વ્યતીત કરનારી ન બની જવી જોઈએ.

આ પ્રકારે ઘરનાં બૈરૂઓને વિશ્રામ મળે છે તેમાં અમારો કાંઈ વિરોધ નથી પરંતુ પ્રશ્ન એ છે કે પછીથી તે રાજરાણીઓ આખો દીવસ કાર્ય શું કરે ? બેઠી બેઠી માખીઓ મારે યા તો અપિતાઆપસમાં પોતાની જેઠાણી દેરાણી યાતો ભાઈ બ્હેન સાથે અને તેમ નહિ તો પોતાના પતિદેવ સાથે હમેશા કંકાસ કરવામાં પોતનો અમૂલ્ય વખત વ્યતિત કરે.

નવીન સભ્યતાથી અમોને ઠીક જોવાયું છે કે સ્ત્રીઓને અધિક શારિરીક પરિશ્રમ તો પડતો નથી. પરંતુ એવી અવસ્થાની તો અવશ્ય જરૂર છે કે તેઓને આવશ્યક વ્યાયામ માટે અવસર મળ્યા કરે. કારણકે ખુલ્લી હવામાં ખેલવા કુદવાનું તો મકાને માટે તેઓને બાધ છે, તો પછી તે નિમિત્તે કાંઈ પણ બંદોબસ્ત અવસ્ય વિચારણીય છે.

નિઃસંદેહ ઉપરોક્ત કથન કાંઈ મજૂર વર્ગની સ્ત્રીઓ માટે નથી, પરંતુ એમ ન સમજવું કે કાંઈ તેમની સ્થિતિ બહેતર છે. તે બીચારીઓને-આવશ્યકતાથી વિશેષ કાર્ય કરવું પડે છે કે જે તેનાં સ્વાસ્થ્યને હાનિકર્તા છે. તદુપરાંત જ્યારે તેને પોતાની અન્ય શક્તિ વિકાસ માટે કાંઈ પણ સમય મળતો નથી તો તે પોતાના સંતાનોની શિક્ષા પરત્વે શું કરી શકે તે પણ ખ્યાલમાં રાખવા જેવી વાત છે.

આપણે જોઈએ છીએ કે હરસાલ અનેકાનેક સભાઓ અને અધિવેશનો ભરાય છે, કે જેમાં સામાજીક સુધારાના ઘણા પ્રસ્તાવો પસાર થાય છે. પરંતુ જ્યારે આગામી વર્ષમાં હિસાબ તપાસીએ છીએ ત્યારે બહુ જ થોડા પ્રવૃત્તિમાર્ગમાં મુકાયલા જોવામાં આવે છે અને અમારા શુભ ચિંતકો આશ્ચર્ય અને ખેદ પ્રદર્શીત કરવા માંડે છે. પરંતુ વિચાર કરવો જોઈએ કે અમારા ઠરાવો કાર્યરૂપે કયાંથી પરિણમે ? પુરૂષો ભલે પોતાની સભાઓમાં મનમાન્યા ઠરાવો પસાર કર્યા કરે, પરંતુ તેમાં તેઓ બીચારાનું કાંઈ પણ ચાલી શકે તેમ નથી. કાર્ય પ્રવૃત્તિ માર્ગમાં વિશેષતઃ નડતર સ્ત્રીઓ તરફનીજ હોય છે. જ્યાંસુધી તે કોઈ પણ પરતા-

# જીવનનો પ્રકાશ.

જેમ દિવસના અંતે રાત્રી તેમ જન્મના અંતે દેહમુક્તિ તો છેજ, પરંતુ જે જીવન સુવા
સનો વારસો મુકી જાય છે તેજ જીવનની સાર્થકતા છે. આર્યભૂમિ ઉપર એવાં ઘણાં જીવન
પસાર થઇ ગયાં છે ને થતાં રહ્યાં છે કે જેના નિદર્શનથી ભવિષ્યની પ્રજાને ઉચ્ચ શિક્ષણ મળ
શકે છે. આ વર્ષમાં અત્રે સ્વર્ગસ્થ થયેલાં બાઇ પુરીનું જીવન પણ તેવાં નિર્મ
જીવન માંહેનું એક હતું એમ તેના સદ્ચરિત્ર ઉપરથી કહેવામાં બાધ નથી. બાઇ પુ
નો જન્મ સં. ૧૯૪૭ માં ભાવનગરમાં આપાણીના આબરૂદાર કુટુંબમાં થયો હતો. બાલ્યવય
તેમનું લાલિત્ય અને શિક્ષણરૂચી દ્રષ્ટાંતિક હતાં. શિક્ષણનો હેતુ કેવળ સ્કુલની પરિક્ષા પસાર
કરવામાં રહેલો નથી, પરંતુ વ્યવહાર પરિચય–કુટુંબપ્રેમ અને સત્કાર્યના સંસ્કારની છાપ પર
માનસ ઉપર પડતી રહે તોજ શિક્ષણની સાર્થકતા છે. આ વાત તેમના કુટુંબ—પરિજન
લક્ષ બહાર નહોતી. જ્યારે બાઈ પુરીની ઉમ્મર ૧૪ વર્ષની થઇ ત્યારે તે ગુજરાત
પાંચમા ધોરણનો અભ્યાસ કરતાં હતાં. આ અરસામાં તેમનાં બ્હેન નાનાં બાળકોને મુકી ગુજર
ગયાં. આ બનાવની તેમના હૃદયને ઉંડી અસર થઈ. તેમની માયાળુ પ્રકૃતિ બાળકો તરફ હંમેશ
પ્રેમાળ રહેતી, તેવામાં પોતાની બ્હેનનાં બાળકોને નમાયાં–નિરાશ થયેલાં જોઈ તેમને પોતાન
ગોદમાં સંભાળવાનું તેણે માથે લીધું. બાળકોને ઘડીપણ વિલાં ન મુકવાં, અને તેમની માતાન
સ્નેહનું સ્થાન લઇ તેમને દુઃખ મુક્ત કરવાં, એવા માયાળુ ભાવથી સ્કુલમાં જવા આવવાનું બ
કરી ગૃહશિક્ષણશાળામાં પ્રવેશ કર્યો. આર્યપ્રજાના કુટુંબવાત્સલ્યનું આ દ્રષ્ટાંત પશ્ચિમની પ્રજા
પણ શિક્ષણીય છે, જ્યારે પશ્ચિમની પ્રજા સ્ત્રીપુરૂષનેજ કુટુંબ–family તરીકે માને છે, બાળ
પણમાં અનેક પ્રકારે સંભાળ–સુશ્રુષાથી ઉછેરી મોટાં કરનાર અને હાજતો પુરી પાડનાર માતા
પીતાને પણ તેઓ વિસરી જાય છે ત્યારે આર્યકુટુંબમાં મા–બાપ અને પતિ તેમજ સંતાનોજ
નહિ પરંતુ માવિતર અને શ્વસુર પક્ષના લાગતાવળગતા સઘળા સંબંધી પરિજનોમાં એકસરખુ
કુટુંબવાત્સલ્ય ફેલાઇ રહેલું હોય છે. એકબીજાના સુખદુઃખમાં તન, મન અને ધનના ભાગ
વહેંચવાની ફરજ મનાય છે, અને તેજ વાત્સલ્યભાવનામાં આર્યગૌરવનો મહિમા અને આબાદ
અવિચ્છિન્ન ટકી રહ્યાં છે.

બાઇ પુરીનાં લગ્ન ભાવનગરમાંજ પરામાં વસતા આબરૂદાર કુટુંબમાં વનમાળ
વ્રજલાલ નામના યુવક સાથે સં. ૧૯૫૯ માં થયાં. તેમનું પતિગૃહ જેમ આબરૂદા
અને બહોળા કુટુંબવાળું હતું તેમ તેમના પતિ મેટ્રીક્યુલેટ થયેલા સુશિક્ષિત અને સુધારક છે
લગ્ન પ્રસંગે તેમના પતિનો અભ્યાસ શરૂ હતો. ઘણા સ્થળે એવું બને છે કે લગ્ન એ શિક્ષણન
શ્રેણીને તોડી પાડવાના હથિયારનું કામ કરે છે. લગ્નની ધુંસરી વળગવા પછી ઘરમાં અનિ
વચ્ચે માન–મોભો અને માંયુસાઇ દર્શાવતા શિક્ષણના સાહિત્યો હાથ ધરવામાં ફુલક થયેમાં
છે. જ્ઞાત અને અજ્ઞાત, નાના અને મોટા ઘરના સ્ત્રીસમાજ વચ્ચે નવું માણસ આવવાથી પોતે
પોતાની સત્તા અને શક્તિ સ્થાપવાનું યુદ્ધપૂર્વક શરૂ થતાં આ અંધાધૂંધી યુદ્ધના સમાધાનમાં
શિક્ષણ તરફ પતિથી ઓછું લક્ષ અપાય છે અને પરસ્પર સાસુ–નણંદ, જેઠાણી, દેરાણી જેઠાણી

